# ઉપોદ્ઘાત

૧. ચરિત્રવાઙ્મય પ્રજાના ઇતિહાસ ઉપર અપૂર્વ પ્રકાશ નાખે છે એટલું જ નહીં પણ પ્રજાનું જીવન પણ ઘડે છે, અને તેથી તે જગતની દરેક ભાષાના સાહિત્યના ઇતિહાસમાં યોગ્ય રીતે વિશિષ્ટ સ્થાન ભોગવે છે. જીવનચરિત્ર અને આત્મકથા એ ચરિત્રવાઙ્મયના બે પ્રકારોમાંથી જીવનચરિત્રોનો પ્રવાહ સ્વાભાવિક રીતે વધારે વેગથી વહી રહેલો છે. ઋગ્વેદમાં આ બન્ને પ્રકારો એક અથવા બીજા રૂપમાં જોવામાં આવે છે. ગૃત્સમદ, વિશ્વામિત્ર, વામદેવ, અત્રિ, ભરદ્વાજ અને વસિષ્ઠ જેવા ઋષિઓનાં મણ્ડલોમાં કેટલાંક એવાં સૂક્તો છે કે જેમાંથી આપણને તે તે ઋષિઓના શબ્દોમાં તેમની એક પ્રકારની આત્મકથા મળી આવે છે. ઋગ્વેદનાં સંવાદ અને ઐતિહાસિક સૂક્તો, નારાશંસી અને દાનસ્તુતિઓમાંથી વ્યક્તિઓનાં જીવન વિષે આપણને કેટલીક માહીતી મળી શકે છે. બ્રાહ્મણ અને ઉપનિષદની અનેક કથાઓ અને વંશાવલીઓ જીવનચરિત્રની સામગ્રી પૂરી પાડે છે.

૨. આ ઉપરાંત ચરિત્રવાઙ્મયને અતિ ઉપયોગી, ઇતિહાસ અને પુરાણ નામનું વિશિષ્ટ પ્રકારનું સાહિત્ય, વૈદિક કાલમાં અસ્તિત્વમાં હતું એમ અથર્વવેદના એક સૂક્ત (૧૫·૬·૧૧,૧૨) ઉપરથી સ્પષ્ટ જણાય છે. કેટલીક વાર 'ઇતિહાસ' અને 'પુરાણ' એ બે શબ્દો સમસ્ત હોય છે તો કેટલીક વાર વ્યસ્ત પણ હોય છે. શતપથ બ્રાહ્મણમાં આ શબ્દોનો બન્ને પ્રકારે પ્રયોગ થએલો છે. (૧૧·૫·૬·૮·૭·૯; ૧૩·૪·૩·૧૨·૧૩), જ્યારે બૃહદારણ્યક ઉપનિષદમાં (૨·૪·૧૦; ૪·૧·૨; ૪·૫·૧૧) વ્યસ્ત અને જૈમિનીય (૧·૫·૩·૯ પુરાણેતિહાસેન ), છાન્દોગ્ય (૩·૪·૧·૨, ૭·૧·૨,૪; ૭·૨·૧; ૭·૭·૧), અથર્વશિરસ્ (૭) અને મહાનારાયણ (૪) ઉપનિષદમાં સમસ્ત રીતે પ્રયોગ થએલો છે. ઇતિહાસપુરાણને પંચમ વેદ તરીકે જે સ્વીકારવામાં આવ્યું છે (છા. ઉ. ૭·૧·૨,૪) તે તેની મહત્તા દર્શાવે છે. કેટલીક વાર ઇતિહાસને અને પુરાણને પૃથક્ પૃથક્ વેદ કહેવામાં આવ્યો છે (શ. બ્રા. ૧૩·૪·૩·૧૨, ૧૩; ગો. બ્રા.

૧.૧૦; શાં. શ્રૌ. સૂ. ૧૬.૨.૨૧.૨૭), તૈત્તિરીય આરણ્યકમાં (૨.૯) ઇતિહાસો અને પુરાણો એમ જે બહુવચનનો પ્રયોગ છે તે બહુ સૂચક છે. વાર્તિકકાર કાત્યાયન (પાણિનિસૂત્ર ૪.૨.૬૦) આખ્યાન, આખ્યાયિકા, ઇતિહાસ અને પુરાણ એ ચાર પ્રકારો દર્શાવે છે, અને પતંજલિ આજ વાર્તિકના મહાભાષ્યમાં ત્રણ આખ્યાયિકાઓનાં નામ પણ આપે છે.

૩. ઇતિહાસ અને પુરાણ એ બે એક જ પ્રકારનું સાહિત્ય હશે કે ભિન્ન પ્રકારનું હશે, અને એક પ્રકારનું હોય તો તે એકજ ગ્રન્થમાં હશે કે ભિન્ન ગ્રન્થોમાં હશે એ પ્રશ્ન વિચારવા જેવો છે. જર્મન પંડિત ગેલ્ડનર કહે છે કે પહેલાં 'ઇતિહાસપુરાણ' અથવા 'ઇતિહાસવેદ' એ નામનો એકજ ગ્રન્થ હતો અને તેમાં યુદ્ધ, સૃષ્ટિ અને વંશોનાં પ્રાચીન આખ્યાનોનો સંગ્રહ હતો. 'ઇતિહાસપુરાણ' એ સમસ્ત પદનો પ્રયોગ અને પછીના કાળમાં જણાતું ઇતિહાસ અને પુરાણનું સામ્ય એ બે તત્ત્વોને આધારે ગેલ્ડનરે પોતાનો અભિપ્રાય બાંધ્યો હોય એમ જણાય છે. 'ઇતિહાસપુરાણ' એ સમસ્ત પદનો પ્રયોગ બહુ વિરલ છે, જ્યારે ઇતિહાસ અને પુરાણ એમ પૃથક્ પ્રયોગ વ્યાપક છે. ઇતિહાસ અને પુરાણનો જે પ્રથમ નિર્દેશ અથર્વવેદમાં (૧૫-૬-૧૧, ૧૨) જોવામાં આવે છે ત્યાં પણ ઇતિહાસ અને પુરાણ એમ વ્યસ્ત પ્રયોગ થએલો છે, અને અથર્વવેદના આ બે મન્ત્રોનું સ્વરૂપ જોતાં સ્પષ્ટ જણાય છે કે ઇતિહાસ, પુરાણ, ગાથા અને નારાશંસી એ ચાર ભિન્ન વિભાગો છે. ઇતિહાસ અને પુરાણનો જ્યાં વ્યસ્ત પ્રયોગ છે ત્યાં પ્રથમ ઇતિહાસનો અને પછી પુરાણનો નિર્દેશ છે. જ્યાં સમસ્તપદ છે ત્યાં પણ જૈમિનીય ઉપનિષદ્ બ્રાહ્મણ એ એક અપવાદ (पुराणैतिहासेन) વિના સર્વત્ર इतिहासपुराणम् એ પ્રમાણે પ્રથમ ઇતિહાસનો અને પછી પુરાણનો નિર્દેશ છે. આ વસ્તુ બહુ સૂચક છે. સમાસના નિયમ પ્રમાણે સમાસમાં ત્રણ અક્ષરવાળો 'પુરાણ' શબ્દ ચાર અક્ષરવાળા 'ઇતિહાસ' શબ્દની પહેલાં આવવો જોઈતો હતો પણ તે પ્રમાણે ન થતાં 'ઇતિહાસ' શબ્દ, એક અપવાદ વિના સર્વત્ર, પ્રથમ આવેલો છે. આ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે ઇતિહાસ એ પુરાણથી પ્રાચીન, જ્યેષ્ઠ, અભ્યર્હિત છે

અને બન્ને વિભાગો વાઙ્મયના ભિન્ન પ્રકારો છે. ઇતિહાસની પ્રાચીનતા અને પુરાણથી ભિન્નતા નિરુક્તકાર યાસ્કાચાર્યના અભિપ્રાય ઉપરથી પણ સ્પષ્ટ પ્રતીત થાય છે. યાસ્કાચાર્ય (નિરુક્ત ૨.૧૬; ૧૨.૧,૧૦) ઇતિહાસની દષ્ટિએ મન્ત્રોનું વ્યાખ્યાન કરનારા વર્ગનો–ઐતિહાસિકોનો–નિર્દેશ કરે છે અને કહે છે કે કેટલાક મન્ત્રો ઇતિહાસમિશ્ર પણ છે (નિરુક્ત ૪.૬). નિરુક્તમાં પુરાણનો કે પૌરાણિકોનો નિર્દેશ જોવામાં આવતો નથી. સાયણાચાર્ય (ઋગ્વેદભાષ્યભૂમિકા, પૃષ્ઠ ૧૭, ૨૯,૩૦. સભાષ્યઋગ્વેદસંહિતા, પ્રથમભાગ, વૈદિકસંશોધનમંડળ, પૂના) ઇતિહાસ અને પુરાણને બ્રાહ્મણવિભાગનાજ અવાન્તર ભેદો તરીકે સ્વીકારી તેમના સ્વરૂપનું વર્ણન કરે છે. આ વર્ણન ઉપરથી જણાય છે કે મન્ત્રબ્રાહ્મણાત્મક વેદમાં જ્યાં યુદ્ધવર્ણન, ઉપાખ્યાન વગેરે છે ત્યાં ઇતિહાસનું તત્ત્વ રહેલું છે, અને જ્યાં સૃષ્ટિ વગેરેનો વિચાર કરવામાં આવેલો છે ત્યાં પુરાણનું તત્ત્વ રહેલું છે. અર્થાત્ સાયણાચાર્યના અભિપ્રાયે ઇતિહાસમાં પુરાવૃત્તની કથા અને પુરાણમાં સર્ગ અને પ્રતિસર્ગનું વર્ણન હોય છે. મહાભારતમાં અનેકવાર ઇતિહાસ અને પુરાણનો પૃથક્ નિર્દેશ છે, અને इतिहासपुराणाभ्यां वेदं समुपबृंहयेत् (આદિપર્વ, ૧. ૨૦.૪, સમીક્ષિત આવૃત્તિ, પૂના) એ પ્રસિદ્ધ શ્લોકમાં દ્વિવચનનો પ્રયોગ પણ છે. રામાયણ, મનુસ્મૃતિ જેવી સ્મૃતિઓ, આપસ્તમ્બ ધર્મસૂત્ર જેવાં ધર્મસૂત્રો, અશ્વઘોષ, કાલિદાસ, વરાહમિહિર, બાણ, કુમારિલ અને શંકરાચાર્ય પુરાણોનો સ્વતંત્ર નિર્દેશ અથવા સૂચન કરે છે. આ પ્રમાણે ઇતિહાસ અને પુરાણ એ બે પ્રકારના સાહિત્યનો પ્રવાહ ભિન્ન ભિન્ન માર્ગે વૈદિક કાલથી વહી રહ્યો છે. તેથી ગેલ્ડરનો અભિપ્રાય સ્વીકાર્ય જણાતો નથી.

૪. ઇતિહાસ અને પુરાણના પ્રવાહો પ્રાચીન કાલથી સાથે સાથે વહેતાં વહેતાં કાલક્રમે એક બીજાના ઉપર સ્વાભાવિક રીતે અસર કરે છે, અને તેને પરિણામે ઇતિહાસમાં પુરાણનું તત્ત્વ અને પુરાણમાં ઇતિહાસનું તત્ત્વ ભળી જાય છે. તદ્વિદો ઇતિહાસનું લક્ષણ આપતાં કહે છે કે
धर्मार्थकाममोक्षाणामुपदेशसमन्वितम् । पूर्ववृत्तकथायुक्तमितिहासं प्रचक्षते ॥,

જ્યારે પુરાણનું લક્ષણ આપતાં વાયુપુરાણ કહે છે કે सर्गश्च प्रतिसर्गश्च वंशो मन्वन्तराणि च । वंश्यानुचरितं चेति पुराणं पञ्चलक्षणम् ॥ (૧.૧૦, ૧૧; વિષ્ણુપુરાણ ૬. ૮. ૨). આ પ્રમાણે ઇતિહાસમાં પ્રાચીન કથાઓ છે, જ્યારે પુરાણમાં સૃષ્ટિ, લય અને પુનઃ-સૃષ્ટિ, દેવ, ઋષિ અને રાજાઓની વંશાવળીઓ અને ચરિત્રો છે. પ્રાચીન કાલમાં વંશોના સંગ્રહરૂપ પુરાણો હશે અને તેમાં કાલક્રમે બીજાં તત્ત્વો ઉમેરાઇ પંચલક્ષણ પુરાણ અસ્તિત્વમાં આવ્યું હશે. અઢાર પુરાણો અને અઢાર ઉપપુરાણો પુરાણસાહિત્યની સમૃદ્ધિ દર્શાવે છે. જુદે જુદે સમયે મહાભારત જેવા ઇતિહાસમાં અને બધાં પુરાણોમાં નવી નવી વસ્તુઓ ઉમેરાએલી છે એટલે અભ્યાસીઓએ તેના ઉપયોગમાં વિવેક-બુદ્ધિ રાખવાની જરૂર છે. મહાભારતની સમીક્ષિત આવૃત્તિ જેમ પૂનામાં તૈયાર થાય છે અને જેમ રામાયણની પણ સમીક્ષિત આવૃત્તિ તૈયાર કરવાનો વડોદરામાં પ્રયત્ન થાય છે તેમ પુરાણોની સમીક્ષિત આવૃત્તિ તૈયાર કરવાનો પ્રયત્ન થાય એ ઇચ્છવા જેવું છે. છતાં પણ આજે આપણને એટલું તો કહેવું પડશે કે પુરાણોની કથા કરનારા સૂત લોકોએ બધી વંશાવલીઓનું અને વંશચરિત્રોનું રક્ષણ કરીને ચરિત્રવાઙ્મયની અને તે દ્વારા ભારતીય ઇતિહાસની જે અપૂર્વ સેવા કરેલી છે તે સુવર્ણાક્ષરે નોંધવા જેવી છે.

૫. ઇતિહાસ અને પુરાણને બ્રાહ્મણ અને ઉપનિષદ સાહિત્યમાં પંચમ વેદ કહેવામાં આવેલું છે તે આપણે પહેલાં જોઇ ગયા છીએ. કાલક્રમે મહા-ભારતરૂપી ઇતિહાસ ચાર વેદ કરતાં પણ અધિક મનાયો (આદિપર્વ, ૧.૨૦૮), અને વેદનું તાત્પર્ય સમજવા માટે ઇતિહાસ અને પુરાણની આવશ્યકતા દર્શાવવામાં આવી (આદિપર્વ ૧.૨૦૪). આ પ્રમાણે ઇતિહાસ અને પુરાણની મહત્તા વધવા લાગી, અને તેની મદદથી ભારતના ભૂતકાળના ઇતિહાસ ઉપર સારો પ્રકાશ પડ્યો.

૬. રામાયણ એ મહાભારતની માફક ઇતિહાસગ્રન્થ છે, પણ તેની એક વિશિષ્ટતા એ છે કે એ જેમ આદિકાવ્ય છે તેમ એ એક આદિ સુસંગત જીવનચરિત્ર પણ છે. વૈદિક સાહિત્ય, ઇતિહાસ અને પુરાણોના ઐતિહાસિક

વિષયોને ઉદ્દેશી સંસ્કૃત સાહિત્યમાં અનેક કાવ્યો, નાટકો, ચંપૂઓ અને આખ્યાયિકાઓ રચાએલાં છે, અને એ રીતે ચરિત્રવાઙ્મયનો પ્રવાહ ચાલુ રહ્યો છે. જૈન અને બૌદ્ધ સાહિત્યમાં પણ આ પ્રકારનું ચરિત્રવાઙ્મય સંસ્કૃત, પાલિ અને પ્રાકૃત ભાષામાં સારા પ્રમાણમાં મળી આવે છે.

૭. અશ્વઘોષનું બુદ્ધચરિત અને કાલિદાસનાં મહાકાવ્યો પછી બાણુભટ્ટનો 'હર્ષચરિત' નામનો ગ્રન્થ ચરિત્રવાઙ્મયમાં વિશિષ્ટ સ્થાન ભોગવે છે, કારણ કે ચરિત્રવાઙ્મયના બન્ને પ્રકારો–જીવનચરિત્ર અને આત્મકથા–એ ગ્રન્થમાં પ્રથમ વાર જોવામાં આવે છે. સંસ્કૃત સાહિત્યમાં કથા અને આખ્યાયિકાના જે વિભાગો પાડવામાં આવેલા છે તેમાં કથામાં કલ્પિત અંશ હોય છે, જ્યારે આખ્યાયિકામાં ઐતિહાસિક અંશ હોય છે. આ આખ્યાયિકાવિભાગમાં હર્ષચરિતનું સ્થાન પ્રથમ છે. ત્યાર પછી ગઉડવહો, નવસાહસાંકચરિત, વિક્રમાંકદેવચરિત, રાજતરંગિણી અને કહાવલી (ભદ્રેશ્વરસૂરિકૃત) જેવા ગ્રન્થોએ ચરિત્રવાઙ્મયને વિકસિત કરેલું છે. ગુજરાતના સમર્થ પણ્ડિતોએ પણ ઇ. સ. ના બારમા શતકથી સંસ્કૃત, પ્રાકૃત અને ગુજરાતી ભાષામાં જીવનચરિત્રો લખી ચરિત્રવાઙ્મયની અસાધારણ સેવા કરેલી છે. હેમચન્દ્રાચાર્યનો ગ્રન્થ 'ચૌલુક્યવંશોત્કીર્તન (દ્વયાશ્રય મહાકાવ્ય)', સોમપ્રભસૂરિનો 'કુમારપાલ–પ્રતિબોધ', સોમેશ્વરના 'કીર્તિકૌમુદી' અને 'સુરથોત્સવ', અરિસિંહનો 'સુકૃતસંકીર્તન,' બાલચન્દ્રસૂરિનો 'વસન્તવિલાસ', ઉદયપ્રભસૂરિનો 'ધર્માભ્યુદય મહાકાવ્ય', જયસિંહસૂરિનો 'હમ્મીરમદમર્દન', પ્રભાચન્દ્રસૂરિનો 'પ્રભાવકચરિત્ર', મેરુતુંગાચાર્યનો 'પ્રબન્ધચિન્તામણિ', સર્વાનન્દસૂરિનો 'જગડુચરિત્ર', અમરચન્દ્રનો 'પદ્માનન્દમહાકાવ્ય', રાજશેખરસૂરિનો 'ચતુર્વિંશતિપ્રબન્ધ', જિનહર્ષનો 'વસ્તુપાલચરિત્ર', પદ્મનાભનો 'કાન્હડદેપ્રબન્ધ', લાવણ્યસમયનો 'વિમલપ્રબન્ધ', કૃષ્ણકવિનો 'રત્નમાળ', રંગવિજયનો 'ગૂર્જરભૂપાવલી': અનેક મુદ્રિત અને અમુદ્રિત ચરિતગ્રન્થો, રાસાઓ અને પ્રબન્ધાવલીઓ–આ બધા ગ્રન્થો ચરિત્રવાઙ્મયના ઇતિહાસમાં મહત્ત્વનું સ્થાન ભોગવે છે. ઇ. સ. ના બારમા શતકથી સોળમા શતક સુધીના સમયમાં ગુજરાતમાં ચરિત્રવાઙ્મયનો પ્રવાહ વધારે બળવાન બનેલો છે.

જ્યારે પુરાણનું લક્ષણ આપતા વાયુપુરાણ કહે છે કે सर्गश्च प्रतिसर्गश्च वंशो मन्वन्तराणि च । वंश्यानुचरितं चेति पुराणं पञ्चलक्षणम् ॥ (૧.૧૦.૧૧, વિષ્ણુપુરાણ ૬. ૮. ૨). આ પ્રમાણે ઇતિહાસમા પ્રાચીન કથાઓ છે, જ્યારે પુરાણમા સૃષ્ટિ, લય અને પુનઃસૃષ્ટિ, દેવ, ઋષિ અને રાજાઓની વંશાવળીઓ અને ચરિત્રો છે. પ્રાચીન કાળમા વર્ગોના સંગ્રહરૂપ પુરાણો હશે અને તેમા ક્રમે ક્રમે બીજા તત્ત્વો ઉમેરાઈ પંચલક્ષણ પુરાણ અસ્તિત્વમા આવ્યુ હશે. અઢાર પુરાણો અને અઢાર ઉપપુરાણો પુરાણસાહિત્યની સમૃદ્ધિ દર્શાવે છે. જુદે જુદે સમયે મહાભારત જેવા ઇતિહાસમા અને બધા પુરાણોમા નવી નવી વસ્તુઓ ઉમેરાએલી છે એટલે અભ્યાસીઓએ તેના ઉપયોગમા વિવેકબુદ્ધિ રાખવાની જરૂર છે. મહાભારતની સમીક્ષિત આવૃત્તિ જેમ પૂનામા સંપાદન થાય છે અને જેમ રામાયણની પણ સમીક્ષિત આવૃત્તિ તૈયાર કરવાનો વડોદરામા પ્રયત્ન થાય છે તેમ પુરાણોની સમીક્ષિત આવૃત્તિ તૈયાર કરવાનો પ્રયત્ન થાય એ ઇચ્છવા જેવું છે. છતા પણ આજે આપણને એટલું તો કહેવું પડશે કે પુરાણોની કથા કરનાર સૂત વગેરેએ બધી વંશાવળીઓનું અને વંશચરિત્રોનું રક્ષણ કરીને ચરિત્રગ્રંથમાળાની અને તે દ્વારા ભારતીય ઇતિહાસની જે અપૂર્વ સેવા કરી છે તે સુવર્ણાક્ષરે નોંધવા જેવી છે.

૫ ઇતિહાસ અને પુરાણને બ્રાહ્મણ અને ઉપનિષદ્ સાહિત્યમા પંચમ વેદ કહેવામા આવેલુ છે તે આપણે પહેલા જોઈ ગયા છીએ. ક્રમે ક્રમે મહાભારતરૂપી ઇતિહાસ ચાર વેદ કરતા પણ અધિક મનાયો (આદિપર્વ, ૧.૨૦૮), અને વેદનુ તાત્પર્ય સમજવા માટે ઇતિહાસ અને પુરાણની આવશ્યકતા દર્શાવવામા આવી (આદિપર્વ ૧.૨૦૪). આ પ્રમાણે ઇતિહાસ અને પુરાણની મહત્તા વધવા લાગી, અને તેની મદદથી ભારતના ભૂતકાળના ઇતિહાસ ઉપર સારો પ્રકાશ પડ્યો.

૬ રામાયણ એ મહાભારતની માફક ઇતિહાસગ્રન્થ છે, પણ તેની એક વિશિષ્ટતા એ છે કે એ જેમ આદિકાવ્ય છે તેમ એ એક આદર્શ માનવ જીવનચરિત્ર પણ છે. વૈદિક સાહિત્ય ઇતિહાસ અને પુરાણોના ઐતિહાસિક

પણે માનવામાં આવ્યું છે. આને લીધે આપણા દેશમાં આત્મચરિતનું સાહિત્ય ઓગણીસમા શતકના આરંભ સુધી અવિકસિત રહેલું છે. પશ્ચિમની પ્રજામાં આત્માવિષ્કરણ (Self-expression)ની વૃત્તિ પ્રબલ હોવાથી અનેક આત્મચરિત્રો મળી આવે છે. ભારતીય પ્રજામાં આત્મનિયમન (Self-suppression)ની વૃત્તિ પ્રધાન હોવાથી લોકો પોતાની વાત કરતાં બહુ સંકોચ પામે છે, અને કહે છે કે धर्मः क्षरति कीर्तनात्, આના પરિણામે ભારતમાં આત્મકથાઓ લખાઇ નહીં. વળી આ આત્મનિયમનની વૃત્તિ એટલી બધી દૃઢ થએલી હતી કે ભારતીય પણ્ડિતો પોતે ગ્રન્થો રચતા હતા અને પોતાના ગુરુઓને સમર્પણ કરી તેમના નામે તે ચઢાવી દેતા હતા. આત્મનિયમનની વૃત્તિના પરિણામે ભારતીય પ્રજા આત્મચરિતસાહિત્યથી વંચિત રહી, આપણાં ઐતિહાસિક સાધનો બહુ નિર્બળ થઇ ગયાં, અને આપણી સંસ્કૃતિના અનેક વિભાગો અને પ્રસ્તરો વિષેનું જ્ઞાન સદાને માટે અસંભવિત બની ગયું.

૧૦. અંગ્રેજી શિક્ષણનો આરંભ થયા પછી ભારતમાં આત્મકથા-સાહિત્યનો વિકાસ થયો અને ચરિત્રવાઙ્મયના બીજા અંશો—જીવનચરિત, રોજનીશી, પત્રો, પ્રવાસવર્ણન, સ્મરણો, પ્રશસ્તિઓ—ને સારો વેગ મળ્યો. ગુજરાતી સાહિત્યમાં પણ આ પ્રમાણે જ બન્યું છે. રોજનીશી, પત્રો અને લેખકનાં પોતાનાં સ્મરણો આત્મકથાના વિભાગમાં આવી શકે છે, જ્યારે બીજાઓનાં સ્મરણો, પત્રો, રોજનીશી, અને પ્રશસ્તિઓ જીવનચરિતના વિભાગમાં આવી શકે છે. એટલે અનુકૂલતાની દૃષ્ટિએ ચરિત્રવાઙ્મયના મુખ્ય બે પ્રકારો—જીવનચરિત અને આત્મકથા—નો વિચાર કરવાનો હોય છે. પ્રથમ આપણે જીવનચરિતના સાહિત્યનો સંક્ષેપમાં વિચાર કરી આત્મકથાનો વિચાર કરીશું.

૧૧. ઇ. સ. ૧૮૬૦ના માર્ચની ૨૭મી તારીખે રા. સા. મહીપતરામ રૂપરામ નીલકંઠ (૧૮૨૯–૧૮૯૧) શિક્ષણશાસ્ત્રના વધુ અભ્યાસ માટે ઈંગ્લંડ ગયા અને બીજે વર્ષે પાછા આવી તેમણે શિક્ષણ અને સાહિત્યમાં

મિરાતે સિકંદરી મિરાતે અહમદી અને દીવાન રણછોડજી અમરજીના (૧૭૬૮-૧૮૪૧) તારીખે સોરઠ જેવા ઐતિહાસિક ગ્રન્થોમા આત્મકથાનો અંશ જોઈ શકાય છે. ગુજરાતની બહારના મધ્યકાલીન વિદ્વાનોએ સોમપાલવિલાસ, પૃથ્વીરાજવિજય, હમ્મીરમહાકાવ્ય, પારિજાતમંજરી, રામપાલચરિત્ર, શિવપુરાણ (છત્રપતિ શિવાજી મહારાજનુ જીવનચરિત્ર) પરમાનન્દકાવ્ય (સંભાજીનુ જીવનચરિત્ર) ઇત્યાદિ ગ્રન્થો રચી ચરિત્રવાઙ્મયમા પોતાનો ફાળો આપેલો છે. હસ્તલિખિત ગ્રન્થોની પ્રસિધ્ધ અને અપ્રસિધ્ધ સૂચીઓ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે હજી ચરિત્રવાઙ્મયના અસખ્ય ગ્રન્થો પ્રસિધ્ધ થએલા નથી. આ બધા ગ્રન્થોને જેમ બને તેમ જલ્દી પ્રકટ કરવાની આવશ્યકતા છે

૮. ચરિત્રવાઙ્મયની આ રૂપરેખા સ્પષ્ટ દર્શાવે છે કે જીવનચરિતસાહિત્યનો વિકાસ સારા પ્રમાણમા જ્યારે થએલો છે ત્યારે આત્મકથાસાહિત્યનો વિકાસ બિલકુલ થયો જ નથી. વળી જીવનચરિતસાહિત્યમા પણ સામાન્ય રીતે રાજાઓ, મન્ત્રીઓ અને આચાર્યોના જીવનચરિત્રો લખાએલા છે, પણ સમાજની વિશિષ્ટ વ્યક્તિઓના જીવનચરિત્રો લખાએલા નથી. રાજાઓ વગેરેના જે જીવનચરિત્રો લખાએલા છે તેમા પણ લેખકોએ અહોભાવથી અતિશયોક્તિપૂર્ણ વર્ણનો કરેલા છે. શ્રી પણ્ડિત નવલરામભાઈએ ચરિત્રનિરૂપકના જે આવશ્યક ગુણો દર્શાવેલા છે તે બહુ થોડા લેખકોમા જોવામા આવે છે. પશ્ચિમના વિદ્વાનોએ આ વિષયમા સારી પ્રગતિ કરેલી છે. આ વિષયમા ભારતીય પ્રજા તેમનુ અનુકરણ કરે તો ભારતને ઘણો લાભ થાય એમ છે

૯. પાશ્ચાત્ય અને ભારતીય પ્રજાના કેટલાક વિશિષ્ટ લક્ષણોના પરિણામે તેમના સાહિત્ય અને સંસ્કૃતિના સ્વરૂપો ભિન્ન ભિન્ન રીતે ઘડાએલા છે. પાશ્ચાત્ય પ્રજાની જીવનદૃષ્ટિ વાસ્તવિકતા અને ઉપયુક્તતાના વિચારોથી રંગાએલી છે, જ્યારે ભારતીય પ્રજાની જીવનદૃષ્ટિ ઐહિક અને પારલૌકિક વિચારોથી રંગાએલી છે. ભારતીય પ્રજામાં સામાન્ય રીતે વધારે પ્રમાણમા સાત્ત્વિકતા હોવાથી આત્મચરિત્ર જેવા ગ્રન્થો લખવામા દંભ, અહંભાવ આવી જાય છે તેથી તે લખવા જેવુ નથી એમ સામાન્ય-

૧૨. પછી ૧૯૧૦માં શ્રી (પછી પ્રો.) મોહનલાલ પાર્વતીશંકર દવેએ (૧૮૮૩) 'સમાલોચક' માસિકમાં 'વિદ્યમાન સાક્ષરો'ની માળામાં પ્રિ. (પછીરા.બ.) કમળાશંકર ત્રિવેદીનું (૧૮૫૭–૧૯૨૫) સંક્ષિપ્ત જીવનવૃત્તાન્ત લખી પ્રસિદ્ધ કર્યું. આજ વર્ષમાં શ્રી (પછી પ્રો. ડૉ.) કાન્તિલાલ પંડ્યાએ (૧૮૮૬) શ્રી ગોવર્ધનરામ ત્રિપાઠીનું જીવનચરિત્ર પ્રસિદ્ધ કર્યું. ૧૯૧૭માં શ્રી વિનાયક મહેતાએ (૧૮૮૩–૧૯૪૦) પોતાના પિતા રા. બ. નન્દશંકરનુ (૧૮૩૫–૧૯૦૫) "જીવનચિત્ર" પ્રકટ કર્યું. આ બન્નેય ગ્રન્થોએ ગુજરાતી સાહિત્યમાં યોગ્ય રીતે વિશિષ્ટ સ્થાન પ્રાપ્ત કર્યું છે. ૧૯૧૨માં વડોદરામાં જ્યારે ચોથી ગુજરાતી સાહિત્ય પરિષદ્ ભરાઇ ત્યારે શ્રી જયસુખરાય જોષીપુરાએ ૧૦૮ વિદેહી અને ૮૪ વિદ્યમાન સાક્ષરોનાં સંક્ષિપ્ત જીવનચરિત્ર લખી, જ્યાં શક્ય હતું ત્યાં તેમનાં ચિત્રો મૂકી, 'સચિત્ર સાક્ષરમાળા' એ નામનો એક મહત્ત્વનો ગ્રન્થ પ્રસિદ્ધ કર્યો. ૧૯૧૫માં શ્રી સયાજીસાહિત્યમાળાનો વડોદરામાં આરંભ થયો અને તેમાં આજ સુધી એકંદર પંદર ગુજરાતી સાક્ષરોનાં જીવનચરિત્રો પ્રસિદ્ધ થયાં. આ માળામાં નરસિંહ અને મીરાંબાઇ, પ્રેમાનન્દ અને દયારામ, દલપતરામ અને મહીપતરામ, શ્રીમન્નૃસિંહાચાર્યજી અને સાગર જેવા ભિન્ન ભિન્ન કાળની વિભૂતિઓનાં જીવનચરિત્રોથી જે વૈવિધ્ય આવ્યું છે તે ખરેખર આકર્ષક છે. ૧૯૩૦માં અમદાવાદની ગુજરાત વર્નાક્યુલર સોસાયટી (હાલની ગુજરાત વિદ્યાસભા) તરફથી શ્રી હીરાલાલ પારેખના સ્તુત્ય પ્રયાસના પરિણામે 'ગ્રન્થ અને ગ્રન્થકાર' નામની એક શ્રેણીનો આરંભ થયો. આ શ્રેણીમાં આજ સુધી દશ પુસ્તકો પ્રકટ થયાં છે, અને તેમાં ગુજરાતના લગભગ પાંચસો વિદેહી અને વિદ્યમાન વિદ્વાનો વિષે જે માહીતી આપવામાં આવેલી છે તે અભ્યાસીઓને અતિ ઉપયોગી થઇ પડી છે.

૧૩. કવીશ્વર દલપતરામે પોતાના જીવનના છેલ્લા પંદર માસની માંદગીમાં પોતાની જીવનકથાની જે વિસ્તૃત નોંધ ઉતરાવી હતી તેને આધારે તેમના પુત્ર શ્રી ન્હાનાલાલ કવિએ (૧૮૭૭–૧૯૪૬) કવીશ્વરનું અવિરતર જીવનચરિત લખ્યું અને બે ભાગમાં પ્રસિદ્ધ કર્યું (૧૯૩૩,

નવું ચૈતન્ય રેડ્યું. કરસનદાસ ચરિત્ર (૧૮૭૮), દુર્ગારામ ચરિત્ર (૧૮૭૯) અને પોતાનાં ધર્મપત્નીનું ચરિત્ર–પાર્વતીકુંવર આખ્યાન (બીજી આવૃત્તિ ૧૮૮૧) એ ત્રણ પુસ્તકો પ્રકટ કરી તેમણે અર્વાચીન ગુજરાતી વાઙ્‌મયમાં જીવનચરિતના સાહિત્યનો વાસ્તવિક રીતે આરંભ કર્યો. આ પહેલાં કવિ નર્મદાશંકરે (૧૮૩૩–૧૮૮૬) દયારામ વગેરે કવિઓની સંક્ષિપ્ત જીવનરેખા આપવાનો પ્રયત્ન કરેલો હતો અને શ્રી મનઃસુખરામ ત્રિપાઠીએ (૧૮૪૦–૧૯૦૭) પ્રાર્થના જીવનચરિત્ર અને શ્રી દલપતરામ કવિએ (૧૮૨૦–૧૮૯૮) 'ફાર્બસવિલાસ' અને 'ફાર્બસવિરહ' લખેલાં, પણ ચરિત્રનિરૂપકને આવશ્યક એવા શોધ, સત્યતા, વિવેક અને વર્ણનશક્તિ એ ચાર ગુણ પ્રથમ વાર શ્રી મહીપતરામભાઈમાં આપણે જોઈ શકીએ છીએ અને તેથી તેમને જીવનચરિતસાહિત્યના પથિકૃત્ તરીકે માન આપવું ઘટે છે.

પછી ૧૮૮૮ માં શ્રી કૃષ્ણરાવ દિવેટિયાએ (૧૮૬૩–૧૯૨૧) પોતાના પિતા ભક્તકવિ સરદાર રા. બ. ભોળાનાથ સારાભાઈનું (૧૮૨૨–૧૮૬૬) જીવનચરિત્ર પ્રકટ કર્યું. આજ વર્ષમાં શ્રી નવલરામભાઈએ (૧૮૩૬–૧૮૮૮ કવિ નર્મદાશંકરની 'મારી હકીકત' ઉપરથી વીર નર્મદનું જીવનચરિત્ર તૈયાર કરી 'કવિજીવન' એ નામે પ્રસિદ્ધ કર્યું. શ્રી ઝવેરીલાલ ઉમિયાશંકર યાજ્ઞિકે ૧૮૮૯માં કરેલી સૂચનાને સ્વીકારી રા. બ. મોહનલાલ રણછોડદાસ ઝવેરીએ (૧૮૨૯–૧૮૯૬) પોતાના પિતા અને ગુજરાતી કેળવણીના પિતા શ્રીરણછોડદાસ ગિરધરભાઈ ઝવેરી (૧૮૦૩–૧૮૭૩)નું જીવનચરિત લખ્યું. શ્રી ગોવર્ધનરામ ત્રિપાઠીએ (૧૮૫૫–૧૯૦૭) આપણા આદ્ય વિવેચક નવલરામભાઈનું જીવનચરિત્ર લખી ૧૮૯૧ માં પ્રસિદ્ધ કર્યું, અને ૧૯૦૫ માં પોતાની પુત્રી લીલાવતીના સ્મરણમાં 'લીલાવતી જીવનકલા' પ્રકટ કરી. તેમનો રચેલો 'દયારામનો અક્ષરદેહ' તેમના અવસાન પછી એક વર્ષે (૧૯૦૮) પ્રસિદ્ધ થયો. શ્રી મનઃસુખરામભાઈએ પણ 'સુરત ગોકુલજી ચરિત્ર' (૧૯૦૦) દ્વારા આપણને બીજું જીવનચરિત્ર આપેલું છે. આ પ્રમાણે ગુજરાતી વાઙ્‌મયમાં જીવનચરિતસાહિત્યનો પ્રવાહ આગળ ચાલવા લાગ્યો.

૧૨. પછી ૧૯૧૦માં શ્રી (પછી પ્રો.) મોહનલાલ પાર્વતીશંકર દવેએ (૧૮૮૩) 'સમાલોચક' માસિકમાં 'વિદ્યમાન સાક્ષરો'ની માળામાં પ્રિ. (પછીરા.બ.) કમળાશંકર ત્રિવેદીનું (૧૮૫૭-૧૯૨૫) સંક્ષિપ્ત જીવનવૃત્તાન્ત લખી પ્રસિદ્ધ કર્યું. આજ વર્ષમાં શ્રી (પછી પ્રો. ડૉ.) કાન્તિલાલ પંડ્યાએ (૧૮૮૬) શ્રી ગોવર્ધનરામ ત્રિપાઠીનું જીવનચરિત્ર પ્રસિદ્ધ કર્યું. ૧૯૧૭માં શ્રી વિનાયક મહેતાએ (૧૮૮૩-૧૯૪૦) પોતાના પિતા રા બ. નન્દશંકરનું (૧૮૩૫-૧૯૦૫) "જીવનચિત્ર" પ્રકટ કર્યું. આ બન્નેય ગ્રન્થોએ ગુજરાતી સાહિત્યમાં યોગ્ય રીતે વિશિષ્ટ સ્થાન પ્રાપ્ત કર્યું છે. ૧૯૧૨માં વડોદરામાં જ્યારે ચોથી ગુજરાતી સાહિત્ય પરિષદ્ ભરાઇ ત્યારે શ્રી જયસુખરાય જોષીપુરાએ ૧૦૮ વિદેહી અને ૮૪ વિદ્યમાન સાક્ષરોનાં સંક્ષિપ્ત જીવનચરિત્ર લખી, જ્યાં શક્ય હતું ત્યાં તેમનાં ચિત્રો મૂકી, 'સચિત્ર સાક્ષરમાળા' એ નામનો એક મહત્ત્વનો ગ્રન્થ પ્રસિદ્ધ કર્યો. ૧૯૧૫ માં શ્રી સયાજીસાહિત્યમાળાનો વડોદરામાં આરંભ થયો અને તેમાં આજ સુધી એકંદર પંદર ગુજરાતી સાક્ષરોનાં જીવનચરિત્રો પ્રસિદ્ધ થયાં. આ માળામાં નરસિંહ અને મીરાંબાઇ, પ્રેમાનન્દ અને દયારામ, દલપતરામ અને મહીપતરામ, શ્રીમન્નૃસિંહાચાર્યજી અને સાગર જેવા ભિન્ન ભિન્ન કાળની વિભૂતિઓનાં જીવનચરિત્રોથી જે વૈવિધ્ય આવ્યું છે તે ખરેખર આકર્ષક છે. ૧૯૩૦ માં અમદાવાદની ગુજરાત વર્નાક્યુલર સોસાયટી (હાલની ગુજરાત વિદ્યાસભા) તરફથી શ્રી હીરાલાલ પારેખના સ્તુત્ય પ્રયાસના પરિણામે 'ગ્રન્થ અને ગ્રન્થકાર' નામની એક શ્રેણીનો આરંભ થયો. આ શ્રેણીમાં આજ સુધી દસ પુસ્તકો પ્રકટ થયાં છે, અને તેમાં ગુજરાતના લગભગ પાંચસો વિદેહી અને વિદ્યમાન વિદ્વાનો વિષે જે માહીતી આપવામાં આવેલી છે તે અભ્યાસીઓને અતિ ઉપયોગી થઇ પડી છે.

૧૩. કવીશ્વર દલપતરામે પોતાના જીવનના છેલ્લા પંદર માસની માંદગીમાં પોતાની જીવનકથાની જે વિસ્તૃત નોંધ ઉતરાવી હતી તેને આધારે તેમના પુત્ર શ્રી ન્હાનાલાલ કવિએ (૧૮૭૭-૧૯૪૬) કવીશ્વરનું સવિસ્તર જીવનચરિત લખ્યું અને બે ભાગમાં પ્રસિદ્ધ કર્યું (૧૯૩૩,

૧૯૪૦ ) શ્રી કેશવરામ શાસ્ત્રીના ગ્રન્થો-કવિચરિત ભાગ ૧-૨ (૧૯૩૯, ૧૯૪૧) અને આપણા કવિઓ ખણ્ડ ૧ (૧૯૪૨), શ્રી ભીખાભાઈ શુક્લનો ગ્રન્થ 'સ્વ. નાથાશંકર શાસ્ત્રીનું જીવનચરિત' (૧૯૪૩), શ્રી રામલાલ મોદીનો ગ્રન્થ-ભાલણ, ઉદ્ધવ, ભીમ (૧૯૪૪), શ્રી વિજયરાય વૈદ્યનો 'શુક્રતારક' (૧૯૪૪), શ્રી નવલરામ ત્રિવેદીનો 'કલાપી' (૧૯૪૪), શ્રી દુર્ગાશંકર શાસ્ત્રીનો 'પંડિત ભગવાનલાલ ઇન્દ્રજીનું જીવનચરિત' (૧૯૪૫), 'આચાર્ય આનન્દશંકર ધ્રુવ સ્મારક ગ્રંથ' ખણ્ડ ૩ (૧૯૪૩-૪૬), અને શ્રી અબાલાલ પુરાણીનો 'મણિલાલ નભુભાઈ દ્વિવેદીનું જીવનચરિત' (૧૯૫૧) ઇત્યાદિ ચરિત્રવાઙ્મયના ગ્રન્થો ગુજરાત વિદ્યાસભા તરફથી પ્રસિદ્ધ થયા છે અને તેથી ચરિત્રવાઙ્મય વાસ્તવિક રીતે સમૃદ્ધ બન્યું છે.

૧૪. આ ઉપરાન્ત અન્ય વિદ્વાનોએ અનેક વિશિષ્ટ વ્યક્તિઓના જીવનચરિત્રો આલેખેલાં છે. શ્રીકૃષ્ણ, મહાવીરસ્વામી અને ગૌતમબુદ્ધ, શંકરાચાર્ય અને હેમચન્દ્રાચાર્ય, વલ્લભાચાર્ય અને વિઠ્ઠલનાથ, સહજાનંદ સ્વામી અને દયાનન્દ સરસ્વતી, અખો અને દયારામ, શ્રીમન્નૃસિંહાચાર્યજી અને વિશ્વવન્દ્ય, ઝંડુ ભટ્ટજી અને બાલકૃષ્ણ ઇન્દ્રજી, શ્રીમન્ત સયાજીરાવ ગાયકવાડ અને દિ બ અંબાલાલભાઈ, આશારામ દલીચંદ અને સર રમણભાઈ, મોતીભાઈ અમીન અને રવિશંકર મહારાજ, જૈન ગુર્જર કવિઓ અને હાજીમહમદ સ્મારક ગ્રન્થ ઇત્યાદિ ગ્રન્થો, ભારતના અન્ય આચાર્યો, સાધુસંતો અને દેશનેતાઓના જીવનચરિત્રો અને મહાત્મા ગાંધીજીના જીવનને અંગે રચાએલું વિપુલ સાહિત્ય-આ બધા પ્રવાહોએ જીવનચરિતની સાહિત્યસરિતાને વિશાલ અને વેગવતી બનાવી છે. શ્રી ચનિલાલ ત્રિવેદીના 'આચાર્ય આનન્દશંકર' અને શ્રી નરહરિ પરીખના 'સરદાર વલ્લભભાઈ' (બે ભાગ) જેવા હમણાં પ્રસિદ્ધ થએલા મહત્ત્વના ગ્રન્થોએ અને સર લલ્લુભાઈ શામળદાસ જેવી પ્રસિદ્ધ વ્યક્તિઓના જીવનચરિત્રની લેખમાળાઓએ ચરિત્રવાઙ્મયમાં સારો ફાળો આપ્યો છે. વિદ્યાર્થીઓ માટે પ્રસિધ્ધ થએલી અનેક ચરિત્રગ્રન્થાવલીઓએ જીવનચરિતસાહિત્યને લોકભોગ્ય બનાવ્યું છે. આપણા કેટલાક તરુણ વિદ્વાનોએ

પરિશ્રમ કરીને મણિલાલ નભુભાઇ દ્વિવેદી, નરસિંહરાવ દિવેટિયા અને સર રમણભાઈ જેવા પ્રતિભાસંપન્ન પણ્ડિતોના જીવન અને સાહિત્ય ઉપર મહા-નિબન્ધો લખ્યા છે અને 'પણ્ડિત' (ડૉક્ટર)ની પદવી પ્રાપ્ત કરી છે. આ પ્રમાણે અત્યારે એક બાઇ 'પણ્ડિત' પદવીને માટે આચાર્ય આનન્દ-શંકર વિષે મહાનિબન્ધ લખી રહ્યા છે. આ બધું સાહિત્ય જ્યારે પ્રસિદ્ધ થશે ત્યારે ચરિત્રવાઙ્મયની સમૃદ્ધિ વધશે એમાં શંકાને સ્થાન નથી. આપણા અભ્યાસકો આ રીતે વિશિષ્ટ વ્યક્તિઓ વિષે સવિસ્તર અને સપ્રમાણ ગ્રન્થો લખી 'પણ્ડિત' પદવી મેળવે તો ગુજરાતી સાહિત્યની ચરિત્રવાઙ્મયની શાખા સ્વાભાવિક રીતે ફાલે અને ફૂલે.

૧૫. જીવનચરિત્રના સાહિત્યની માફક આત્મકથાના સાહિત્યનો ઉદ્ગમ અને વિકાસ પણ રસપ્રદ છે. ગુજરાતી વાઙ્મયમાં આત્મકથા-સાહિત્યનો આરંભ રોજનીશીથી થએલો હોય એમ જણાય છે. શ્રી દુર્ગારામ મહેતાજીએ (ઇ. સ. ૧૮૦૯-૧૮૭૮) ૧૮૪૩ થી રોજનીશી લખવાની શરૂ કરી અને તેમાં પોતાના ખાનગી જીવનની નોંધને બદલે પોતાની જાહેર પ્રવૃત્તિઓની નોંધ રાખવા માંડી. દસેક વર્ષની આવી નોંધને આધારે જ શ્રી મહીપતરામે દુર્ગારામ ચરિત્ર ( વાસ્તવિક રીતે તો દુર્ગારામ આત્મકથા ) લખેલું છે. પછીથી શ્રી ભોળાનાથ સારાભાઇએ રોજનીશી લખવાનો આરંભ કર્યો હતો, અને તેના ઉપરથી શ્રી કૃષ્ણરાવ દિવેટિયાએ ભોળાનાથચરિત્ર લખ્યું હતું. કવિ નર્મદાશંકરે ૧૮૫૪ થી 'મારી હકીકત' ની કંઇ કંઇ નોંધ રાખવા માંડેલી પણ તે નિયમિત ન હતી, કારણ કે તે વખતે કવિને 'મારી હકીકત' લખવાનો વિચાર ન હતો. ૧૮૬૬ માં કવિએ પોતાનું જીવનચરિત્ર લખી તેની પાંચ સાત નકલો છપાવી અને પોતાના સ્નેહી સંબંધીઓને આપી. આમાંની એક નકલનો ઉપયોગ કરી શ્રી પણ્ડિત નવલરામે ૧૮૮૭ માં નર્મદાશંકરનું કવિજીવન લખ્યું હતું. કવિએ પોતાના જીવનનાં છેલ્લાં વીસ વર્ષોની નોંધ, રોજની અથવા માસની અને વર્ષવાર, રાખેલી પણ તે છપાવી શક્યા ન હતા અને તેથી શ્રી નવલરામ ૧૮૬૬

પછીનું કવિજીવન લખવામાં આ મહત્ત્વના સાહિત્યનો ઉપયોગ કરી શક્યા નથી. કવિની આત્મકથાના આ અપ્રસિદ્ધ સાહિત્યમાંથી ૧૮૬૬ થી ૬૯ સુધીની કવિની રોજનીશી મળી આવી છે અને તે 'ઉત્તરનર્મદચરિત્ર'માં (ગુજરાતી પ્રેસ, ૧૯૩૯) પ્રસિદ્ધ થઈ છે. કવિના ૧૮૬૫ થી ૭૦ સુધીના કેટલાક પત્રો અને શ્રી રાજારામ રામશંકર શાસ્ત્રીએ લખેલાં કવિના છેલ્લાં અગીઆર બાર વર્ષના (૧૮૭૫–૮૬) સ્મરણો પણ આ જ ગ્રન્થમાં પ્રસિદ્ધ કરવામાં આવ્યાં છે. કવિએ પોતે પોતાના અને સ્નેહી સબંધીઓ વિષે ઘણું લખ્યું હતું પણ દુર્ભાગ્યે એ બધું આજ અપ્રાપ્ય થઈ ગયું છે. વધારે દુર્ભાગ્યની વાત તો એ છે કે કવિના ઘણા પત્રો મળી આવે છે પણ તે એટલા બધા જીર્ણ થઈ ગયા છે કે તેનો ઉપયોગ થઈ શકતો નથી. ગયા યુદ્ધમાં ઈંગ્લંડમાં બૉમ્બમારાથી પુસ્તકાલયોનો નાશ થએલો અને ઘણાં ઉપયોગી પુસ્તકોને હાનિ પહોંચેલી, પણ વિજ્ઞાનની મદદથી આજે એ બધાં પુસ્તકોનું સમારકામ અદ્‌ભુત રીતે ચાલે છે અને અલ્પ સમયમાં તે પુસ્તકો ઉપયોગમાં લઈ શકાય એવી સ્થિતિમાં આવી જશે. આપણા સ્વતન્ત્ર દેશમાં આવી કોઈ યોજના સ્વીકારવામાં આવે તો સમયમૂર્તિ વીર કવિના વિપુલ પત્રાત્મકસાહિત્યનો ઉદ્ધાર થઈ શકે અને આપણા જ્ઞાનમાં વધારો થાય.

૧૬. નર્મદયુગની બીજી કેટલીક વ્યક્તિઓએ પણ આત્મકથાઓ લખેલી છે. રા. બ. મોહનલાલ રણછોડદાસ ઝવેરી–આપણા પરમમાન્ય વયોવૃદ્ધ વિદ્વાન્ દિ. બ. કૃષ્ણલાલ ઝવેરીના પિતા–એ ઈ સ ૧૮૭૧માં 'આત્મકથન' લખેલું છે. પંડિત ભગવાનલાલ ઇન્દ્રજીએ ૧૮૮૮માં પોતાના જીવનની નોંધ કરાવી હતી, અને શ્રી દુર્ગાશંકર શાસ્ત્રીએ પંડિતજીનું જીવનચરિત્ર લખવામાં આ નોંધનો ઉપયોગ કરેલો છે. કવીશ્વર દલપતરામે ૧૮૯૭માં જે સવિસ્તર નોંધ ઉતરાવેલી તે તેમની આત્મકથા જ ગણી શકાય. શ્રી ભાઉશંકર નાનાભાઈ ભટ્ટે (૧૮૪૫–૧૯૨૦) 'મારી અનુભવની નોંધ' લખી, ત્યારે શ્રી ગણપતરામ રાજારામ ભટ્ટે (૧૮૪૮–૧૯૨૦) ૧૯૦૭માં 'મારો જીવનવૃત્તાન્ત' લખ્યો. શ્રી કલ્યાણરાય છોટાલાલ નરભેરામ ભટ્ટ (૧૮૫૦–૧૯૩૭) આ જ યુગના પંડિત છે. એમણે ૧૯૩૫માં ૮૫

વર્ષની વયે લખેલું 'આત્મવૃત્તાન્ત' આ યુગના અલ્પ આત્મકથાસાહિત્યમાં મહત્ત્વનો વધારો કરે છે. શ્રી છોટાલાલના સમકાલીન સાહિત્યમાર્તંડ રા. બ. હરગોવિન્દદાસ દ્વારકાદાસ કાંટાવાળાએ (૧૮૪૪-૧૯૩૧) પોતાનું જીવનચરિત્ર લખ્યું છે અને તે તેમના પૌત્ર શ્રી કાન્તિલાલ પાસે છે. આપણે આશા રાખીએ કે શ્રી કાન્તિલાલ પોતાના પિતામહની આત્મકથા સત્વર પ્રસિધ્ધ કરી ગુજરાતી સાહિત્યના અભ્યાસકોને ઉપકૃત કરે.

૧૭. ગોવર્ધનયુગના વિદ્વાનોએ એક કે બીજા રૂપમાં આત્મચરિત્ર આલેખીને આત્મકથાના સાહિત્યને પ્રાણવાન્ બનાવ્યું છે. શ્રી નારાયણ હેમચન્દ્રે (૧૮૫૫-૧૯૦૪) 'હું પોતે' એ નામથી આત્મકથા લખેલી છે. રા. બ. કમલાશકર પ્રાણશંકર ત્રિવેદીએ લગભગ ૧૯૧૮ સુધીનો લખેલો પોતાનો વૃત્તાન્ત, 'અનુભવવિનોદ', પ્રથમ 'સમાલોચક'માં છપાએલો, અને પછી તેમના પુત્ર પ્રો. (હાલ પ્રિ.) અતિસુખશંકર ત્રિવેદીએ (૧૮૮૫) ૧૯૩૩માં બીજી વધારાની હકીકતો આપી તેને પુસ્તકાકારે પ્રકટ કર્યો. શ્રી મણિલાલ નભુભાઇ દ્વિવેદીએ (૧૮૫૮-૧૮૯૮) રચેલું 'આત્મવૃત્તાન્ત' 'વસન્ત' (વર્ષ ૨૯, ૩૦, ૩૧)માં છપાઇ ગયેલું છે. શ્રી મણિશંકર રત્નજી ભટ્ટ (૧૮૬૭-૧૯૨૩) ઇ. સ. ૧૮૯૭ માં મણિલાલ પાસે એમના 'આત્મવૃત્તાન્ત'ની માગણી કરે છે. આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે શ્રી મણિલાલે લખેલું 'આત્મવૃતાન્ત' ૧૮૯૭ માં વિદ્યમાન હતું. શ્રી નરસિંહરાવ દિવેટિયાની (૧૮૫૯-૧૯૩૭) જે રોજનીશી ગુજરાત વિદ્યાસભાએ હમણાંજ (૯-૨-૧૯૫૩) પુસ્તકાકારે પ્રસિદ્ધ કરી છે તે ઉપરથી જણાય છે કે શ્રી નરસિંહરાવભાઇએ ઈ. સ. ૧૯૯૨થી રોજનીશી લખવાનો આરંભ કરેલો છે. આ રોજનીશીમાં ૧૯૩૫ સુધી શ્રી દિવેટીયાએ જે નોંધ કરેલી છે તેમાં શોધ, સત્યતા, વિવેક અને વર્ણનશક્તિ એ ચરિત્રનિરૂપકના ચાર ગુણો વિશિષ્ટ સ્વરૂપમાં જોવામાં આવે છે અને તેથી આ ગ્રન્થ ગુજરાતી સાહિત્યમાં રોજનીશીનો આદર્શ બને છે. 'કાન્તમાલા'ના ચતુર્થવિભાગ (કાન્તવિભાગ)માં શ્રી મણિશંકર ભટ્ટના જે પત્રો પ્રકટ કરવામાં આવેલા છે તેને એક રીતે કાન્તની આત્મકથા કહીએ તો ખોટું નથી. રા. બ.

ગોવિન્દભાઇ હાથીભાઇ દેસાઈએ (૧૮૬૩-૧૯૪૪) લખેલો 'વડોદરામાં ચાળીસ વર્ષ' નામનો ગ્રન્થ એ વાસ્તવિક રીતે એમની આત્મકથા જ છે. દિ.બ.પ્રો.બળવંતરાય ઠાકોરે (૧૮૬૯-૧૯૫૨) 'પંચોતેરમે' (૧૯૪૬) નામના પુસ્તકમાં 'મિતાક્ષર નોંધ'માં જે આત્મકથા આપી છે તે બોધક અને રસપ્રદ છે. તેઓ નિયમિત રોજનીશી લખતા હતા અને તેમાં શ્રી નરસિંહરાવ દિવેટીયાની માફક બહુ મહત્ત્વની સવિસ્તર નોંધ કરતા હતા. તેમના પત્રો અને રોજનીશી પ્રકટ કરવાની યોજના થઇ છે એ ઘણુ આનન્દની વાત છે.

૧૮. પ્રો. બ. ક. ઠાકોરથી એકવીસ દિવસે મોટા પૂજ્ય મહાત્મા ગાંધીજીએ (૧૮૬૯-૧૯૪૮) પ્રથમ દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ, અને આફ્રિકાની અને હિન્દુસ્તાનની જેલના અનુભવો લખી એક પ્રકારનું પોતાનું જીવનચરિત્ર પ્રસિદ્ધ કર્યું હતું. પણ પછીથી તેમણે બે ખંડમાં પ્રસિદ્ધ કરેલા 'સત્યના પ્રયોગો અથવા આત્મકથા' (૧૯૨૮, ૧૯૨૯) નામના ગ્રન્થે અસાધારણ ખ્યાતિ મેળવી આત્મકથાના સાહિત્યમાં અનન્યસાધારણ સ્થાન પ્રાપ્ત કર્યું. આત્મકથા કઇ પ્રકારે લખવી એ વાત ગાંધીજીએ બહુ સારી રીતે દર્શાવેલી છે. 'સત્યના પ્રયોગો'નુ વર્ણન કરવામા લેખકે સત્યનુ શરણ કેવી અદ્દભુત રીતે સ્વીકાર્યું છે તે ગાંધીજીની આત્મકથા ઉપરથી સ્પષ્ટ જણાઇ આવે છે. વાસ્તવિક રીતે આ આત્મકથા આદર્શરૂપ છે અને તેણે અનેકને આત્મકથા લખવાની પ્રેરણા આપી છે.

૧૯. મહાત્મા ગાંધીજીના સમકાલીન (લગભગ નવ માસે મોટા) દિ. બ કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ (૧૮૬૮) પોતાના જીવનનાં સ્મરણો સામયિકોમાં પ્રકટ કરી એક પ્રકારની આત્મકથા આપણને આપેલી છે. આ બધા સ્મરણો જ્યારે પુસ્તકાકારે પ્રસિદ્ધ થશે ત્યારે અભ્યાસીઓને ઘણી અનુકૂલતા પડશે શ્રીમતી શારદા બહેન મહેતાનાં (૧૮૮૨) 'જીવનસંભારણાં', શ્રી દુર્ગાશંકર શાસ્ત્રીનાં (૧૮૮૨-૧૯૫૨) સ્મરણો, ભાઇ મણિલાલ પારેખની (૧૮૮૫) 'એક બેપાર્ષીની આત્મકથા' (માનસી,

સપ્ટેમ્બર ૧૯૫૨ માં શરૂ થએલી લેખમાળા), કાકા કાલેલકરનાં (૧૮૮૬) હિમાલયનો પ્રવાસ, સ્મરણયાત્રા અને મનોમંથન (કુમારમાં પ્રકટ થતી 'સ્મરણયાત્રા'ની અનુગામી લેખમાળા), શ્રી. કનૈયાલાલ મુનશીનાં (૧૮૮૭) 'અડધે રસ્તે' અને 'સીધાં ચઢાણ', શ્રી. ધનસુખલાલ મહેતાનાં (૧૮૯૦) 'આથમતે અજવાળે', શ્રી ગોકળદાસ રાયચુરા (૧૮૯૦-૧૯૫૧)ની આત્મકથા, શ્રી. રમણલાલ દેસાઇની (૧૮૯૨) 'ગઇ કાલ' ઇત્યાદિ લેખમાળા, શ્રી ધૂમકેતુનો (૧૮૯૨) 'જીવનપંથ', શ્રી. ચન્દ્રવદન મહેતાના (૧૯૦૧) 'આપકથા,' શ્રી. શવજીભાઈ પટેલનાં 'જીવનનાં ઝરણાં' અને શ્રી. તનસુખ ભટ્ટનાં 'મેં પાંખો ફફડાવી' ઇત્યાદિ સાહિત્યે આત્મકથાના વાઙ્‌મયને સમૃદ્ધ બનાવેલું છે એ હર્ષની વાત છે. શ્રી. ધર્માનન્દ કોસામ્બીની 'આપવીતી' જેવી ભાષાન્તરરૂપ આત્મકથાઓએ પણ આત્મકથા-સાહિત્યને પુષ્ટ બનાવ્યું છે.

૨૦. પત્રો, રોજનીશીઓ અને પ્રવાસવર્ણનો એ પણ આત્મકથાનો જ એક વિભાગ છે. ગાંધીજી, અખંડાનન્દ (૧૮૭૪–૧૯૪૨), કાલેલકર, સાગર (૧૮૮૩-૧૯૩૬) અને મેઘાણી (૧૮૯૭-૧૯૪૭) જેવી વિશિષ્ટ વ્યક્તિઓના પ્રસિદ્ધ થએલા પત્રો તે તે વ્યક્તિના જીવન ઉપર અપૂર્વ પ્રકાશ નાખે છે. 'મહાદેવભાઇની ડાયરી' (પાંચ ભાગ), 'દિલ્હીની ડાયરી' અને શ્રી વિજયરાય વૈદ્યની 'વાસરિકા' જેવી રોજનીશીઓએ અને પ્રિ. અતિસુખશંકર ત્રિવેદીનો 'પ્રવાસવિનોદ,' સુન્દરમનો (૧૯૦૮) 'દક્ષિણાયન' અને રમેશ ગૌતમનાં (૧૮૯૮; હાલ સ્વામી પ્રણવતીર્થ) 'ઉત્તરાપથ' અને 'સાધનઝાંખી' જેવાં પ્રવાસવર્ણનોએ પણ આત્મકથાના સાહિત્યમાં સારો ફાળો આપેલો છે.

૨૧. ચરિત્રવાઙ્‌મયની આ સંક્ષિપ્ત રૂપરેખા ઉપરથી આપણે જોઇ શકીએ છીએ કે જીવનચરિત્રના વિભાગની તુલનાએ આત્મકથાનો વિભાગ બરાબર વિકસિત થયેલો નથી, અને તેથી આપણાં ઐતિહાસિક સાધનોનો વિકાસ અટકી ગએલો છે. આ પરિસ્થિતિ અનિષ્ટ છે. વર્તમાન કાલમાં આત્માવિષ્કરણની વૃત્તિની અપેક્ષા છે. પરમાત્માએ

મનુષ્યને જે શક્તિ આપી હોય તેને સત્યસ્વરૂપે પ્રકટ કરવામાં કોઇ જાતનો પ્રતિબન્ધ ન હોવો જોઇએ. આપણી જાતને ઉતારી નાખવાની વૃત્તિ દૂર કરી ઉન્નત બનાવવાની ખાસ જરૂર છે. ગીતાકાર કહે છે તે પ્રમાણે उद्धरेदात्मनात्मानं नात्मानमवसादयेत् એ સિદ્ધાન્તનો સ્વીકાર કરવાથી આપણી આત્મશ્રદ્ધા અને આધ્યાત્મિક વૃત્તિ વધારે બળવાન બનશે અને આજના યુગમાં જે કર્તવ્ય આપણા શિરે આવી પડે તે કર્તવ્ય પૂર્ણ કરવાની આપણામાં અસાધારણ શક્તિ આવશે. સમાજના બધાય વિભાગોના માણસો જનકલ્યાણયજ્ઞમાં પોતપોતાની રીતે આહુતિઓ આપે છે અને તેથી દરેક પ્રકારની વ્યક્તિના જીવનમાંથી કાંઇને કાંઈ શીખવાનું મળી આવે છે. તેથી એકલા સાહિત્યકારો જ નહી પણ અન્ય ક્ષેત્રમા કામ કરનારા માણસો પણ રોજનીશી રાખે, પત્રોનો સંગ્રહ કરે અને પોતાની આત્મકથા લખી સામયિકોમા અથવા ગ્રન્થાકારે પ્રસિદ્ધ કરે એ ઇચ્છવા જેવું છે. આચાર્યો, સાધુસંતો, ઉદ્યોગપતિઓ, વહેપારીઓ, કારીગરો, મજુરભાઇઓ, દેશનેતાઓ, સમાજસેવકો વગેરે પોતાના જીવનકાર્યની નિયમિત રીતે નોંધ રાખી આત્મકથાઓ લખે તો આપણને ઘણું જાણવાનું મળે, એટલું જ નહીં પણ અનેક આર્થિક, સામાજિક અને રાજકીય પ્રશ્નોના સંતોષકારક સમાધાનના માર્ગો ખુલ્લા થઇ જાય. ગુજરાતી સાહિત્યમા જીવનચરિત અને આત્મકથાના વિભાગોને આ પ્રકારે વિકસિત કરવાની જરૂર છે. ચરિત્રવાઙ્મય જીવનને ઘડનારું છે અને તેથી તેની રચના અને વાચન જેટલા પ્રમાણમા વધે તેટલા પ્રમાણમા આપણી પ્રગતિ થઇ શકે છે. આજે નવલિકા અને નવલકથાના સાહિત્યનું વાચન જેટલા પ્રમાણમા વધ્યું છે તેટલા પ્રમાણમાં ચરિત્રસાહિત્યનું વાચન વધેલું નથી એ ખેદની વાત છે. ડૉ. અમરનાથ ઝા પોતાના વિદ્વાન પિતા મહામહોપાધ્યાય ડૉ. ગંગાનાથ ઝાને વિષે લખતા કહે છે કે, 'The only light reading he indulged in for relaxation was in biographical literature'. સર ગંગાનાથ ઝાની આ જીવનપ્રણાલિકા ખરે ખર અનુકરણીય છે.

૨૨. નર્મદયુગની વિરલ આત્મકથાઓમાં કલાદીપ છોટાલાલ ભટ્ટનું 'આત્મવૃત્તાન્ત' એ મહત્ત્વનો ઉમેરો છે. દી. બ. રણછોડભાઈ ઉદયરામ ને (૧૮૩૮–૧૯૨૩), સાહિત્યમાર્તણ્ડ રા. બ. હરગોવિન્દદાસ કાંટાવાળા ૧૮૪૪–૧૯૩૧), દી. બ. પ્રો. બળવંતરાય કલ્યાણરાય ઠાકોર (૧૮૬૯–૧૯૫૨), સર ડૉ. રામકૃષ્ણ ગોપાલ ભાંડારકર (૧૮૩૭–૧૯૨૪), અને આપણા વયોવૃદ્ધ વિદ્યમાન સાક્ષર દી. બ. કૃષ્ણલાલ ઝવેરી (૧૮૬૮) ની નાફક છોટાલાલ ભટ્ટે સીત્તેરથી વર્ષનું દીર્ઘ આયુષ્ય ભોગવી સંસ્કૃત અને ગુજરાતી સાહિત્યની અનુપમ સેવા કરેલી છે. છોટાલાલ ભટ્ટના જન્મ સમયે (૧૮૫૦)–અને આ વર્ષે ન્યાયમૂર્તિ કાશીનાથ ત્ર્યમ્બક તેલંગનો પણ જન્મ થએલો છે–ગુજરાત વર્નાક્યુલર સોસાયટીને સ્થપાએ બે વર્ષ પણ પૂરાં થએલાં નથી; અને એ વર્ષ પછી (૧૮૫૨) ભક્તકવિ દયારામભાઈ આ લોકનો ત્યાગ કરી ભગવાનની નિત્યલીલામાં પ્રવેશ કરે છે.

૨૩. છોટાલાલ ભટ્ટના સમાગમમાં આવવાનો લાભ મને ઇ. સ. ૧૯૧૧ થી તે તેમના અવસાન સુધી (૧૯૩૭) મળેલો અને તેમની પાસેથી ઘણું જાણવાનું મળેલું. તેઓ સ્વભાવે બહુ નમ્ર, વિવેકી, વિનોદી અને શરમાળ હતા અને તેમનું સૌજન્ય અસાધારણ હતું. તેમણે લોકૈષણા અને વિત્તૈષણાનો સંપૂર્ણ ત્યાગ કરી આજીવન સરસ્વતીદેવીની અનન્યભાવે સેવા કરી એક બ્રહ્મર્ષિના જેવું જીવન ગાળ્યું હતું. આત્મકથા લખવાને માટે અમે બધાએ તેમને ઘણીવાર વિનંતી કરેલી પણ તેઓ 'આત્મવૃત્તાન્ત' માં (પૃષ્ઠ ૧–૨) લખે છે તે પ્રમાણે કહેતા કે હું એવો મોટો માણસ નથી કે મારી આત્મકથામાં કશું જાણવા જેવું નીકળે. પણ જ્યારે ૧૯૩૫માં વડોદરાના તેમના પરમસ્નેહી અને પ્રાચીન કાવ્યમાળાની પ્રવૃત્તિના એક સહકારી શ્રી રસવેદ અંબાશંકર ભૈરવભાઈ ભટ્ટે (૧૮૬૩–૧૯૩૬) તેમને આગ્રહપૂર્વક, સત્યાગ્રહ કરવાની ધમકી આપીને, વિનંતી કરી ત્યારે તેમણે ૨૨–૩–૧૯૩૫ ના રોજ પંચાશી વર્ષની ઉમરે આત્મવૃત્તાન્ત લખવાનું શરૂ કર્યું અને અપૂર્વ નિયમિતતાને લીધે થોડાક સમયમાં જ એને લખી પૂર્ણ કરી દીધું. આથી શ્રી અંબાશંકર ભટ્ટને ઘણો

આનન્દ થયો, અને હવે પોતાના જીવનનું કાર્ય જાણે પરિપૂર્ણ થઇ ગયું હોય એ પ્રમાણે થોડાજ સમય પછી તેઓ સ્વર્ગસ્થ થયા; અને ત્યાર પછી લગભગ પોણા બે વર્ષે છોટાલાલ ભટ્ટનો કૈલાસવાસ થયો (૨૧-૧૦-૧૮૭૭).

૨૪. આ આત્મવૃત્તાન્તમાંથી આપણને તે સમયનાં શિક્ષણ, સાહિત્ય અને સમાજવ્યવસ્થા વિષે સારી માહીતી મળે છે. ગામડાંની એ વખત ચાલતી શાળાઓ, પાઠ્ય પુસ્તકો, ભાષા અને જોડણી, શિક્ષકો, શિક્ષકો અને ડેપ્યુટીઓના સંબન્ધ, ગામડાંના લોકોની આર્થિક સ્થિતિ વગેરે બાબતો વિષે આ ગ્રન્થમાંથી જે જાણવા મળે છે તેનું બીજાં પ્રમાણોથી સારી રીતે સમર્થન થાય છે. શ્રી હીરાલાલ પારેખે પ્રસિદ્ધ કરેલા ગ્રન્થો–અર્વાચીન ગુજરાતનું રેખાદર્શન, ત્રણ ભાગ, અને ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીનો ઇતિહાસ, ત્રણ ભાગ–અને શ્રી ગણપતરામ રાજારામ ભટ્ટની આત્મકથામાં શિક્ષણ વિષેની જે માહીતી મળે છે તે છોટાલાલ ભટ્ટના આત્મવૃત્તાન્તમાંથી મળતી માહીતીને પુષ્ટિ આપે છે, એટલે છોટાલાલ ભટ્ટનું શિક્ષણ વિષેનું નિરૂપણ સત્ય છે એમ સ્પષ્ટ જણાઈ આવે છે.

૨૫. સમાજવ્યવસ્થામાં વહેલી ઉમરે થતાં લગ્નો અને વિધવા-વિવાહનો વિરોધ છોટાલાલના જમાનામાં બહુ સામાન્ય હતાં. પણ તેમની માતિની સદાબ્હેન નામની વીસેક વર્ષની વિધવા તે વખતમાં પુનર્લગ્ન કરવા તૈયાર થાય છે અને છોટાલાલની સાથે હિમ્મતથી દલીલો કરે છે (આત્મવૃત્તાન્ત, પૃષ્ઠ ૭૦–૭૩) એ આપણા સમાજસુધારાના ઇતિહાસમાં એક મહત્ત્વનો પ્રસંગ છે. ઈ. સ. ૧૮૭૦ માં પણ આપણી બાલવિધવાઓનું માનસ કેવા પ્રકારનું હતું તે આ બનાવ ઉપરથી સારી રીતે સમજી શકાય છે. છોટાલાલ પોતે શરમાળ અને વ્યવહારકુશળ હોવાથી સદાબ્હેનની . કરવાની માગણી સ્વીકારી શક્યા નહીં. રૂઢિનું બળ અને લોકાપવાદ આપણા સામાજિક જીવનમાં કેવો અને કેટલો ભાગ ભજવે છે એ પણ

આ બનાવ ઉપરથી સ્પષ્ટ સમજાય છે. સદ્દગૃહસ્થનું માનસ જોતાં આપણને લાગે છે કે દુર્ગારામ મહેતાજી, નર્મદાશંકર કવિ, મહીપતરામ નીલકંઠ અને નરસિંહરાવ દિવેટીયા જેવા સમાજસુધારાના આગેવાનોએ ગુજરાતી સમાજની અતિ મહત્ત્વની સેવા કરેલી છે.

૨૬. કુટુમ્બની આર્થિક સ્થિતિ નબળી હોવાથી છોટાલાલને અભ્યાસકાળમાં ઘણી વિપત્તિઓ વેઠવી પડેલી છે. અનેક જાતની પ્રતિકૂલતાઓ સહન કરીને તેમણે ગુજરાતી, સંસ્કૃત, ઉર્દૂ, મરાઠી, હિન્દી અને અંગ્રેજી ભાષાનું જ્ઞાન મેળવ્યું છે; એટલું જ નહીં પણ અસાધારણ પરિશ્રમ કરીને સંસ્કૃતના વિષયમાં અપૂર્વ પાણ્ડિત્ય પ્રાપ્ત કરેલું છે. સંસ્કૃતમાં પણ તેમનું જ્ઞાન અનેકદેશી હતું. સાહિત્ય, અલંકાર, ઇતિહાસ, પુરાણ, વેદાન્ત, ધર્મશાસ્ત્ર, પૂર્વમીમાંસા, જ્યોતિષ શાસ્ત્ર અને આયુર્વેદ જેવા વિષયોમાં તે પારંગત થયા હતા. ગુજરાતી સાહિત્યમાં એમણે જે ફાળો આપેલો છે તે અસાધારણ અને ચિરસ્મરણીય છે. આ રીતે તેઓ ખરેખર એક સાહસિક હતા. તેમણે રચેલા–પ્રસિધ્ધ અને અપ્રસિધ્ધ–સો જેટલા ગ્રન્થો ( જુઓ પરિશિષ્ટ ૧ ) તેમના વૈદુષ્યની વ્યાપકતા સ્પષ્ટ રીતે દર્શાવે છે.

૨૭. છોટાલાલ એ આદર્શ શિક્ષક હતા અને શિષ્યોને શીખવવામાં ઘણો રસ લેતા હતા. स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् એ ઉપનિષદની આજ્ઞા પ્રમાણે તે પોતાનો બધો સમય વાચન, લેખન અને શિક્ષણમાં ગાળતા હતા. વાચન, લેખન અને શિક્ષણને તેઓ સ્વધર્મ જ માનતા હતા.અને તેથી બીજી સ્વાધ્યાયવિઘાતક પ્રવૃત્તિઓમાં ભાગ લેતા ન હતા, એટલું જ નહીં પણ કોઇ પણ પ્રવૃત્તિમાં આગેવાન થતા ન હતા. તેઓ સમયની બહુ કિંમત સમજતા હતા, કામની રોજ નોંધ રાખતા હતા અને સાદું અને નિયમિત જીવન ગાળીને પોતાના જીવનનો આદર્શ સિદ્ધ કરતા હતા. તેઓ જે પુસ્તકો વાંચતા તેનો સાર અને તે પુસ્તક વિષે અભિપ્રાય લખી રાખતા. કેટલાંક પુસ્તકોનાં વિવેચનો છપાવતા

પણ ખરા. તેમના નિર્ભય અને સત્યાત્મક વિદ્વત્તાપૂર્ણ વિવેચનથી વિદ્વાનોને બહુ આનન્દ થતો હતો. શિક્ષકની નોકરીમાંથી નિવૃત્ત થયા પછી પણ તેમણે સ્વાધ્યાય અને પ્રવચનની પ્રણાલિકા ઠેઠ સુધી ચાલુ રાખી હતી. આત્મવૃત્તાન્તને અન્તે તેઓ લખે છે કે 'શિક્ષણ આપવાનું કામ કંટાળા ભર્યું લાગ્યું નથી, પણ ઉલટું આનન્દ આપનારું લાગે છે.' (પૃ. ૧૪૫). પંડિત છોટાલાલનું આ વચન આપણા આજના શિક્ષકબન્ધુઓએ બહુ વિચારવા જેવું છે. વસ્તુતઃ છોટાલાલનું સમસ્ત જીવન સર્વને પ્રેરણા આપનારું છે. તેમના જ્ઞાતિબન્ધુઓએ તેમને ૩૧-૭-૧૯૩૨ ના રોજ માનપત્ર આપ્યું હતું અને બીજે વર્ષે તેમની વિદ્વત્તાની કદર કરી શ્રીમંત મહારાજા સયાજીરાવ ગાયકવાડે તેમને 'કલાદીપ' નામનો ચન્દ્રક અર્પણ કર્યો હતો, અને વડોદરાની સાહિત્ય સભાએ સન્માનનીય સભાસદનું પદ અર્પણ કર્યું હતું. વાસ્તવિક રીતે તો કલાદીપ છોટાલાલ ભટ્ટ ગુજરાતી સાહિત્ય પરિષદનું પ્રમુખસ્થાન શોભાવવાને યોગ્ય હતા.

૨૮. ભરૂચ જીલ્લાની શાળાખાતાની નોકરી છોડી છોટાલાલ ભટ્ટે વડોદરામાં શાળાખાતામાં જે નોકરી લીધી અને તેથી તેમને વડોદરામાં જે નિવાસ કરવો પડ્યો તેનાથી તેમના જીવનમાં અને ગુજરાતી સાહિત્યમાં એક મહત્ત્વનું નવું પ્રકરણ ઉમેરાયું. વડોદરામાં આવ્યા પછી તેમણે મદમદવાડી રંગમહેલમાં રહેવાનું રાખ્યું અને સમસ્ત જીવન તે પોળમાં જ વ્યતીત કર્યું. આજે તેમની માલકીનાં ઘરોમાં તેમના પુત્રો અને પૌત્રો તે જ પોળમાં રહે છે. રંગમહેલમાં જ છોટાલાલની જ્ઞાતિના શ્રી નાથાશંકર પૂજાશંકર શાસ્ત્રી (૧૮૬૧-૧૮૯૬) રહેતા હતા; અને જેમ જીવનમાં ઘણા અકસ્માતો-અચિન્તિત પ્રસંગો-બને છે તેમ છોટાલાલ પણ નાથાશંકરને અકસ્માત્ રીતે જ મળ્યા, અને આ અકસ્માતે જ ગુજરાતી સાહિત્યમાં એક અદ્ભુત ઇતિહાસ રચ્યો. આજ સમયથી છોટાલાલનો શાસ્ત્રી સાથેનો સંબન્ધ દિન પ્રતિદિન વધતો ગયો અને અન્તમાં પરિણામ પામ્યો.

૨૯. પ્રાચીન કાવ્યમાળાની યોજનામાં ભાગ લેનારા શ્રી ભીખાભાઈ શુક્લે (૧૮૬૬-૧૯૪૫) નાથાશંકર શાસ્ત્રીનું જે જીવનચરિત લખ્યું છે અને

છોટાલાલ ભટ્ટે આત્મવૃત્તાન્તમાં નાથાશંકર શાસ્ત્રી વિષે જે હકીકત આપેલી છે તે ઉપરથી એક વાત સ્પષ્ટ જણાઇ આવે છે કે શાસ્ત્રી જો કે બહુ ભણ્યા ન હતા પણ બહુ હોંશીઆર, બુદ્ધિશાળી, વ્યવહારકુશલ અને રસિક હતા. જગતમાં ગમે તેવા સંયોગમાં પણ સફળતા મેળવવાની ચાવી તેમની પાસે હતી. તેમની પ્રત્યુત્પન્નમતિને લીધે, રા. બ. હરગોવિન્દદાસ કાંટાવાળા અને વડોદરા રાજ્યના બીજા મોટા અમલદારો તેમને પ્રેમથી બોલાવતા હતા. એટલું જ નહીં પણ રા. બ. કાંટાવાળાએ તો તેમને પ્રાચીન કાવ્ય ત્રૈમાસિક અને પ્રાચીન કાવ્યમાળાની યોજનામાં પોતાની સાથે સંશોધક અને પ્રકાશક તરીકે રાખ્યા હતા.

૩૦. રા. બ. હરગોવિન્દદાસ કાંટાવાળા જ્યારથી વડોદરા રાજ્યના વિદ્યાધિકારી થયા ત્યારથી તેમના મનમાં ગુજરાતી સાહિત્યના અપ્રસિદ્ધ ગ્રન્થો પ્રકટ કરી ગુજરાતી સાહિત્યનો વૈભવ દર્શાવવાની ભાવના પ્રબળ હતી. પ્રથમ તેમણે એક પુસ્તક પ્રસિદ્ધ કર્યું. નાથાશંકર આ વખતે 'વડોદરા વત્સલ' પ્રેસમાં પ્રૂફ વાંચવાનું કામ કરતા હતા. રા. બ. કાંટાવાળાએ છપાવેલું પુસ્તક જોઇને શાસ્ત્રીને પ્રાચીન પુસ્તકો છપાવવાનું મન થયું અને શામળ ભટ્ટની એક કૃતિ, વિદ્યાવિનેચટ, છપાવી. શાસ્ત્રીને પ્રાચીન હસ્તલિખિત પુસ્તકોનો સંગ્રહ કરવાનો બહુ શોખ હતો અને તેને પરિણામે તેમની પાસે એક સારો સંગ્રહ પણ તૈયાર થયો હતો. તેમણે રા. બ. કાંટાવાળાને તે સંગ્રહ દેખાડયો હતો અને પ્રેમાનન્દના ગુપ્ત ભંડારની વાત પણ કરી હતી. શાસ્ત્રીને ધન અને કીર્તિનો બહુ મોહ હતો. રા. બ. કાંટાવાળા બહુ વ્યવહારકુશલ હતા. તેમણે નાથાશંકરને સમજાવીને પોતાની પ્રકાશન–યોજનામાં જોડી દીધા, અને ૧૮૮૪માં રણયજ્ઞ અને ચન્દ્રહાસાખ્યાન પ્રસિદ્ધ કર્યાં. આ બે પુસ્તકોમાં કાંટાવાળા અને શાસ્ત્રીનાં નામો સંપાદક અને પ્રકાશક તરીકે આવ્યાં, અને ત્યારથી તે બેનો સંબન્ધ બહુ ગાઢ થયો, અને શાસ્ત્રીના અવસાન સુધી એ ગાઢતા ઘણી વધી ગઇ.

૩૧. નાથાશંકર શાસ્ત્રીનાં હસ્તલિખિત પુસ્તકોનો ભંડાર જોઇ રા. બ. કાંટાવાળાએ પ્રાચીન કાવ્ય ત્રૈમાસિકની યોજના ઘડી કાઢી, અને

જે વર્ષે (૧૮૮૫) આપણી રાષ્ટ્રીય મહાસભાની મુંબાઇમાં સ્થાપના થઇ અને વીર કવિ નર્મદનો 'ધર્મવિચાર' નામનો ગ્રન્થ પ્રસિદ્ધ થયો તે જ વર્ષે પ્રાચીન કાવ્ય ત્રૈમાસિકનો આરંભ થયો. કાંટાવાળા અને શાસ્ત્રી એ બે આ ત્રૈમાસિકના સંપાદકો અને પ્રકાશકો હતા અને ત્રૈમાસિક અમદાવાદના આર્યોદય પ્રેસમાં અને વડોદરા વત્સલ પ્રેસમાં છપાતું હતું. તેમાં રત્નેશ્વર, ધીરા વગેરેની કવિતા ઉપર કોઇ કોઇ વખત છોટાલાલ ભટ્ટની પાસે ટીકા લખાવવામાં આવતી હતી. એટલે છોટાલાલ ભટ્ટનો પ્રાચીન કાવ્ય ત્રૈમાસિક સાથે એક પ્રકારે પ્રકટ સંબન્ધ હતો. ૧૮૮૮–૮૯માં નાથાશંકરે 'વીરક્ષેત્ર મુદ્રણાલય' એ નામનું છાપખાનું કાઢ્યું અને તેમાં અંબાશંકર વૈદ્ય અને બીખાભાઇ શુક્લ જેવા પોતાની જ્ઞાતિના મિત્રોને અને પોતાની પોળમાં રહેતા બીજા સ્નેહીઓને નોકરીમાં રાખ્યા. અંબાશંકર અને બીખાભાઇ નાથાશંકરના સગા થતા હતા. ૧૮૯૧ માં છાપખાનાના બધા માણસોનો જે ફોટો પાડવામાં આવ્યો હતો તે આ ગ્રન્થમાં મૂકવામાં આવેલો છે. આ ફોટામાં નાથાશંકર શાસ્ત્રી, અંબાશંકર વૈદ્ય અને બીખાભાઇ શુક્લ પણ છે. ૧૮૯૩ માં નાથાશંકર પોતાની નાટક કંપની લઇને ભાવનગર ગયા હતા ત્યારે સાથે બીખાભાઇ શુક્લ હતા. ભાવનગરથી નાથાશંકરે ઘનશ્યામ વૈદ્ય ઉપર વડોદરે જે પત્રો લખ્યા છે તેમાં બીખાભાઇનો નિર્દેશ છે. આ મૂળ પત્રો ઘનશ્યામભાઇના પુત્ર શ્રી રામનારાયણ વૈદ્ય પાસે છે. તેમણે મને તે પત્રો દેખાડી ઉપકૃત કર્યો છે. આ પત્રો ડૉ. પ્રસન્ન વકીલના મહાનિબન્ધ-કવિ પ્રેમાનન્દની સંદિગ્ધ કૃતિઓ-ના ત્રીજા પરિશિષ્ટમાં છપાએલા છે. ડૉ. વકીલ આ પત્રોનો નિર્દેશ પૃષ્ઠ ૨૩૨ ની પાદટીપમાં કરે છે. આથી સ્પષ્ટ જણાય છે કે ડૉ. પ્રસન્ન વકીલ જે કહે છે કે " શ્રી. બીખાભાઈ 'નાથાશંકરની મંડળીના એક જ બાકી રહ્યા છે ' એમ કહેવાયું છે પરંતુ બીખાભાઇનો અને નાથાશંકરનો સંબંધ કેટલો નિકટ હતો તે જાણવાનું એમના પોતાના કહેવા ઉપરાંત કાંઇ જ સાધન નથી. કાવ્યમાળાના રિપોર્ટ કે બીજે કયાંય એમનું નામ પણ મળતું નથી " ( કવિ પ્રેમાનન્દની સંદિગ્ધ કૃતિઓ, પૃષ્ઠ ૨૩૨ ), તે

સત્ય નથી. ૭ વર્ષ સુધી આ ત્રૈમાસિક નિયમિત રીતે પ્રસિદ્ધ થયું. ૧૮૯૨માં નાથાશંકરે 'ભરત નાટ્યોદ્ધારક નાટક કંપની' ની સ્થાપના કરી અને તેમનું ચિત્ત તેમાં પરોવાયું. પરિણામે ત્રૈમાસિક અનિયમિત બની ગયું, અને સાતમા વર્ષના અંકો ૧૮૯૨ને બદલે ૧૮૯૪ માં પ્રકટ થયા. આઠમા વર્ષના અંકો અને નવમા વર્ષનો એક અંક ૧૮૯૫ માં બહાર પડ્યા, પાંચ માસ પછી નાથાશંકરનું પાંત્રીસ વર્ષની વયે અવસાન થયું અને તે સાથે જ પ્રાચીન કાવ્ય ત્રૈમાસિક બન્ધ પડ્યું. એકંદરે ત્રૈમાસિકના તેત્રીસ અંકો પ્રસિદ્ધ થયા. રા. બ. કાંટાવાળાના કહેવાથી ત્રૈમાસિકનું હિસાબી કામ ૧૮૯૦થી શ્રી ભીખાભાઇ શિવરામ શુક્લને આપ્યું હતું.

૩૨. નાથાશંકર શાસ્ત્રીએ જે હસ્તલિખિત પુસ્તકોનો સંગ્રહ કર્યો હતો તે પ્રત્યક્ષ જોવાને માટે દી. બ. મણિભાઇ જસભાઇ, રા. બ. કાંટાવાળા વગેરે શાસ્ત્રીને ત્યાં આવવાના હતા. તેમને પુસ્તકોની બધી વીગતો સમજાવવા માટે એક સવિસ્તર યાદી શ્રી ભીખાભાઇ શુકલે ૧૮૮૮–૮૯ માં કરી હતી. આ યાદી ભીખાભાઇએ લખેલા નાથાશંકરના જીવનચરિતમાં પ્રથમ પરિશિષ્ટમાં (પૃષ્ઠ ૪૨–૪૭) આપવામાં આવેલી છે. ભીખાભાઇએ ૧૮૮૮–૮૯ માં જે મૂળ યાદી કરેલી હતી તે તેમણે મને ૧૯૪૨ માં બતાવી હતી. પ્રાચીન કાવ્ય ત્રૈમાસિકમાં જે ગ્રન્થો પ્રસિદ્ધ થએલા છે તેમાંના નીચે જણાવેલા ગ્રન્થોની હાથપ્રત શાસ્ત્રીના સંગ્રહની યાદીમાં નથી :—

(૧) હારમાળા, (૨) ગોવિન્દગમન, (૩) લક્ષ્મણાહરણ, (૪) સુરતસંગ્રામ, (૫) ઋષ્યશૃંગાખ્યાન, (૬) નવરસ, (૭) રાધાવિલાસ અને (૮) શિવગીતા.

આ આઠ ગ્રન્થો નરસિંહ, પ્રેમાનન્દ, નારાયણદાસ, દ્વારકાદાસ અને અનુભવાનન્દના નામે પ્રસિધ્ધ કરવામાં આવેલા છે. મૂળ હસ્તલિખિત પ્રતિનો અભાવ, પ્રતિપાદ્ય વિષય અને ભાષાનું અર્વાચીન સ્વરૂપ એ ત્રણ કારણોને લીધે આપણા ચિકિત્સક વિદ્દ્વર્ગે આ કૃતિઓને અર્વાચીન ગણી છે.

૩૩. નાથાશંકર શાસ્ત્રીના ઘરમાં પ્રાચીન હસ્તલિખિત પુસ્તકોનો સંગ્રહ અને બીખાભાઇ શુકલે તૈયાર કરેલી તેની સવિસ્તર યાદી જોઇને દી. બ. મણિભાઇ જસભાઇએ પ્રાચીન પુસ્તકો છપાવવાની યોજના વિષે શ્રીમંત મહારાજા સાહેબને વાત કરી અને તેમની ઇચ્છા પ્રમાણે એક યોજના ઘડીને તેમના તરફ મંજુરી માટે મહારાજેશ્વર તારીખ ૮-૫-૧૮૮૯ના રોજ મોકલી આપી અને મહારાજા સાહેબે તે ૧૫-૫-૧૮૮૯ ના રોજ મંજુર કરી.

૩૪. યોજના મંજુર થયા પછી શ્રીમંત સરકારે દી. બ. મણિભાઇના પ્રમુખપણે એક વ્યવસ્થાપક સમિતિ નીમી. આ સમિતિના ચાર સભાસદો હતા : અંબાલાલ સાકરલાલ દેસાઇ, જમશેદજી અરદેશર દલાલ, પીતાંબરભાઇ જોયાભાઇ ત્રિવેદી અને હરગોવિન્દદાસ દ્વારકાદાસ કાંટાવાળા (મંત્રી). આ સમિતિએ પ્રાચીન ગ્રન્થો છાપવાને માટે એક કાર્યાલયની સ્થાપના કરી અને તેમાં નાથાશંકર શાસ્ત્રી, છોટાલાલ ભટ્ટ, ઘનસ્યામ વૈદ્ય, ગિરધરભાઇ વગેરેની યોજના કરી. નાથાશંકરને હસ્તલિખિત પુસ્તકો મેળવવાનું કામ સોંપવામાં આવ્યુ, જ્યારે છોટાલાલ ભટ્ટને પુસ્તકો ઉપર ટીકા કરી સંપાદન કરવાનું કામ સોપવામાં આવ્યું. ઘનસ્યામ વૈદ્ય હસ્તલિખિત પુસ્તકોની છાપવા માટે નકલ કરતા હતા અને ગિરધરભાઇ હિસાબી કામ કરતા હતા.

૩૫. આ પ્રમાણે વ્યવસ્થા કરી પ્રેમાનન્દના નામથી 'દ્રૌપદીહરણ' ૧૮૯૦મા પ્રસિધ્ધ કરવામાં આવ્યુ અને એ રીતે પ્રાચીન કાવ્યમાળાનો આરંભ થયો. પ્રાચીન કાવ્યમાળાનું કાર્ય બે વર્ષ બહુ સારી રીતે ચાલ્યું અને લગભગ એકત્રીસ ગ્રન્થો પ્રસિધ્ધ થઇ ગયા. ૧૮૯૨માં નાટકકંપની કાઢ્યા પછી નાથાશંકર પ્રાચીનકાવ્યમાળાના કાર્યમાં બરોબર ધ્યાન આપી શક્યા નહીં. તેને પરિણામે ચાર વર્ષમાં ફક્ત ચાર ગ્રન્થો પ્રકટ થયા. ૧૮૯૬ના માર્ચમાં નાથાશંકરનું અકાલ અવસાન થયું અને તેની સાથે પ્રાચીનકાવ્યમાળાની પૂર્ણાહુતિ થઇ.

૩૬. પ્રાચીન કાવ્યમાળામાં પાંચ ૭ વર્ષના ગાળામા એકંદરે પાંત્રીસ પુસ્તકો પ્રસિદ્ધ થયા છે તેમાં ભાલણ, નરહરિ, પ્રેમાનન્દ, પ્રેમાનન્દસુત

વલ્લભ, રત્નેશ્વર, ભોજો ભક્ત, ધીરો ભક્ત, દયારામ, નેમવિજય, વગેરેને નામે કૃતિઓ પ્રકટ કરવામાં આવેલી છે. આ પુસ્તકોમાં નીચેના ત્રીસ ગ્રન્થોની મૂળ પ્રતિઓ દી. બ. મણિભાઇ જસભાઇને દેખાડવામાં આવેલી બીખાભાઇની યાદીમાં નથી :—(૧) દ્રૌપદીહરણ, (૨) દુઃશાસનરુધિરપાન આખ્યાન, (૩) દિવાળીબાઇ અને રાધાબાઇની કવિતા, (૪) વીરજીનું બલિરાજાનું આખ્યાન અને દશાવતાર, (૫) હરિદાસનો ભારતસાર, સીતાવિરહની ચાતુરીઓ, અને નરસિંહ મહેતાનું શ્રાદ્ધ, અને દ્વારકાદાસની કવિતા, (૬) અષ્ટાવક્રાખ્યાન, (૭) રત્નેશ્વરનાં પદો, મૂર્ખાવળી અને સુજ્ઞાવળી, (૮–૧૨) માર્કંડેય પુરાણ, ભાગ ૧–૫, (૧૩) યક્ષપ્રશ્નોત્તર, (૧૪) રોપદર્શિકાસત્યભામાખ્યાન, (૧૫) કુન્તીપ્રસન્નાખ્યાન, (૧૬) યુધિષ્ઠિરવૃકોદરસંવાદાખ્યાન, (૧૭) મિત્રધર્માખ્યાન, (૧૮) પાંચાલીપ્રસન્નાખ્યાન, (૧૯) તપત્યાખ્યાન અને (૨૦) માંધાતા આખ્યાન.

૩૭. જે ગ્રન્થો બીખાભાઇએ તૈયાર કરેલી યાદીમાં નથી તે સર્વ ગ્રન્થો એક 'ગુપ્ત ભંડાર' માંથી આણી છપાવ્યા હતા એમ નાથાશંકર શાસ્ત્રી સર્વને કહેતા (નાથાશંકરનું જીવનચરિત પૃષ્ઠ ૨૩, છોટાલાલ ભટ્ટનું આત્મવૃત્તાન્ત પૃષ્ઠ ૧૨૦, ૧૨૧) અને પ્રાચીન કાવ્યમાળાના સંપાદકો, સરકારી સમિતિના બધા સભ્યો અને કેટલાક લોકો તે વાત સ્વીકારતા હતા. પણ સાથે સાથે કેટલાક વિદ્વાનોને ઉપર જણાવેલા ગ્રન્થો માટે શંકા થતી હતી અને તેમને લાગતું હતું કે આ ગ્રન્થો કોઇ અર્વાચીન યુગના વિદ્વાને બનાવેલા છે.

૩૮. અત્યાર સુધી એમ માનવામાં આવતું હતું કે પ્રાચીન કાવ્યમાળાના ગ્રન્થો વિષે પ્રથમ શંકા ઉઠાવનાર શ્રી ઇચ્છારામ સૂર્યરામ દેસાઇ હતા. તેમણે ૧૮૯૨ના નવેમ્બરથી ૧૮૯૩ના માર્ચ સુધી 'ગુજરાતી' સાપ્તાહિકમાં રોપદર્શિકાસત્યભામાખ્યાન (પ્રાચીન કાવ્યમાળા, ગ્રન્થ ૨૬, ઇ. સ. ૧૮૯૧-૯૨) વિષે ચર્ચા કરી હતી. પણ હમણાં જ પ્રસિદ્ધ થએલી શ્રી નરસિંહરાવની રોજનીશીમાં તા. ૯-૬-૯૨ ની નોંધમાં (પૃષ્ઠ ૧૯-૨૦)

પ્રાચીન કાવ્યમાળાના ૨૫ ગ્રન્થોનો નિર્દેશ છે. શ્રી દ્વિવેદિયા નીચે પ્રમાણે નોંધ કરે છે :—

'ટપાલની પારસલમાં પ્રાચીન કાવ્યમાળાનાં ૨૫ વ્હોલ્યુમ આવ્યાં. મ્હેં જાણ્યામાં શોલાપુરથી ઘરાક થવાનું લખ્યું' નું. બરોબર યાદ નથી, પણ મગાવ્યા વિના તો ના મોકલે. પણ હવે પસ્તાઉં છું. કાવ્ય નમાલાં ઘણાં છે, અને પ્રેમાનન્દ વગેરે સારા કવિનાં કેટલાંક છે તે હેમનાં હશે કે નહિં તે વિષે શક પડે છે. પાકી વિવેચનશકિત વિના જ બધું કામ હરગોવિન્દદાસે ચલાવ્યું છે.'

રોજનીશીમાં બીજે અનેક સ્થળે પ્રાચીન કાવ્ય ત્રૈમાસિક અને પ્રાચીન કાવ્યમાળાનાં પ્રકાશનો વિષે શ્રી દ્વિવેદિયાએ પોતાનો અભિપ્રાય બહુ સ્પષ્ટતાથી વ્યક્ત કરેલો છે (પૃષ્ઠ ૨૯, ૯૮, ૨૦૦, ૨૦૩, ૨૫૧, ૨૫૨, ૨૫૪, ૨૬૦, ૨૭૦ ઇત્યાદિ). તા. ૨૯–૫–૯૪ ની નોંધમાં શ્રી દ્વિવેદિયા શ્રી મણિશંકર રત્નજી ભટ્ટના કુંડલાથી આવેલા પત્રનો નિર્દેશ કરતાં લખે છે કે 'વડોદરા જુનતના આરંભમાં એ (મણિશંકર) જશે પછી પ્રાચીન કાવ્યની Forgery વિશે જે કાંઇ તપાસ મળશે તે લખશે.'

૩૯. આ પ્રમાણે પ્રાચીન કાવ્ય ત્રૈમાસિક અને પ્રાચીન કાવ્યમાળાના ગ્રન્થો વિષે પ્રથમ શંકા લાવનાર શ્રી નરસિંહરાવભાઇ છે; અને એ શંકાનું જે બીજ તે વખતે રોપાયું હતું તેનો વિકાસ તેમના 'કવિ પ્રેમાનન્દના નાટકો' એ નિબન્ધમાં (૧૯૦૯) જોવામાં આવે છે. પ્રો. મણિલાલ નભુભાઇ દ્વિવેદીએ વડોદરા રાજ્યમાં ૧-૧૨-૧૮૯૩ થી ૨૬-૬-૧૮૯૫ સુધી કેળવણી ખાતામાં સંસ્કૃત સાહિત્યની શોધખોળને અંગે કામ કરેલું છે. તેમને પ્રેમાનન્દનાં નાટકો વિષે ૧૮૯૪માં શંકા પડી હતી અને તેથી તેમણે તા. ૨૮–૨–૧૮૯૪ ના રોજ કાન્ત, આનન્દશંકર ધ્રુવ, નરસિંહરાવ અને કેશવલાલ ધ્રુવને લખ્યું કે પ્રાચીન કાવ્યમાળા ચાલુ રાખવી કે નહીં એ વિષે અભિપ્રાય જણાવો. આ ચારેય વિદ્વાનોએ જે અભિપ્રાય આપ્યા એ જાણવા જેવા છે.

૪૦. વડોદરેથી કાન્તે ૧૪-૩-૧૮૯૪ ના પત્રથી ઉત્તર આપ્યો કે 'હું તો એટલે સુધી કહેવાની હિંમત ધરી શકું કે નાટકો પ્રેમાનન્દનાં લખેલાં હોઇ શકે નહિ. એ નાટકો કોઇ આધુનિક લેખકે લખેલાં છે....આપની ઇચ્છા હશે તો રૂબરૂ મારાં બધાં અનુમાનોને માટે પ્રમાણો આપવા હું સજ્જ છું' (કૌમુદી, વૈશાખ ૧૯૮૫, પૃષ્ઠ ૭૧૭-૭૧૮). આનન્દશંકર ધ્રુવે અમદાવાદથી લખેલા ૧૧-૩-૧૮૯૪ના પત્રદ્વારા જણાવ્યું કે 'ટીકા રચવાનું કામ સારા સહૃદય વિદ્વાનોને સોંપવામાં આવે તો સારૂં' (એજન, પૃષ્ઠ ૭૧૬-૭૧૭). શ્રી નરસિંહરાવે કાનડા જીલ્લામાંથી લખેલા ૮-૩-૧૮૯૪ના પત્રમાં પોતાનો અભિપ્રાય વ્યક્ત કરતાં જણાવ્યું કે 'અને રોપદર્શિકાસત્યભામાખ્યાન અને પાંચાલીપ્રસન્નાખ્યાનની પ્રશંસા સાંભળી એ બે ગ્રન્થો ધ્યાનપૂર્વક વાંચવાનો ક્રમ મ્હેં શરૂ કર્યો. તો શું જોઉં છું? ગ્રન્થ લખાયલા કોઇ ઉત્તમ બહુશ્રુત વિદ્વાનના જણાય. પણ-પણ-આ લખને ખરેખર અચકાઇને, ભયભીત થઇને લખું છું, પણ લખવુંજ જોઇએ કે-એ ગ્રન્થો પ્રેમાનન્દને નામે કોઇ આધુનિક વિદ્વાને પોતાનું નામ ગુપ્ત રાખીને કર્યા હોય એવો વ્હેમ પડવાનાં અનેક અંતર્ગત પ્રમાણ મળી બાહ્ય પ્રમાણોને મદદ મળી. યોગ્ય પ્રસંગે યોગ્ય સ્થળે આ અતિસાહસયુક્ત જણાતાં આરોપનાં કારણો દર્શાવવાની હું આશા રાખું છું. આ સર્વ ઉપરથી ત્હમને સ્પષ્ટ જણાશે કે આ ગ્રન્થમાળાને સંબંધે હાલ ચાલે છે તે રીતનો પ્રયત્ન જારી રહેવામાં બહુ લાભ નથી.' (એજન, પૃષ્ઠ ૭૨૧-૭૨૩). કેશવલાલ ધ્રુવ અમદાવાદથી ૯-૩-૧૮૯૪ના પત્રદ્વારા ઉત્તર આપતાં જણાવે છે કે 'પ્રસિદ્ધ થયેલાં પુસ્તકોના ઉપોદ્ઘાત ઉપરથી હજુ ઘણાં વિરલ અને ઉત્તમ પુસ્તકો અંધારામાં રહી ગયાં છે એમ જાણવામાં આવે છે, માટે તેવાં પુસ્તકોને પ્રસિદ્ધિમાં આણવા કોઇ ગ્રન્થમાળાની અગત્ય તો છે જ...માટે પુસ્તક પસંદ કરવામાં યોગ્યતા ઉપરાંત તેની પ્રાચીનતા ઉપર બહુ નહિ તો થોડું પણ લક્ષ આપવું ઘટે છે. અત્યંત પ્રાચીન વિરલ પુસ્તક મળી આવે તો કાંઈ નહિ તો તેની અતિપ્રાચીનતા ખાતરજ તે પ્રકાશને પાત્ર છે.' ( એજન, પૃષ્ઠ ૭૧૯-૭૨૦ ).

૪૧. વીર કવિ નર્મદનાં દસેક વર્ષના સ્મરણો આલેખનાર શ્રી રાજારામ રામશંકર શાસ્ત્રીએ પણ ૧૮૯૫માં પ્રેમાનન્દનાં નાટકો વિષે આક્ષેપ કર્યો હતો. ૧૮૯૭-૯૮મા પણ 'સમાલોચક'માં ચર્ચા શરૂ થઇ હતી. ત્યાર પછી આજ સુધી અનેક વિદ્વાનોએ એ શંકા અને આક્ષેપને સત્ય તરીકે સિદ્ધ કરેલ છે. પ્રો. બ. ક. ઠાકોર પ્રો. ડોલરરાય માંકડ, શ્રી ભીખાભાઇ શુક્લ પ્રો. કેશવલાલ શાસ્ત્રી, શ્રી વિષ્ણુપ્રસાદ જાની, શ્રી ભાનુસુખરામ મહેતા, શ્રી મૂળજીભાઇ શાહ અને ડૉ. પ્રસન્ન વકીલ ઇત્યાદિ લેખકોએ આ વિષયની સારી ચર્ચા કરી સ્પષ્ટ રીતે દર્શાવ્યુ છે કે જે ગ્રન્થોની મૂળ પ્રતિઓ ભીખાભાઇની યાદીમાં અને નાથાશંકર શાસ્ત્રીના સંગ્રહમાં ન હતી - પણ 'ગુપ્ત ભંડાર'માંથી લાવવામાં આવી હતી તે બધા ગ્રન્થો પ્રેમાનન્દ વગેરે કવિઓના નથી પણ અર્વાચીન લેખકના છે. શ્રી મટુભાઇ કાંટાવાળા અને શ્રી નરહરલાલ ઇચ્છારામ દેસાઇ જેવા લેખકોએ પ્રાચીનકાવ્યત્રૈમાસિક અને પ્રાચીનકાવ્યમાળાનાં બધાં પ્રકાશનો પ્રેમાનન્દ વગેરે કવિઓનાંજ છે એમ સિધ્ધ કરવા અને પ્રતિપક્ષનું ખંડન કરવા જે દલીલો આપેલી છે તે તટસ્થ અભ્યાસીને ગળે ઉતરે એવી નથી.

૪૨. આ બધી અર્વાચીન કૃતિઓના કર્તા વિષે ભિન્ન ભિન્ન અભિપ્રાયો દર્શાવવામાં આવેલા છે. કેટલાક વિદ્વાનોના મતે આ ગ્રન્થોના કર્તા છોટાલાલ ભટ્ટ છે, જ્યારે બીજા કેટલાક વિદ્વાનો નાથાશંકર શાસ્ત્રીને ગ્રન્થકર્તા તરીકે સ્વીકારે છે. કોઇક વિદ્વાન ડૉ. હરિ હર્ષદ ધ્રુવને ગ્રન્થકર્તા માને છે તો કોઇક બીજા વિદ્વાન દી. બ. કેશવ હર્ષદ ધ્રુવને એ માન આપે છે. આ વિષયનાં બધા પ્રમાણો, બાહ્ય અને આન્તર, અને ખણ્ડનમણ્ડનના પ્રકારો જોતાં એક વાત સ્પષ્ટ જણાઇ આવે છે કે ધ્રુવબન્ધુઓને આ બધા ગ્રન્થોના કર્તા તરીકે સ્વીકારી શકાય એમ નથી. અનેક પ્રકારના ગ્રન્થો રચવાની શક્તિ—સર્વદેશીય પાણ્ડિત્ય, બહુભાષાજ્ઞાન અને કાવ્યો રચવાની કુશલતા—નાથાશંકર શાસ્ત્રીમાં ન હતી, જ્યારે છોટાલાલ ભટ્ટમાં સર્વથા હતી. છોટાલાલનું કર્તુત્વ સિદ્ધ કરવાને માટે બીજાં અનેક સાધનો છે જેના પણ આ એક જ સાધન તેમનુ કર્તૃત્વ સિદ્ધ કરવા માટે પર્યાપ્ત છે.

૪૩. છોટાલાલ ભટ્ટના પ્રસિદ્ધ થએલા ગ્રન્થોની સાથે ત્રૈમાસિક અને કાવ્યમાળાની અર્વાચીન કૃતિઓની સૂક્ષ્મ દૃષ્ટિથી તુલના કરતાં સ્પષ્ટ જણાય છે કે ત્રૈમાસિક અને કાવ્યમાળાની નવ્ય કૃતિઓના કર્તા છોટાલાલ પોતે જ છે. શ્રી કેશવરામ શાસ્ત્રી ('સંદિગ્ધ કૃતિઓ', ૧૯૪૩; 'પ્રેમાનન્દના જીવનના પાંચ પ્રસ્તાવ' ૧૯૪૬ ઇત્યાદિ); શ્રી વિષ્ણુપ્રસાદ જાની ('અભિનવ પ્રેમાનન્દ અથવા સ્વ. કલાદીપ છોટાલાલ ભટ્ટ,' નવચેતન, ઑગસ્ટ ૧૯૪૩ થી માર્ચ ૧૯૪૪); શ્રી મૂળજીભાઇ પીતામ્બર શાહ ('સ્વ. નાથાશંકરની નાટ્યસંસ્થા': સોળમા સાહિત્ય પરિષદ સંમેલનનો અહેવાલ, રાજકોટ, ૧૯૪૮), અને ડૉ. પ્રસન્ન વકીલ ('કવિ પ્રેમાનન્દની સંદિગ્ધ કૃતિઓ' ૧૯૫૦) જેવા વિદ્વાનોએ જે તુલનાત્મક અભ્યાસ કરેલો છે તે ઉપરથી પણ છોટાલાલનું કર્તૃત્વ નિસ્સંદિગ્ધ રીતે સિદ્ધ થાય છે. શ્રી ભાનુસુખરામ નિર્ગુણરામ મહેતાએ (૧૮૬૭-૧૯૪૮) 'પ્રેમાનન્દ અને નાથાશંકર' એ વિષય ઉપર પંદરમા ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલનમાં (ડિસેમ્બર ૧૯૪૩) એક નિબન્ધ વાંચ્યો હતો. તેમાં તેમણે જણાવ્યું હતું કે પ્રાચીન કાવ્ય ત્રૈમાસિક અને પ્રાચીન કાવ્યમાળાનાં પ્રકાશનોની યોજના જ્યારથી મેં પ્રત્યક્ષ જોઇ હતી ત્યારથી જ હું માનતો હતો કે સંદિગ્ધ કૃતિઓના કર્તા છોટાલાલ ભટ્ટ જ છે. તેઓ લખે છે કે 'શંકાવાળાં કાવ્યો અને નાટકોના રચનાર છોટાલાલ માસ્તર પોતે જ છે. પ્રેમાનન્દનો અપ્રકટ ભંડાર તે છોટાલાલ માસ્તરનાં જ અપ્રકટ કાવ્યોનો કે નાટકોનો ભંડાર. છોટાલાલનાં આ અપ્રકટ પુસ્તકો વિના ખર્ચે પ્રકટ થઇ જાય તેમ કરવાની આ બ્રાહ્મણવૃત્તિ તથા બ્રાહ્મણયુક્તિ.' જ્યારે શ્રી ભીખાભાઇ શુક્લે લખેલું નાથાશંકર શાસ્ત્રીનું જીવનચરિત બુદ્ધિપ્રકાશમાં (વર્ષ ૮૯, અંક ૩, જુલાઇ–સપ્ટેમ્બર ૧૯૪૨, અને વર્ષ ૯૦, અંક ૧, જાન્યુઆરી–માર્ચ ૧૯૪૩) છપાયું ત્યારે આ વિષયમાં નવો પ્રાણ આવ્યો અને શ્રી ભાનુસુખરામ મહેતા જેવા દીર્ઘ કાલ સુધી મૌન સેવનારા સાત્ત્વિક પુરુષોને સત્ય પ્રકટ કરવાની હિંમત આવી. શ્રી ભાનુસુખરામે જે હિંમત દર્શાવી છે તે ખરેખર અભિનંદનીય છે.

૪૪. શ્રી ભીખાભાઇ શુક્લ પ્રાચીન કાવ્યમાળાની યોજના ઘડાઈ તે પહેલાં નાથાશંકર શાસ્ત્રીના સંબન્ધમાં આવેલા છે અને શાસ્ત્રીના છાપખાના અને નાટક કંપનીની વ્યવસ્થામાં પણ જોડાએલા છે. ભીખાભાઇ નાથાશંકરના સગા હતા એટલે નાથાશંકરની ઘરની જોડેના જ ઘરમાં—જે નાથાશંકરે ગીરો રાખેલું હતું તેમાં—શરૂઆતમાં રહેતા હતા. આ ઘર અને નાથાશંકરના મૂળ ઘરની વચ્ચે ઉપલે માળે બારણું મૂકાવેલું હોવાથી એક ઘરમાંથી બીજા ઘરમાં જવાની અનુકૂળતા પડતી હતી. ભીખાભાઇ ઉપલે માળ રહેતા હતા અને તેમણે ઇ. સ. ૧૯૪૨માં તે ઘર મને દેખાડયું પણ હતું. તે વખતે (૧૯૪૨) નાથાશંકર શાસ્ત્રીનાં વિધવા પત્ની, દીવાળીમા, નાથાશંકરના મૂળ ઘરમાં જ રહેતાં હતાં. આજે તે ઘરમાં નાથાશંકરનાં વિધવા પુત્રવધૂ, ગોદાવરી બહેન, રહે છે. નાથાશંકર સાથે મૂળથી ગાઢ સંબન્ધ હોવાથી ભીખાભાઇનો તેમનું જીવનચરિત લખવાનો અધિકાર હતો, અને તેથી જ મેં તેમને ૧૯૪૨માં શાસ્ત્રીનું જીવનચરિત લખવાનો આગ્રહ કર્યો હતો. ભીખાભાઇ પરમ વૈષ્ણવ હતા એટલે મેં તેમને ભગવન્મૂર્તિની સમક્ષ જ કહ્યું કે જે સત્ય હોય તે જ લખજો, નહિ તો ભગવાન્ તમને પૂછશે. છોતેર વર્ષની ઉમરે તેમણે મારી વિનંતીને માન આપીને શાસ્ત્રીનું જે જીવનચરિત લખ્યું તેને માટે આ પ્રસંગે હું તેમનો જાહેરમાં આભાર માનું છું. વૃદ્ધાવસ્થાથી સ્મરણશક્તિ નિર્બલ થવાનો સંભવ ખરો અને તેથી શાસ્ત્રીના જીવનચરિતમાં કોઇ કોઇ સ્થળે સ્વાભાવિક રીતે ભૂલો પણ થઇ હોય, છતાં એકંદરે તે જીવનચરિત પ્રામાણિક છે.

૪૫. ભીખાભાઇ નાથાશંકર શાસ્ત્રીના જીવનચરિતમાં લખે છે કે 'એ શંકાવાળાં કાવ્યો નાથાશંકર શાસ્ત્રીનાં લખેલાં છે' (પૃષ્ઠ ૩૪). આ અભિપ્રાયનો વિચાર કરવાની જરૂર છે. નાથાશંકર 'ગુપ્ત ભંડાર' માંથી એક બે પાનાં લાવતા અને તેની નકલ પોતાના ઘરમાંજ રાત્રે કરતા, અને બીજે દિવસે સવારે ઘનશ્યામ વૈદ્ય આવી શાસ્ત્રીએ નકલ કરેલા ભાગની નકલ કરતા અને તેના ઉપર સુધારો, ટીકા, વિવેચન વગેરે લખવા માટે છોટાલાલ ભટ્ટને ઘનશ્યામ વૈદ્યે કરેલી નકલ આપવામાં આવતી હતી.

છોટાલાલ ભટ્ટ શાસ્ત્રીની સામેજ રહેતા હતા એટલે બહુ અનુકૂલતા પડતી. (નાથાશંકર જીવનચરિત, પૃષ્ઠ ૨૦). 'ગુપ્તભંડાર'માંથી આણેલાં પાનાંમાં કેવી જાતના અક્ષર હતા તે નાથાશંકર વિના બીજું કોઈ જાણી શકતું ન હતું. નાથાશંકરે રાત્રે પોતાને હાથે કરેલી જ પ્રતિ મૂળ પ્રનિ તરીકે ગણી લેવામાં આવતી હતી અને ઘનશ્યામ વૈદ્યે શાસ્ત્રીની નકલ ઉપરથી લખેલી પ્રનિ વિવેચન અને છાપવા માટે વાપરવામાં આવતી હતી. બીખાભાઇ જે ભાગમાં રહેતા હતા ત્યાંથી વચલા બારણામાંથી તે નાથાશંકરને રાત્રે ત્રૈમાસિક અને કાવ્યમાળાના ગ્રન્થો લખતા પ્રત્યક્ષ જુવે એટલે તેમને સ્વાભાવિક રીતે લાગેલું કે બધા સંદિગ્ધ ગ્રન્થો નાથાશંકરના લખેલા છે. આ રીતે બીખાભાઈએ પ્રામાણિકપણે નાથાશંકરને ગ્રન્થકાર તરીકે સ્વીકારેલા છે. બધી પરિસ્થિતિનો વિચાર કરતાં ભીખાભાઇનો આ અભિપ્રાય સ્વીકાર્ય નથી. નાથાશંકરની યોજના એટલી બધી ચાલાકીભરેલી હતી કે એ લોખંડી પડદા પાછળ શું છે તે કોઇ જાણી શકયું નહીં, પણ તે પડદાની બહાર ફક્ત નાથાશંકર જણાતા હોવાથી પ્રો. બ. ક. ઠાકોર જેવા વિવેચક વિદ્વાનો પણ નાથાશંકરને જ સર્વ સંદિગ્ધ કૃતિઓના લેખક તરીકે માની બેઠા હતા. આ બધું નાથાશંકરની વ્યવહારકુશલતાનો વૈભવ !

૪૬. ગ્રન્થકર્તા અંગેનાં ચાર અનુમાનોમાંથી ત્રણ અનુમાનો આભાસદુષ્ટ થવાથી ચતુર્થ અનુમાનને સ્વાભાવિક રીતે અવકાશ મળે છે. આ અનુમાન પ્રમાણે બધી શંકાસ્પદ કૃતિઓના લેખક છોટાલાલ ભટ્ટ છે. છોટાલાલ ભટ્ટનું અગાધ સર્વદેશીય પાણ્ડિત્ય બધી સંદિગ્ધ કૃતિઓ રચવાને માટે સમર્થ છે. છોટાલાલની પ્રસિદ્ધ કૃતિઓ સાથે ત્રૈમાસિક અને કાવ્યમાળાની સર્વ સંદિગ્ધ કૃતિઓનું અસાધારણ સામ્ય છોટાલાલનું કર્તૃત્વ સિદ્ધ કરવાને માટે અતિપર્યાપ્ત છે. નિરસંદિગ્ધ અને સંદિગ્ધ ગ્રન્થોના ટીકાકાર તરીકે તો છોટાલાલ પ્રસિદ્ધ જ છે. ટીકાકારની મદદ વિના સંદિગ્ધ ગ્રન્થોના કેટલાય ભાગો સ્વતન્ત્ર રીતે સમજી શકાતા નથી. અને જ્યારે ટીકા વાંચીએ છીએ ત્યારે મૂળ ગ્રન્થ એકદમ બેસી જાય છે. કાલિદાસ જેવા કવિઓનાં નાટકો અને કાવ્યો વાંચતી વખતે ઘણી વાર

આપણે રાઘવ ભટ્ટ અને મલ્લિનાથ જેવા ટીકાકારોથી જુદા પડી સ્વતન્ત્ર રીતે, અને કેટલીક વાર વધારે ઔચિત્યપૂર્ણ, બીજો અર્થ આપી શકીએ છીએ. પણ આ બધા સંદિગ્ધ ગ્રન્થોમાં કોઇ પણ સ્થળે ટીકાકારે આપેલા અર્થથી જુદો અર્થ આપણને સ્ફુરતો પણ નથી, અને ટીકાકાર જે કહે છે તે જ અર્થ ઉચિત અને સંભવિત જણાય છે. અર્થાત્ મૂળ ગ્રન્થના કર્તાની સાથે ટીકાકાર છોટાલાલ ભટ્ટ એટલો બધો અભેદ સાધી શક્યા છે કે મૂળ ગ્રન્થકારના મનમાં જે અર્થ વિવક્ષિત હશે તે જ અર્થ છોટાલાલ ભટ્ટ આપી શકે છે. ચિત્તશાસ્ત્રની દૃષ્ટિએ વિચાર કરતાં આપણને સ્પષ્ટ જણાય છે કે મૂળ ગ્રન્થકાર અને ટીકાકાર અભિન્ન હોય તો જ આ પ્રમાણે બની શકે. આ પ્રકારે છોટાલાલ ભટ્ટ બધા સંદિગ્ધ ગ્રન્થોના રચનાર બની 'અભિનવ પ્રેમાનન્દ'ની પદવી પ્રાપ્ત કરે છે.

૪૭. રા. બ. હરગોવિન્દદાસ કાંટાવાળા ૧૮૭૫-૭૬ માં વડોદરા રાજ્યના કેળવણીખાતામાં ઇન્સ્પેક્ટર તરીકે જોડાયા. તે વખતે રા. બ. ભોગીલાલભાઇ ડિરેક્ટર હતા. કાંટાવાળાએ છોટાલાલની ઇચ્છાને માન આપીને તેમની વડોદરામાં પહેલા નંબરની શાળામાં ઉપશિક્ષક તરીકે નિમણુક કરી. આ સમયથી કાંટાવાળા, નાથાશંકર શાસ્ત્રી અને છોટાલાલ ભટ્ટનો જે સંબન્ધ શરૂ થયો તે દિવસે દિવસે ગાઢ થતો ગયો. કાંટાવાળાની સૂચનાથી જ છોટાલાલે 'રસશાલ' નામનો 'અપૂર્વ' ગ્રન્થ રચ્યો હતો અને તે ૧૮૮૯ માં પ્રસિદ્ધ કરવામાં આવ્યો હતો. નાથાશંકર અને છોટાલાલ એક જ પોળમાં સામ સામે કેટ સુધી રહેતા હતા. ૧૮૮૫ માં કાંટાવાળા વડોદરા રાજ્યના કેળવણી ખાતાના ડિરેક્ટર થયા. તેમના મનમાં કેટલાય વખતથી વડોદરા રાજ્યના કવિઓની અને ગુજરાતના બીજા પ્રસિદ્ધ કવિઓની અપ્રસિદ્ધ કવિતાઓ અને અન્ય કૃતિઓ પ્રસિદ્ધ કરી વડોદરા રાજ્યનું ગૌરવ વધારવાની ઇચ્છા હતી, અને તે નાથાશંકર અને છોટાલાલથી અવિદિત ન હતી. પોતાના પરમ મિત્ર અને હિતૈષી કાંટાવાળાની આ પ્રશંસનીય ભાવનાને કેવી રીતે મૂર્ત કરવી એનો વિચાર નાથાશંકર અને છોટાલાલ એ બે મિત્રોએ કરવા માંડ્યો.

૪૮. છોટાલાલ સરકારી નોકર હોવાથી, સ્વભાવે શરમાળ હોવાથી અને કોઇ પણ કામમાં અગ્રણી ન થવાની વૃત્તિવાળા હોવાથી (આત્મવૃત્તાન્ત, પૃષ્ઠ-૨૪) પોતાની નોકરી સિવાયનાં બીજાં બધાં કાર્યોમાં આગળ પડીને ભાગ લઇ શકયા નથી. ભરૂચ જિલ્લામાંની નોકરી છોડી વડોદરા રાજ્યની નોકરીમાં જોડાયા તે વખતે છોટાલાલે સારૂં જ્ઞાન પ્રાપ્ત કરેલું હતું એ વાત તો તેમણે ઓગણીસમે વર્ષે (૧૮૬૯) રચેલા 'શાન્તિસુધા' કાવ્ય ઉપરથી જ સ્પષ્ટ જણાઇ આવે છે. ज्ञानरत्नमाला (૧૮૬૯), સ્વર્ગમુસાફરી (૧૮૭૦), गुणगङ्गामाहात्म्यम् (૧૮૭૧), નરેશ્વરસંવાદ (૧૮૭૧), कुवलयानन्दकारिकानो સાર (૧૮૭૧), કામકટાક્ષ (૧૮૭૯), मार्कण्डेयपुराणनું ગુજરાતી ભાષાન્તર (૧૮૮૪), वाल्मीकिरामायणનું ભાષાન્તર (૧૮૮૪–૮૭), व्यवहारमयूख અને योगरत्ननું ભાષાન્તર (૧૮૮૬), રસશાસ્ત્ર (૧૮૮૯) ઇત્યાદિ વિવિધ પ્રકારના ગ્રન્થો (જુઓ પરિશિષ્ટ ૧) પ્રાચીન કાવ્યત્રૈમાસિકના આરંભ સમયે (૧૮૮૫) અને પ્રાચીન કાવ્યમાળાના આરંભ (૧૮૯૦) પહેલાં છોટાલાલ ભટ્ટની શકિતનો ખ્યાલ આપે છે.

૪૯. પ્રાચીન કાવ્યત્રૈમાસિકનો જ્યારે આરંભ થયો ત્યારે નાથાશંકર શાસ્ત્રીની ઉમ્મર ચોવીસ વર્ષની હતી. તેમનામાં તે સમયે—અને પછી અગીઆર વર્ષ છૂટ્યા ત્યાં સુધી પણ—છોટાલાલની વિદ્વત્તા ન હતી. પણ છોટાલાલમાં જે ન હતું તે નાથાશંકરમાં હતું. નાથાશંકર બહુ વ્યવહારકુશલ, હિંમતવાળા, ધૃષ્ટ, વાક્પટુ અને બીજાઓને આંજી દેનાર હતા. (જુવો શ્રી ભીખાભાઇ શુકલનું 'નાથાશંકરનું જીવનચરિત' અને શ્રી જટાશંકર ધનેશ્વર વૈદ્યનો પત્ર, વસન્ત, વર્ષ ૧૮, અંક ૭). આ સર્વ ગુણો છોટાલાલમાં ન હતા. આ પ્રમાણે બન્નેય સાકાંક્ષ હતા અને તેથી અન્ધપંગુન્યાયે એ બેનો સંયોગ આવશ્યક હતો. છોટાલાલમાં જ્યારે જ્ઞાન હતું ત્યારે નાથાશંકરમાં ક્રિયા હતી, અને તેથી તે બેના સમાગમમાં જ્ઞાનકર્મસમુચ્ચય હતો. સાંખ્યદર્શનમાં જેમ કેવલ પુરુષ અથવા કેવલ પ્રકૃતિ કશું કરી શકતી નથી તેમ કેવલ છોટાલાલ અથવા કેવલ નાથાશંકર કશું કરી શકતા નથી. પણ જેમ પુરુષના સમાગમથી પ્રકૃતિની પ્રવૃત્તિ થઇ

જગદ્રૂપ પરિણામ થાય છે તેમ છોટાલાલના સમાગમથી નાથાશંકરની પ્રવૃત્તિ શરૂ થઇ અનેક ગ્રન્થોરૂપે પરિણામ પામે છે છોટાલાલ પોતાની ન્યૂનતા જાણે છે અને તે ન્યૂનતા નાથાશંકર પૂરી પાડી શકે એમ છે એ પણ જાણે છે વર્ષો સુધી સામસામે રહેવાથી અને એક જ જ્ઞાતિના હોવાથી છોટાલાલ અને નાથાશંકરનો જે ગાઢ સબન્ધ થયો હતો તે કાટાવાળાની ભવ્ય ભાવનાને અમલમા મૂકવાની યોજના ઘડી નાખવામા સાધનભૂત બનેલો છે. છોટાલાલ પોતે ગુપ્ત રીતે ગ્રન્થો રચે અને તે 'ગુપ્તભંડાર'માથી નાથાશંકર ગ્રન્થો લાવી તેની નકલ પોતે જ કરી વડોદરાના જ કવિ પ્રેમાનન્દ અને તેના કલ્પિત પુત્ર વલ્લભ અને કલ્પિત શિષ્યમડળને નામે પ્રાચીન કાવ્યત્રૈમાસિક અને પ્રાચીન કાવ્યમાળામા ગ્રન્થો પ્રસિદ્ધ કરવાની મૂળ યોજના રચનાર છોટાલાલ જ છે. પોતાની યોજના સમજાવતા છોટાલાલે નાથાશંકરને એમ પણ કહ્યું હોય કે જેમ યોગેશ્વર કૃષ્ણ અને ધનુર્ધર પાર્થના સમાગમથી શ્રી, વિજય, ભૂતિ અને ધ્રુવા નીતિ પ્રાપ્ત થાય છે તેમ જ્ઞાની છોટાલાલ અને કર્મી નાથાશંકરના સમાગમથી સર્વ સિદ્ધ થશે ! આ મોહક યોજના નાથાશંકરને ગળે પૂરેપૂરી ઉતરી ગઇ. છોટાલાલ ભટ્ટ અને તેમની કૃતિઓનો ગુપ્ત ભંડાર ચોખડી પડદા પાછળ રહ્યા અને નાથાશંકર શાસ્ત્રી પડદાની બહાર રહી જાદુગરની માફક જગતને મુગ્ધ કરવા લાગ્યા અને જગત પણ નાથાશંકરને જ જોવા લાગ્યું.

૫૦ કાટાવાળાએ ૧૮૮૪ મા પ્રેમાનન્દની અપ્રસિદ્ધ કૃતિ, રણયજ્ઞ, પ્રસિદ્ધ કરી અને તેની પ્રસ્તાવનામા લખ્યુ કે 'પ્રેમાનન્દની અમુક કૃતિઓ અપ્રગટ છે અને તે વિષે સામાન્ય રીતે માહિતી નથી અમે એ વિષે શોધખોળ કરી રહ્યા છીએ' આ પ્રમાણે પ્રેમાનન્દના અપ્રકટ ગ્રન્થોની શોધખોળ કરવાની વાત જાહેર કરીને કાટાવાળાએ પ્રેમાનન્દને અનુકૂળ વાતાવરણ ઉભુ કર્યું. આ સમયે પણ કાટાવાળાની પાસે નાથાશંકર શાસ્ત્રી અને છોટાલાલ ભટ્ટ હતા. ૧૮૮૪ પહેલા જ આ ત્રિમૂર્તિની યોજના નક્કી થઇ ગઇ હોય એમ જણાય છે.

૫૧. ડૉ. હરિ હર્ષદ ધ્રુવ (૧૮૫૬–૧૮૯૬) ૧૮૮૨–૮૩ માં વડોદરા રાજ્યની નોકરીમાં જોડાયા હતા. તેઓ એક સમર્થ પણ્ડિત હતા અને મણિભાઇ જસભાઇ અને કાંટાવાળા સાથે તેમનો સારો સંબન્ધ હતો. ૧૮૮૯ માં વડોદરા રાજ્યના પ્રતિનિધિ તરીકે તેઓ સ્ટોકહોમ (નૉર્વે)માં ભરાનારી પ્રાચ્યવિદ્યા પરિષદમાં ભાગ લેવા ગયા હતા, અને ત્યાં તેમણે જે નિબન્ધો વાંચ્યા તેનાથી યુરોપના પણ્ડિતોએ મુગ્ધ બની તેમને 'પણ્ડિત' (ડૉક્ટર)ની પદવી આપી. ડૉ. ધ્રુવ પોતાના એક નિબન્ધમાં ગુજરાતી ભાષાનાં ત્રણ નાટકોનો નિર્દેશ કરે છે – 'મિથ્યારોપપ્રદર્શક,' 'પાંચાલી–પ્રસન્નાખ્યાન' અને 'દુષ્ટભાર્યાનાટક'. ૧૮૮૨ થી કાંટાવાળાના સમાગમમાં આવનાર ડૉ. હરિ હર્ષદ ધ્રુવ પાંચ ૭ વર્ષમાં જ ત્રિમૂર્તિની યોજનાથી સારી રીતે પરિચિત થઇ ગયા છે, તેના તરફ તેમને સહાનુભૂતિ થઇ છે અને તેથી તે યોજનાને બળ આપવા માટે પોતાના નિબન્ધમાં ત્રણ નાટકોનો નિર્દેશ પણ કરે છે. ૧૮૮૯ સુધીમાં પ્રાચીન કાવ્ય ત્રૈમાસિકના પાંચ વર્ષના અંકો પ્રસિદ્ધ થઈ ગએલા છે અને બીજે જ વર્ષે (૧૮૯૦) પ્રેમાનન્દને નામે પ્રસિદ્ધ થએલા 'દ્રૌપદીહરણ'થી પ્રાચીન કાવ્યમાળાનો આરંભ થાય છે. ડૉ. ધ્રુવ ખરેખર ત્રિમૂર્તિની યોજનામાં એક પ્રકારના સહાયક બની ગયા છે. જ્યેષ્ઠ બન્ધુના આ પ્રકારના વલણથી દી. બ. કેશવલાલ ધ્રુવ (૧૮૫૯–૧૯૩૮) પણ આજીવન નરો વા કુઞ્જરો વા ની યુધિષ્ઠિરવૃત્તિ સેવી રહ્યા છે.

૫૨. પ્રાચીન કાવ્ય ત્રૈમાસિકનો આરંભ થયા પછી બે વર્ષે (૧૮૮૭) શ્રી ઇચ્છારામ સૂર્યરામ દેસાઇએ (૧૮૫૭–૧૯૧૨) બૃહત્કાવ્યદોહનની ગ્રન્થમાળા શરૂ કરી અને તેમાં પ્રેમાનન્દ વગેરે કવિઓનાં કાવ્યો પ્રસિદ્ધ કરવા માંડયાં. 'બૃહત્કાવ્યદોહન' માળા માટે શ્રી દેસાઇએ જુદે જુદે સ્થળેથી જૂના કવિઓની કૃતિઓનાં નામો મેળવ્યાં હતાં, અને તે યાદી 'આર્યજ્ઞાન વર્ધક' માસિકના અંકમાં (જુલાઇ ૧૮૮૭) પ્રસિદ્ધ કરી હતી. આ યાદીમાં દ્રૌપદીહરણ, ઋષ્યશૃંગાખ્યાન, ત્રણ નાટકો વગેરે ચૌદ નવી કૃતિઓનો નિર્દેશ કરવામાં આવેલો છે. (ડૉ. પ્રસન્ન વકીલ: કવિ પ્રેમાનન્દની સંદિગ્ધ કૃતિઓ, પુષ્ઠ ૩૫).

આ ચૌદ કૃતિઓમાંથી ૭ કૃતિઓ ફક્ત પ્રાચીન કાવ્ય ત્રૈમાસિક અને પ્રાચીન કાવ્યમાળામાં પ્રસિદ્ધ થએલી છે, અને બીજી ત્રણ કૃતિઓ પ્રથમ પ્રા. કા. ત્રૈ અને માળામાં પ્રસિદ્ધ થએલી છે અને ત્યાર પછી જ બૃહત્કાવ્યદોહનમાં પ્રસિદ્ધ થાય છે. બીજી ચાર કૃતિઓનાં નામો પ્રાચીનકાવ્યમાળાની કમિટીએ ૧૮૯૪–૯૬ માં (ઘૌ. પ્રમત્ત વકીલ જે લખે છે કે 'મને ૧૯૧૧ માં' એજન, પૃષ્ઠ ૩૫, તે ભૂલ છે) ગુજરાત વર્નાક્યુલર સોસાયટીને મોકલેલી ગ્રન્થોની યાદીમાં છે (જુઓ, બુદ્ધિપ્રકાશ, પુસ્તક ૫૮ મું, જાન્યુઆરી ૧૯૧૧; બુદ્ધિપ્રકાશ-લેખસંગ્રહ ભાગ ૨, પૃષ્ઠ ૪૨–૪૪). બીખાભાઈએ લખેલા નાથાશંકરના જીવનચરિત ઉપરથી જણાય છે કે શ્રી ઇચ્છારામ દેસાઈને વડોદરેથી કેટલાંક પુસ્તકોની પ્રતિઓ મોકલવામાં આવી હતી (પૃષ્ઠ ૩૦). વડોદરામાં શ્રી છગનલાલ ઠાકોરદાસ મોદી જેવા શ્રી ઇચ્છારામના મિત્રો પણ હતા, અને તેમના દ્વારા શ્રી ઇચ્છારામ વડોદરાની પરિસ્થિતિથી પરિચિત રહેતા હતા. આ બધી વસ્તુસ્થિતિ ઉપરથી સહજ અનુમાન થાય છે કે પ્રાચીન કાવ્યમાળાના વ્યવસ્થાપકોએ સાક્ષાત્ અથવા પરંપરયા શ્રી દેસાઈને ગ્રન્થોનાં નામો પૂરાં પાડ્યાં હોય.

૫૩. ૧૮૯૨ માં રોષદર્શિકાસત્યભામાખ્યાન પ્રાચીન કાવ્યમાળામાં પ્રસિદ્ધ થયું અને તરત જ શ્રી ઇચ્છારામ દેસાઈએ તે વિષે 'ગુજરાતી'માં ચર્ચા શરૂ કરી અને ગ્રન્થકાર વિષે શંકા ઉઠાવી. તેમની ચર્ચાએ શ્રી મનઃસુખરામ ત્રિપાઠી જેવા ગુજરાતના વિદ્વાનોનું ધ્યાન ખેંચ્યું અને શ્રી ઇચ્છારામ બૃહત્કાવ્યદોહનના આત્મવૃત્તાન્તમાં કહે છે તે પ્રમાણે શ્રી મનસુખરામને પણ સહજ સંશય ઉપજ્યો. દી. બ. મણિભાઈ જશભાઈએ પણ આ બધી વાત જાણી.અને પોતાને આ બધા ગ્રન્થોના રચનાર વિષે શંકા થએલી હોય, છતાં પણ વ્યવહારકુશલતાથી આ બાબતમાં સર્વથા મૌન સેવી ગુજરાતી સાહિત્યને સમૃદ્ધ કરવાની પ્રવૃત્તિ ચાલુ જ રાખવી એ વધારે હિતકારક છે એમ તેમને લાગેલું. શ્રી ઇચ્છારામની ચર્ચા જો વધારે વખત ચાલે અને શ્રીમંત સયાજીરાવ ગાયકવાડને પ્રાચીનકાવ્યમાળાના

ગ્રન્થો વિષે જરા પણ શંકા થાય તો ગ્રન્થપ્રકાશનની યોજનાને સરકાર તરફથી ઉત્તેજન મળતું અટકી જવાનો સંભવ હતો. એટલે દી. બ. મણિભાઇની ભલામણથી શ્રી મનઃસુખરામે શ્રી ઇચ્છારામને ચર્ચા બંધ કરવાની સૂચના કરી અને તદનુસાર શ્રી ઇચ્છારામે ચર્ચા બંધ પણ કરી.

૫૪. પ્રાચીન કાવ્ય ત્રૈમાસિક અને પ્રાચીન કાવ્યમાળાના યોજકોએ ૧૮૮૪માં પ્રકટ થએલા પ્રેમાનન્દના રણયજ્ઞની પ્રસ્તાવનમાં પ્રેમાનન્દના અપ્રકટ ગ્રન્થો વિષે જે પ્રકારે નિરૂપણ કરવામાં આવેલું છે તે દર્શાવે છે કે યોજકોએ પોતાની બધી યોજનાની રૂપરેખા તે પહેલાંજ દોરી રાખેલી છે. રણયજ્ઞના સંપાદન સમયે (૧૮૮૪) કાંટાવાળાને નાથાશંકર શાસ્ત્રીનો સહકાર મળેલો છે. એટલે ૧૮૮૪ પહેલાંજ નાથાશંકરે કાંટાવાળાને ગ્રન્થ-પ્રકાશનની યોજના સમજાવી દીધી છે. છોટાલાલ ભટ્ટ આ વખતે નાથાશંકરના ઘર સામેના ઘરમાં લેખંડી પડદા પાછળ રહીને ગ્રન્થ-પ્રકાશનની યોજનાનું સૂત્ર પોતાના 'ગુપ્ત ભંડાર' માંથી ચલાવે છે. દ્રૌપદી-હરણ જેવા ગ્રન્થોની પ્રસ્તાવનામાં પદ્ધતિસર સંદિગ્ધ ગ્રન્થોની પૂર્વપીઠિકા રચવામાં આવે છે અને કોઇને શંકા ન આવે એવું વાતાવરણ ઉભું કરવાનો પ્રયત્ન કરવામાં આવે છે. પ્રા. કા. ત્રૈ. અને પ્રા. કા. મા. ના ગ્રન્થો વિષે કોઇને પણ શંકા ન થાય તેટલા માટે યોજકો વડોદરેથી તે ગ્રન્થોની નકલો ઉતરાવી તે પ્રતો અમને અમુક ઠેકાણેથી મળેલ છે એમ જણાવી તે હાથપ્રતો અને પ્રેમાનન્દ વગેરેને નામે ચઢાવવાના બીજા અપ્રકટ ગ્રન્થોનાં નામોની યાદી મુંબઇ શ્રીઇચ્છારામ દેસાઇ ઉપર મોકલી આપે છે. શ્રી દેસાઇ પછીથી તેમાંના કેટલાક ગ્રન્થો બૃહત્કાવ્યદોહનમાં પ્રસિધ્ધ કરે છે. એક જ ગ્રન્થ પ્રા. કા. ત્ર. કે પ્રા. કા. મા. માં અને બૃહત્કાવ્યદોહનમાં છપાય એટલે લોકોને તે ગ્રન્થ વિષે શંકા આવે નહીં. જ્યારે શ્રી ઇચ્છારામને પાછળથી જણાયું કે આ બધું પ્રાચીન કાવ્યમાળાના યોજકોની પ્રતારણા છે ત્યારે તેમણે સ્પષ્ટ રીતે લખ્યું કે 'જેમ બીજાઓને સ્વ. નાથાશંકરે ગોડીમડા ઓચ્છવ કરાવ્યો છે તેમ મને પણ રમાડયો છે' ('ગુજરાતી' તા. ૧૮-૮-૧૯૧૨, પૃષ્ઠ ૧૪૧૭).

૫૫. બીખાભાઈએ લખેલા નાથાશંકરના જીવનચરિતમાં માર્કણ્ડેય પુરાણનો જે પ્રસંગ વર્ણવવામાં આવ્યો છે તેમાં છોટાલાલ ભટ્ટ નાથાશંકર શાસ્ત્રીને કહે છે કે 'આજ તમોને પકડ્યા છે. મેં જે ભાષાન્તર કર્યું છે તેમાં જે શ્લોકમાં મેં ભૂલ કરી છે તે જ શ્લોકમાં તેવી ભૂલ પ્રેમાનન્દ કવિએ પણ કરી છે. માટે તમો મારા કરેલા ભાષાન્તર ઉપરથી જ લખો છો.' (પૃષ્ઠ ૨૫). છોટાલાલનાં આ વાક્યો ઉપરથી ત્રણ વાત સ્પષ્ટ થાય છે; (૧) પ્રાચીનકાવ્યમાળામાં છપાએલું માર્કણ્ડેય પુરાણ પ્રેમાનન્દનું નથી, (૨) તેનો મૂળ કર્તા છોટાલાલ પોતે જ છે–કારણ કે પોતે કરેલા માર્કણ્ડેય પુરાણના ભાષાન્તરમાં (૧૮૮૪ માં છપાયું) અને પ્રા. કા. મા. ના માર્કણ્ડેય પુરાણમાં (૧૮૯૧–૯૨ માં છપાયું) એક જ જાતની ભૂલ જોવામાં આવે છે—, અને (૩) છોટાલાલ પોતે ગુપ્ત રહેવા માટે બીજાઓ આગળ નાથાશંકરને તેના કર્તા તરીકે સ્વીકારે છે. વળી 'દ્રૌપદીહરણ' વિષે બીખાભાઈએ જે પ્રસંગ વર્ણવ્યો છે (પૃષ્ઠ ૨૦) તે ઉપરથી પણ 'ગુપ્તભંડાર'ની માન્યતા જનત આગળ વધારે દૃઢ કરવાનો પ્રયત્ન થએલો હોય એમ જણાય છે. નોભરિકૃત એકાક્ષરી કોશના પોતે જ કલ્પના કરીને 'ગુપ્તભંડાર'માંથી આવેલા અર્થનું તે કોશની મદદથી છોટાલાલ ટીકાની પાદટીપમાં (દ્રૌપદીહરણ પૃષ્ઠ ૧૦૩) સમર્થન કરે છે. પોતાના કલ્પિત કોશમાં જે અર્થો આપેલા છે તે જ અર્થો 'ગુપ્તભંડાર'માંથી મળેલા કાગળમાં લખાએલા છે! અર્થાત્ 'ગુપ્તભંડાર'ની અને સૌભરિકૃત કોશની કલ્પના કરનાર એક જ વ્યક્તિ છે અને તે છોટાલાલ ભટ્ટ. નાથાશંકરના જીવનચરિતને સૂક્ષ્મ દૃષ્ટિથી વાંચતાં એટલું તો જણાય છે કે છોટાલાલ ભટ્ટ પોતાની જાતને નિર્દોષ સિદ્ધ કરવા ઠેઠ સુધી પ્રયત્ન કરે છે, પણ આ તેમના સાવધાન પ્રયત્નો જ તેમને સદોષ દર્શાવી દે છે.

૫૬. નાથાશંકરનું ૧૮૯૬માં પાંત્રીસ વર્ષે અવસાન થતાં જ પ્રાચીન કાવ્યમાળાની પ્રવૃત્તિ એકદમ બંધ થઇ ગઇ! નાથાશંકરના જવાથી છોટાલાલના પગ ભાગી ગયા! નાથાશંકર સિવાય જગતમાં બીજી એવી એક પણ વ્યક્તિ ન હતી કે જે નાથાશંકરની માફક છોટાલાલનો સંપૂર્ણ

વિશ્વાસ ભોગવે અને છોટાલાલના રચેલા ગ્રન્થો 'ગુપ્ત ભંડાર' માંથી લાવી પ્રાચીન કાવ્યમાળામાં પ્રકટ કરે. જગતમાં એવી માન્યતા ફેલાવવામાં આવી હતી કે એકલા નાથાશંકર જ 'ગુપ્ત ભંડાર' માં પ્રવેશ કરી શકે છે. એક વખત આવી માન્યતા પ્રચરિત થયા પછી બીજો માણસ 'ગુપ્ત ભંડાર' માં પ્રવેશ કરી શકે નહીં એ વાત સહજ સમજી શકાય એવી છે. નાથાશંકર વિના છોટાલાલ પંગુ બની ગયા અને લાકડાની ઘોડી લાવીને પણ ચાલવાનું તેમને માટે અશક્ય થઇ ગયું! તેથી છોટાલાલે બીજો સરલ માર્ગ સ્વીકાર્યો અને ૧૮૬૯માં પોતે રચેલા 'શાન્તિસુધા' કાવ્યને ૧૮૯૬માં પોતાને નામે જ પ્રસિધ્ધ કર્યું. નાથાશંકરના જીવનકાલમાં જે 'ગુપ્ત ભંડાર' હતો તે તેમના અવસાન પછી છોટાલાલનો 'પ્રકટ ભંડાર' બને છે અને તેમાંથી અનેક ગ્રન્થો છોટાલાલ પોતાને નામે જ પ્રસિધ્ધ કરે છે. જો નાથાશંકર વધારે જીવ્યા હોત તો ૧૮૯૬માં અને ત્યાર પછી છોટાલાલે પોતાને નામે જે ગ્રન્થો પ્રકટ કર્યા છે તે પણ પ્રેમાનન્દ અને તેના કલ્પિત પુત્ર અને કલ્પિત શિષ્યમંડળને નામે પ્રાચીન કાવ્યમાળામાં પ્રકટ થયા હોત. અને જો નાથાશંકર છોટાલાલની માફક ૧૯૩૭ સુધી જીવ્યા હોત તો છોટાલાલના બધા ય ગ્રન્થો પ્રાચીન કાવ્યમાળામાં જ પ્રાચીન કવિઓના નામે જ પ્રકટ થાત, અને તેથી સંદિગ્ધ ગ્રન્થોની છોટાલાલના ગ્રન્થો સાથે તુલના કરવાનું કામ અસંભવિત જ થઇ જાત. પણ ભગવાનની લીલા એવી થઇ કે નાથાશંકર ૧૮૯૬માં ગુજરી ગયા કે તરત જ છોટાલાલે પોતાના ગ્રન્થો પ્રકટ કરવા માંડયા અને પ્રાચીન કાવ્યમાળાના યોજકો અને તેમના મિત્રોનું આજીવન મૌનવ્રત હોવા છતાં–ભીખાભાઇ શુકલ જ મોડા મોડા મૌનનો ત્યાગ કરનાર એક અપવાદ હતા–વિવેચક વિદ્વાનોને તુલના કરવાનું એક મહત્ત્વનું સાધન મળી ગયું, અને 'ગુપ્ત ભંડાર' પ્રકટ થઇ ગયો!

૫૭. ૧૯૧૨માં વડોદરામાં ભરાએલી ચોથી ગુજરાતી સાહિત્ય પરિષદમાં છોટાલાલ ભટ્ટે 'પ્રાચીન કાવ્યમાળા અને પ્રેમાનન્દ' એ વિષય ઉપર જે નિબન્ધ વાંચ્યો હતો તે પરિષદના અહેવાલમાં પ્રસિદ્ધ થએલો છે. તેમાં તેઓ એક જ વાત કહે છે કે પ્રા. કા. ત્રૈ. અને કાવ્યમાળાના સંદિગ્ધ

ગ્રન્થો મેં નથી લખ્યા. ચિત્તશાસ્ત્રની દૃષ્ટિએ છોટાલાલનો આ આગ્રહપૂર્વક નિર્દેશ સૂચવે છે કે છોટાલાલ પોતે સંદિગ્ધ ગ્રંથોના રચનાર છે તેથી જ નિષેધ માટે આટલો બધો પ્રયત્ન કરે છે. આત્મવૃત્તાન્તમાં છોટાલાલ કાવ્યમાળા વિષે ભીખાભાઈની માફક સવિસ્તર હકીકત આપી નવો પ્રકાશ નાખશે એવું માનનારા વિદ્વાનોને નિરાશા થાય એ બહુ સ્વાભાવિક છે. બીજી અનેક બાબતો વિષે છોટાલાલ પોતાના આત્મવૃત્તાન્તમાં સવિસ્તર માહિતી આપે છે પણ પ્રાચીન કાવ્ય ત્રૈમાસિક અને પ્રાચીન કાવ્યમાળાની બાબતમાં બહુ જ થોડી સામાન્ય માહીતી આપે છે, અને તેમાં પણ નાથાશંકરના 'ગુપ્તભંડાર'ની વાતને સમર્થિત કરી પોતાની જાતને નિર્દોષ ઠરાવવા પ્રયત્ન કરેલો છે! આ છેલ્લો પ્રયત્ન પણ તેમની વિરુદ્ધ જ જાય છે!

૫૮. પ્રાચીન કાવ્યમાળાના પ્રથમ ગ્રન્થ 'દ્રૌપદીહરણ' વિષે છોટાલાલ આત્મવૃત્તાન્તમાં (પુષ્ઠ ૧૨૦) લખે છે કે 'છટા અને વૃત્તોવાળું પુસ્તક મેં રત્નેશ્વરનું જોયુ હતું. તે સિવાય આ તે જાતનું પ્રેમાનંદનું રચેલું પુસ્તક પ્રથમ જ જોયું. તેમના રચેલા નાગદમણમાં ભુજંગી છંદ હતા ખરા, પણ તેમને શુદ્ધ ભુજંગી વૃત્ત કહી શકાય નહિ તેવા છે. (કદાચ અજ્ઞાન લેખકોની પરંપરાથી એમ થયું હોય તો કોણ જાણે!) આ દ્રૌપદીહરણ જોઈને મને પરમ આનન્દ થયો! તેમાંની કવિતામાં કંઈક કૃત્રિમતા જેવું લાગવાથી મને લાગ્યુ કે કદાચ વૃત્તો રચવાનો આ તેમનો પ્રથમ પ્રયાસ હોય! પણ મને નિશ્ચયાત્મક નિર્ણય કાંઈ સમજાયો નહિ. આખા ગ્રન્થની ટીકા તથા વિવેચન લખ્યા પછી મારો આનંદ પ્રદર્શિત કરવાને મેં તેમાં એક પ્રેમાનંદપ્રશસ્તિ પણ લખી! ટીકા લખવામાં ગ્રંથાર્થ સ્ફુટ કરવા સિવાય વિશેષ ઊંડા ઉતરવાનુ મારે પ્રયોજન ન હોતું, આ ગ્રંથની એક લેખી પ્રત મને બતાવવામા આવી હતી, પણ તે કોઇ પ્રેમાનન્દનાં શિષ્યે લખેલી હોય એમ મને લાગ્યું.'

૫૯. ઉપર આપેલું છોટાલાલનાં વચનોનું અવતરણ સૂક્ષ્મ દૃષ્ટિએ વિચારવા જેવું છે. દ્રૌપદીહરણની એક પણ પ્રતિ નાથાશંકરના સંગ્રહમાં

અને બીખાભાઇએ કરેલી યાદીમાં ન હતી. પ્રાચીન કાવ્યમાળાનો આ પ્રથમ ગ્રન્થ પ્રેમાનન્દને નામે પ્રસિધ્ધ કરવામાં આવે છે અને છોટાલાલ કહે છે કે આવું પુસ્તક રત્નેશ્વરનું જોયું હતું, તે સિવાય આ તે જાતનું પ્રેમાનંદનું રચેલું પુસ્તક પ્રથમ જ જોયું ! ભુજંગીવૃત્તની અશુધ્ધિ, અજ્ઞાન લેખકોની પરંપરા, કવિતાની કૃત્રિમતા અને તેથી પ્રેમાનન્દના પ્રથમ પ્રયાસની કલ્પના, છોટાલાલનું શંકાગ્રસ્ત માનસ અને આનન્દ પ્રદર્શનને માટે તેમણે રચેલી પ્રેમાનન્દપ્રશસ્તિ–આ બધું સ્પષ્ટ દર્શાવે છે કે દ્રૌપદીહરણ પ્રેમાનન્દનું નથી પણ જેમણે પોતાનો આનન્દ વ્યક્ત કરવા પ્રેમાનન્દપ્રશસ્તિ રચી તે છોટાલાલનું જ છે. વળી, રૂઢ માન્યતા પ્રમાણે નાથાશંકર 'ગુપ્તભંડાર' માંથી બે ત્રણ પાનાં લાવી રાત્રે પોતે તેની નકલ કરતા હતા અને બીજે દિવસે સવારે ઘનશ્યામ વૈદ્ય નાથાશંકરની નકલ ઉપરથી દરેક પૃષ્ઠ ઉપર ટીકા લખવા માટે નીચલા ભાગમાં કોરી જગ્યા રાખી બીજી નકલ કરતા હતા અને તે નકલ ટીકા કરવા માટે છોટાલાલ ભટ્ટને આપવામાં આવતી હતી. આ પરિસ્થિતિમાં છોટાલાલને દ્રૌપદીહરણની એક લેખી પ્રત કેવી રીતે બતાવવામાં આવી તે સમજી શકાતું નથી. વળી, છોટાલાલ કહે છે કે તે પ્રત પ્રેમાનન્દના શિષ્યે લખેલી હોય એમ મને લાગ્યું. પ્રેમાનન્દનો કયો શિષ્ય એ વાત છોટાલાલ કહેતા નથી એ બહુ આશ્ચર્યની વાત છે. પ્રેમાનન્દ-શામળઝઘડા અને પ્રેમાનન્દપુરાણીઝઘડાની માફક પ્રેમાનન્દસુત વલ્લભ અને પ્રેમાનન્દશિષ્યમંડળ પણ કલ્પિત જ છે. વધારે સ્પષ્ટતાથી કહીએ તો પ્રાચીન કાવ્ય ત્રૈમાસિક અને પ્રાચીન કાવ્યમાળાના ગ્રન્થોની વ્યવસ્થિત યોજના માટે જ તે બધું છોટાલાલ ભટ્ટની કલ્પનાએ જ સર્જેલું છે.

૧૦. 'દ્રૌપદીહરણ' ગ્રન્થમાં આરંભમાં દી. બ. મણિભાઇ જસભાઇની પ્રસ્તાવના–આ પ્રસ્તાવના પ્રાચીન કાવ્યમાળાના સર્વ ગ્રન્થોમાં છપાએલી છે–, કવિચરિત્ર ( પૃષ્ઠ ૧–૨૨, **લેખકનું નામ નથી** ), કવિ અને કાવ્ય-પ્રશંસા ( પૃષ્ઠ ૧–૩, **લેખકનું નામ નથી** ) અને ગ્રન્થવિવેચન ( પૃષ્ઠ ૧–૧૫, **લેખકનું નામ નથી** ) છપાએલાં છે. પ્રાચીન કાવ્યમાળાના બધા ય ગ્રન્થોમાં આજ પ્રમાણે કવિચરિત્ર વગેરેમાં લેખકનું નામ આપવામાં

આવ્યું નથી. સહજ અનુમાન થાય કે ગ્રન્થના સંપાદકોએ-કાંટાવાળા અને નાથાશંકર શાસ્ત્રીએ-તે બધું લખ્યું હશે. આ વિષયમાં છોટાલાલ ભટ્ટનું એક વાકય બહુ પ્રકાશ નાખે છે. છોટાલાલ પોતે જ આત્મવૃત્તાન્તમાં (પૃષ્ઠ ૧૨૦) કહે છે કે દ્રૌપદીહરણમાં કવિપ્રશસ્તિ મેં લખેલી છે. આ કવિપ્રશસ્તિનો બહુ સૂક્ષ્મતાથી અભ્યાસ કરતાં કેટલાક કૂટ પ્રશ્નો ઉકલી જાય છે.

૬૧. કવિપ્રશસ્તિમાં ૧૪ શ્લોકો છે પ્રથમ શ્લોકમાં અનુષ્ટુપ્, બીજામાં વસન્તતિલકા, ત્રીજામાં સ્રગ્ધરા અને બાકીનામાં શાર્દૂલવિક્રીડિત છન્દ છે. બીજા શ્લોકમાં પ્રશસ્તિના લેખક-છોટાલાલ ભટ્ટ-પ્રેમાનન્દનાં નવીન નાટકોનો અને કાવ્યોનો નિર્દેશ કરતા કહે છે કે:—

'જેણે રચ્યાં નવિન નાટક કાવ્ય વારૂ,
વર્ણ્યાં જ્યહાં નવિન લાયક વૃત્ત ચારૂ;'

ચતુર્થ શ્લોકમાં છોટાલાલ પ્રેમાનન્દના શિષ્યોનો ઉલ્લેખ કરતાં કહે છે કે:—

'જેના ચાર સમર્થ શિષ્ય કવિઓ શોભે મહાસુંદર,
નામે વલ્લભ વીરજી કવિ તથા રત્નેશ ને સુંદર;'

નવમા શ્લોકમાં છોટાલાલ કહે છે કે ઓખાહરણ અને નળાખ્યાનના પ્રસિદ્ધ રચનાર પ્રેમાનન્દના 'દ્રૌપદીહરણ' ને કોણ નહીં વખાણે? આ શ્લોકની છેલ્લી પંક્તિમાં છોટાલાલ કહે છે કે :—

'તેણે આ રચ્યું દ્રૌપદીહરણ તે કો' કો વખાણે નહીં?'

દસમા શ્લોકમાં દ્રૌપદીહરણ વિષે લખતાં છોટાલાલ કહે છે કે :—

'કીધું કાવ્ય નવીન ગુર્જરગિરા વૃત્તો રૂડાં આદરી,
શબ્દો ઠેક મધુર સંસ્કૃત ધરી ગોભાવિ વાણી સરી,
અર્થાલંકૃતિ પ્રાસ ને યમકથી ભાવોથી પૂરી ભરી,
શોભે દ્રૌપદિહર્ણ કેરી કવિતા સદ્વૃત્ત કો સુંદરી.'

આમાં 'નવીન કાવ્ય' એ શબ્દો બહુ સૂચક છે. સંસ્કૃત શબ્દોનો પ્રયોગ, યમક અને અનુપ્રાસ જેવા શબ્દાલંકાર, અને ઉપમા, ઉત્પ્રેક્ષા ઇત્યાદિ અર્થાલંકાર—આ બધાં શૈલીનાં લક્ષણો આપણું ધ્યાન ખેંચે છે.

તેરમા શ્લોકમાં છોટાલાલ ઓખાહરણ અને નળાખ્યાન સાથે દ્રૌપદીહરણની તુલના કરતાં કહે છે કે :—

'ઓખાહરણરૂપે સુઇક્ષુરસને પીવા દિધો લોકને,
અર્પ્યું સાકર સાથ દૂધ જમવા વર્ણી નળાદીકને;
આ તો એક અપૂર્વ છે ફણસ જે કાંટા થકી છે કર્યું
છોલીને પછી ચાખતાં નિરખશો પૂરૂં સુધાથી ભર્યું'.

આ શ્લોકમાં દ્રૌપદીહરણ 'અપૂર્વ' અને ઓખાહરણ અને નળાખ્યાનથી ભિન્ન પ્રકારનું છે, કાંટાવાળું ફણસ છે એમ જે કહેવામાં આવ્યું છે તે બહુ મહત્ત્વનું છે. 'કાંટાથકી અપૂર્વ ફણસ કર્યું' આ વાક્યમાંથી 'કાંટાવાળાના કહેવાથી આ નવો ગ્રન્થ રચ્યો' એવો અર્થ કોઇને કાઢવો હોય તો તે શક્ય છે. છેલ્લા શ્લોકમાં દ્રૌપદીહરણરૂપી ફણસને ચાખવાની આગ્રહપૂર્વક ભલામણ કરવામાં આવેલી છે.

૬૨. દ્રૌપદીહરણમાં જે કવિચરિત્ર છાપેલું છે તેના લખનાર કોણ છે તે જણાવવામાં આવેલું નથી. એ ચરિત્રમાં કોઇક સ્થળે 'મને' (પૃષ્ઠ ૧૧) તો કોઇ બીજા સ્થળે 'અમારે' (પૃષ્ઠ ૧૨) એ પ્રમાણે પ્રયોગ થએલો છે. આ ઉપરથી એમ જણાય છે કે સંપાદકોએ-કાંટાવાળા અને શાસ્ત્રીએ-આ કવિચરિત લખેલું હોય. કવિચરિત્રમાં યોજનાપૂર્વક પ્રેમાનન્દના શિષ્યમંડળની સવિસ્તર હકીકત અને પ્રેમાનન્દના ગ્રન્થોની યાદી આપવામાં આવેલી છે. પ્રાચીન કાવ્યમાળાના આરંભ પહેલાં પ્રેમાનન્દને નામે છપાએલા ચાર ગ્રન્થોનો નિર્દેશ કરી સંપાદકો લખે છે કે 'આ શિવાય બીજા કેટલાક અપ્રસિદ્ધ ગ્રન્થો અમારે હાથે લાગ્યા છે, અને હજી ખોળ કરતાં બીજા વધારે ગ્રન્થો મળી આવવાનો સંભવ છે. આથી કવિએ (પ્રેમાનન્દે) રચેલા ગ્રન્થોની સંખ્યા ઘણી મોટી છે એમ વાંચનારને માલમ પડશે'. (પૃષ્ઠ ૧૨).

આ જ વિચારે દી. બ. મણિભાઈના નામે છપાએલી પ્રસ્તાવનામાં સામાન્ય સ્વરૂપે જોવામાં આવે છે. દી. બ. લખે છે કે "વડોદરા રાજ્ય નિવાસી કવિઓની કવિતા ઉપરાંત ગુજરાતના બીજા પ્રસિદ્ધ કવિઓની અપ્રસિદ્ધ કવિતાનો ઘણો જથ્થો રા. રા. મગનલાલ હરગોવિંદદાસ તથા શાસ્ત્રી નાથાશંકરની પ્રશંસનીય શોધથી એકઠો થયેલો છે, અને ત્યારે જથ્થો એકઠો કરવા પ્રયત્ન કમિટિ તરફથી જારી રાખવો એમ ધારણા છે (પૃષ્ઠ ૪). કવિચરિત્રના લેખકોએ પ્રેમાનન્દની કેટલીક કૃતિઓના નામ આપ્યાં છે, પણ નાટકો વિષે બીલકુલ ઉલ્લેખ કર્યો નથી, પણ છોટાલાલ ભટ્ટ આજ ગ્રન્થની-દ્રૌપદીહરણની-અંદર આપેલી સમયપ્રમામાં પ્રેમાનન્દના નવીન નાટકો અને કાવ્યોનો નિર્દેશ કરે છે! પ્રાચીન કાવ્યમાળાના પ્રથમ ગ્રન્થની પ્રસિદ્ધિ સમયે સંપાદકો પ્રાચીન ગ્રન્થોની શોધ કરવાની એક તરફ પ્રતિજ્ઞા કરે છે-અને તેમણે હજુ સુધી પ્રેમાનન્દના નાટકોની વાત કરી નથી-તો તે જ સમયે છોટાલાલ ભટ્ટ પ્રેમાનન્દના નાટકોની વાત કહે છે. કવિચરિત્રમાં આપેલી પ્રેમાનન્દના શિષ્યોની વાતનો નિર્દેશ છોટાલાલની કાવ્યપ્રમામાં પણ જોવામાં આવે છે. અર્થાત્ છોટાલાલની આ પ્રશંસા સંપાદકોના કવિચરિત્રથી વધારે વ્યાપક છે. આ બાબત બહુ સૂચક છે. પ્રાચીન પુસ્તકોની શોધ કરવાની પ્રતિજ્ઞા લેનારા સંપાદકોને હજુ પ્રેમાનન્દના નાટકો મળી નથી આવ્યા, ત્યાં તો છોટાલાલ પ્રેમાનન્દના નાટકોની વાત કરે છે. હજુ તો નાથાશંકર શાસ્ત્રી પ્રેમાનન્દના 'ગુપ્તભંડાર'માંથી નાટકો લાવ્યા નથી, ત્યાં તો છોટાલાલ પ્રેમાનન્દના નાટકોની જાહેરાત કરે છે! આ ઉપરથી એ જ વાત ફલિત થાય છે કે પ્રેમાનન્દનો 'ગુપ્તભંડાર' છોટાલાલના ઘરમાં અને મગજમાં હોવાથી તેઓ પ્રેમાનન્દના નાટકોની વાત કરી શક્યા છે, જ્યારે નાથાશંકર શાસ્ત્રીને હજુ તે 'ગુપ્તભંડાર'માંથી નાટકો મળી આવ્યા નથી તેથી તે વિષે તે કંઈ કહી શકે એવી સ્થિતિમાં નથી. પોતે રચેલો ગ્રન્થ-દ્રૌપદીહરણ-પ્રેમાનન્દને નામે પ્રાચીનકાવ્યમાળાના પ્રથમ ગ્રન્થ તરીકે પ્રસિદ્ધ થતાં છોટાલાલ ભટ્ટને સ્વાભાવિક રીતે જે અનિર્વચ આનન્દ થએલો તેના પરિણામે તેમણે કાવ્યપ્રશંસા રચી અને તેમાં

અનવધાનથી પ્રેમાનન્દનાં નાટકોની વાત લખી નાખી! તેમના મનમાં જે હતું તે કાવ્યપ્રશંસામાં લખાઇ ગયું! પણ આનાથી ગુજરાતીસાહિત્યના એક કૂટ પ્રશ્નનું સમાધાન થઇ ગયું. આ પ્રમાણે પ્રેમાનન્દનો 'ગુપ્તભંડાર' એ છોટાલાલ ભટ્ટ પોતે જ છે અને પ્રેમાનન્દ, તેના કલ્પિત શિષ્યો અને બીજા કેટલાક કવિઓના નામે પ્રસિદ્ધ થએલી કૃતિઓના કર્તા છોટાલાલ ભટ્ટ જ છે એ વાત છોટાલાલના જ પ્રત્યક્ષ પુરાવાથી સિદ્ધ થાય છે.

૬૩. દ્રૌપદીહરણના કવિચરિત્રમાં (પૃષ્ઠ ૧૩) સંપાદકો લખે છે કે 'દ્રૌપદીહરણ તેમણે (પ્રેમાનન્દે) એક અઠવાડિયામાં પૂરું કર્યું' સંપાદકો જાણે પ્રેમાનન્દના સમકાલીન અને અતિપરિચિત હોય તેમ દ્રૌપદીહરણની રચનાને કેટલો સમય લાગ્યો તે પણ જણાવે છે; આગળ ચાલતાં સંપાદકો લખે છે કે 'શામળશાનો મોટો વિવાહ કવિએ બે દિવસમાં પૂરો કર્યો હતો'! કવિચરિત્રમાં આવાં વિધાનો કરીને સંપાદકો પોતે 'ગુપ્તભંડાર' પ્રકટ કરી દે છે એ પણ ભગવાનની લીલા છે. વળી સંપાદકો કહે છે (કવિચરિત્ર પૃષ્ઠ ૨૧) કે 'જાણે આખા પિંગળનો એક સપાટે ઉપયોગમાં આણી દેવું ન હોય, અને જાણે કઠિન છંદોનો ઉપયોગ કરી પોતાની શક્તિ બતાવવી ન હોય એ રીતે તેમણે (પ્રેમાનન્દે) દ્રૌપદીહરણમાં સંખ્યાબંધ ને કઠિન છંદો પસંદ કર્યા છે.' છોટાલાલ ભટ્ટ કાવ્યપ્રશંસામાં (પૃષ્ઠ ૨) દસમા શ્લોકમાં પણ આજ વાત કરે છે અને વધારામાં શબ્દાલંકારો અને અર્થાલંકારોનો નિર્દેશ કરે છે. ઉપર દર્શાવેલાં 'દ્રૌપદીહરણ' નાં લક્ષણો પ્રેમાનન્દની સિદ્ધ કૃતિઓમાં નથી પણ છોટાલાલની સિદ્ધ કૃતિઓમાં છે. અને છોટાલાલને શબ્દલાલિત્યનો બહુ મોહ હતો એમ તે પોતે જ આત્મવૃત્તાન્તમાં (પૃષ્ઠ ૮૨) કહે છે. પ્રત્યક્ષ પુરાવાથી જે છોટાલાલનું કર્તૃત્વ સિદ્ધ થાય છે તેને આ અન્ય પુરાવાઓથી સમર્થન મળે છે.

૬૪. છોટાલાલમાં ગુપ્ત પ્રકારે રહીને કામ કરવાની મૂળથી જ ટેવ હતી. આત્મવૃત્તાન્તમાં (પૃષ્ઠ ૭૩–૭૪) વર્ણવેલો એક પ્રસંગ આપણા

પ્રસ્તુત વિષયને બહુ ઉપકારક છે. જ્યારે છોટાલાલ ભરૂચ જીલ્લાના ભુવા ગામમાં શિક્ષક હતા ત્યારે ત્યાંના માધવરામ પુરાણી સાથે તેમને સ્નેહ થયો. ભુવા ગામના લોકો સ્વામિનારાયણ સંપ્રદાયના હોવાથી બ્રાહ્મણોને બદલે પોતાના સંપ્રદાયના સાધુઓને જમાડતા અને મરણોત્તર વિધિ પ્રસંગે બધું દાન પડનાલ જઇને કરતા. આથી બ્રાહ્મણોને અસંતોષ થયો હતો. એટલામાં અધિક માસ આવ્યો અને માધવરામ પુરાણીએ છોટાલાલને કહ્યું કે અધિક માસમાં બ્રાહ્મણોને કાંઇ મળે એવી યુક્તિ કરો. છોટાલાલે તરત જ 'ગુપ્તગંગામાહાત્મ્ય' નામનું સાતેક અધ્યાયનું એક સંસ્કૃત શ્લોકબદ્ધ પુસ્તક રચી કાઢયું અને માધવરામ પુરાણીને આપ્યું. પુરાણીએ પ્રથમ પોતાના ઘરમાં અને પછી પોતાના ફળીયામાં વાંચ્યું. વાત પ્રસરી અને ગામનાં બીજાં ફળીઆંમાં 'ગુપ્તગંગામાહાત્મ્ય'ની કથા થવા માંડી. છોટાલાલ જ્યાં રોજ સ્નાન કરવા જતા હતા ત્યાં જ ગુપ્તગંગા આવી હતી, તેથી થોડા લોકો અધિક માસમાં ત્યાં ન્હાવા જવા લાગ્યા. બ્રાહ્મણો ત્યાં પાથરણું નાખીને બેસતા અને તેમને દાપા મળવા લાગ્યા. આ માહાત્મ્ય આજુબાજુનાં ગામડાંઓમાં પ્રસર્યું અને બે ચાર ગાઉથી લોકો ત્યાં નાહીને બ્રાહ્મણોને દાન કરવા લાગ્યા. છોટાલાલ કહે છે કે 'બીજાં બધા જૂનાં માહાત્મ્યો આવી રીતે તો નહિ રચાયાં હોય?' (આત્મવૃત્તાન્ત, પૃષ્ઠ ૭૪). છોટાલાલ વડોદરે આવ્યા તે પહેલાં જ તેમનામાં ગુપ્તગંગા-માહાત્મ્ય જેવા શ્લોકબદ્ધ સંસ્કૃત ગ્રન્થો રચવાની વૃત્તિ અને શક્તિ હતી. ચિત્તશાસ્ત્રની દૃષ્ટિએ છોટાલાલના માનસનો અભ્યાસ કરતાં આપણને જણાય છે કે જે માણસ 'ગુપ્તગંગામાહાત્મ્ય' રચી જગતને અદ્ભુત રીતે છેતરી શકે છે તે માણસ 'ગુપ્તભંડાર' રચી જગતને છેતરવાને અતિ સમર્થ છે. પ્રાચીન કાવ્યત્રૈમાસિક અને પ્રાચીન કાવ્યમાળાની યોજનામાં કાંટા-વાળાએ માધવરામ પુરાણીનો પાઠ ભજવ્યો હશે?

૬૫. પ્રાચીન કાવ્યમાળાના કેટલાક ગ્રન્થો વાંચ્યા પછી મને પણ શ્રી નરહરિલાલ ત્ર્યંબકલાલની માફક (જુવો તેમનો છોટાલાલ ભટ્ટ ઉપરનો પત્ર, પરિશિષ્ટ ૧૧) તે ગ્રન્થોના કર્તૃત્વ વિષે પ્રથમ સંદેહ

થએલો અને પછી લાગેલું કે આ બધા સંદિગ્ધ ગ્રન્થો છોટાલાલ ભટ્ટે જ રચેલા હોવા જોઇએ. એક વખત આ વિષયનો ખુલાસો મેળવવા જ્યારે હું તેમની પાસે ગયો ત્યારે શ્રી અંબાશંકર વૈદ્ય ત્યાં બેઠેલા હતા. તેમની હાજરીમાં જ મેં છોટાલાલ ભટ્ટને કહ્યું કે પ્રાચીન કાવ્યમાળાના ગ્રન્થોમાં ટીકાકાર અને ગ્રન્થકાર એકજ હોય એમ જણાય છે અને તેથી તમેજ આ બધા ગ્રન્થોના રચનાર છો એમ લાગે છે. મારૂં વાક્ય પૂર્ણ થયું ન થયું ત્યાં તો અંબાશંકર ભટ્ટ દુર્વાસાની માફક ક્રુદ્ધ થઇ ગયા અને ગમે તેમ બોલવા લાગ્યા. હું શાન્ત બેસી રહ્યો; છોટાલાલ ભટ્ટ પણ મૌન સેવી રહ્યા. પાંચ મિનિટ મૂક દશ્ય ચાલ્યું અને હું ત્યાંથી ઉઠી ગયો. ફરીથી પાછો હું છોટાલાલને મળવા ગયો. સદ્‌ભાગ્યે આ વખતે તેમની પાસે કોઇ ન હતું. મેં તેમને પ્રાચીન કાવ્યમાળા વિષેનો મારો અભિપ્રાય બહુ સ્પષ્ટતાથી સમજાવ્યો. તેમણે બહુ જ શાન્તિથી મારૂં કહેવું સાંભળ્યું અને જરા હસ્યા અને બોલ્યા– 'આ બધા ગ્રન્થો જેણે લખ્યા હોય તેણે ખરા; તમને એમાં રસ પડતો હોય તો વાંચજો.' આ વખતે તેમણે કરેલું સ્મિત અને તેમનાં ચક્ષુઓમાં જણાતં ધૂર્તનું લક્ષણ-એ બે વસ્તુઓથી મને પોતાને તે વખતે લાગ્યું કે બધા સંદિગ્ધ ગ્રન્થોના કર્તા છોટાલાલ ભટ્ટ જ છે. હું ચિત્રકાર નથી એટલે તે સમયે છોટાલાલના મુખનું જે દશ્ય હતું તે ચીતરી શકું, પણ શબ્દચિત્ર દોરતાં એટલું કહી શકું કે જેમ એક માણસે આપણી લાકડી સંતાડી દીધી હોય અને પછી જ્યારે આપણે તે લાકડીની શોધ કરીએ ત્યારે પેલા માણસને જે પ્રકારનું મન્દસ્મિત થાય અને તેનાં ચક્ષુઓમાં બધી પરિસ્થિતિનું જાણે જ્ઞાન ન હોય એમ જણાય તેમ છોટાલાલ ભટ્ટનાં સ્મિત અને ચક્ષુઓ હતાં. આ પ્રસંગે મને પેલું પ્રસિદ્ધ સંસ્કૃત વાક્ય યાદ આવ્યું– गुरोस्तु मौनं व्याख्यानं शिष्यास्तु छिन्नसंशयाः. મને પોતાને તો તેજ વખતે છોટાલાલના કર્તૃત્વ વિષે ખાત્રી થઇ ગઇ.

૬૬. આ પ્રમાણે છોટાલાલ ભટ્ટનું આત્મવૃત્તાન્ત આપણા સાહિત્યના એક મહાન્ ફૂટ પ્રશ્નનું નિરાકરણ કરી શકે છે અને તેથી ગુજરાતી સાહિત્યમાં મહત્ત્વનું સ્થાન ભોગવવાને અધિકારી બને છે. જ્યારે

પ્રાચીન કાવ્ય ત્રૈમાસિક અને પ્રાચીન કાવ્યમાળાના સટિપ્પ ગ્રન્થોના કર્તા તરીકે છોટાલાલ સિધ્ધ થાય છે ત્યારે તેમના પ્રસિધ્ધ અપ્રસિધ્ધ મો ગ્રન્થોમાં બડે સાઠે ઉમેરો થાય તેમના ગ્રન્થોની સંખ્યા લગભગ સવાસો જેટલી બને છે. આટલુ વિપુલ સાહિત્ય રચનારના ચરણમાં આપણું શિર નમી જાય છે. અને આજે પણ ગુજરાતના આવા પણ્ડિતો પ્રતિ આદર-ભાવ દર્શાવવા માટે તેમની શતાબ્દી કે જયન્તી આપણે ઉજવી શકીએ છીએ. વડોદરાની પ્રેમાનન્દ સાહિત્ય સભાએ છોટાલાલ ભટ્ટની શતાબ્દી ઉજવીને પોતાનુ કર્તવ્ય બજાવ્યું છે. ગુજરાતી સાહિત્ય પરિષદમાં છોટાલાલ, પ્રો. બળવંતરાય ઠાકોર અને ન્હાનાલાલ કવિ જેવી વ્યક્તિઓ જે પ્રમુખ તરીકે અત્યાર સુધી ન આવી શકી હોય તો સાહિત્ય પરિષદ એક નવીન માર્ગ સ્વીકારી ઋણમુક્તિ મેળવી શકે છે. પરિષદના એક સમ્મેલનમાં એક વ્યક્તિનુ ચિત્ર, બીજા સમ્મેલનમા બીજી વ્યક્તિનું ચિત્ર, અથવા તો લાઘવની ખાતર એક સમ્મેલનમા જ આવી બધી વ્યક્તિઓના ચિત્રો, પ્રમુખસ્થાને પધરાવે અને એક જીવંત યોગ્ય વ્યક્તિને ઉપપ્રમુખ બનાવી સમ્મેલનનુ બધું કાર્ય ચલાવે. પણ્ડિતોના પૂજન વિના કોઇ પણ સાહિત્યનો અને સમાજનો ઉદ્ધાર થઇ શક્તો નથી એ વાત તો ઇતિહાસસિદ્ધ છે.

સાકુન્તમ,<br>
બાગીખાન રોડ, વડોદરા.<br>
તા. ૨૬-૪-૧૯૫૩

ગોવિન્દલાલ હરગોવિન્દ ભટ્ટ

# આત્મવૃત્તાન્ત.

વડોદરા, મહમદવાડી, રંગમહોલ,

તા. ૨૨–૩–૩૫.

## પ્રકરણ ૧ લું.

### ઉપોદ્દ્ઘાત.

પ્રિયભાઇ અંબાશંકર મહેશ્વરભાઇ વૈદ્ય,

મારા બીજા મિત્રોની પેઠે તમારો પણ અતિ આગ્રહ છે કે મારે મારૂં જીવનવૃત્તાન્ત લખવું. તમારો આશય હું સમજું છું. તમે એમ ધારો છો કે "તમે નાનપણથી ગામડાની શાળામાં મહેતાજી થઇ જોડાયા, અને જ્યાં તમને વિદ્વાનોનો સહવાસ મળવો કઠણ એવા પ્રદેશમાં રહીને તમે સંસ્કૃત, અંગ્રેજી, ઉર્દુ, મરાઠી અને હિંદી એ ભાષાઓનું સારૂં જેવું જ્ઞાન શી રીતે સંપાદન કર્યું? અને તે સાથે તમારા નિશાળ ભણાવવાના કામમાં તમે શી રીતે ફતેહમંદ થયા? આ વાત બીજાઓને કાંઇક વિસ્મયભરી લાગે છે. માટે તમે જો તમારૂં જીવનવૃત્તાન્ત લખો તો કોઇ બીજાને તે જાણવા જેવું થઇ પડે. કાં તો તમારામાં કોઇ અસાધારણ બુદ્ધિ જન્મથી જ હોવી જોઇએ; અથવા બુદ્ધિવર્ધક કોઇ પ્રયોગ કર્યો હોવો જોઇએ!" ઇત્યાદિ રીતે કહીને તમે મને મારૂં નજીવું-જીવન કહી બતાવવાની ફરજ પાડો છો. પણ તમે જાણો છો કે આ સૃષ્ટિ ઉત્પન્ન થયે કેટલો કાળ વીત્યો? કેટલા-લાખો અને કરોડો મહાપુરુષો આ પૃથ્વી પર થઇ ગયા, જેનાં નામ પણ આપણે જાણતા નથી! હાથથી ચલાવવાના રેંટિયા, ગાડાં, ચાંકળા, વગેરે કોણે શોધી કાઢ્યાં? લોઢામાંથી અનેક પ્રકારનાં ઓજારો

વિજ્ઞાનનાં, સાહિત્યનાં અને તત્ત્વજ્ઞાનનાં પુસ્તકો લખ્યાં છે, તેમાંનાં કેટલાં આજ હયાત છે? આજ સુધીમાં જાણવામાં આવેલાં સંસ્કૃત ભાષાનાંજ પુસ્તકોની સૂચી મારા જોવામાં આવી હતી. તેનું વજન આશરે પાંચ શેર કે સાત શેર હશે! પણ જે પુસ્તકો નાશ પામી ગયાં હશે, તેનો વિચાર કર્યો છે? લાખ્ખોમાંનાં થોડાંક-ગણી શકીએ એટલાં હાલ ઉપલબ્ધ છે! એમ છતાં એકાદ વાર્તા કે કાવ્ય લખીને હું ચિરંજીવી થાઉં, એનો મોહ તમને છે!

આ જગતમાં તો શું, પણ પૃથ્વીમાં—અરે તેના એકાદ દેશમાં નહિ, એકાદ પ્રાંતમાં, તમે છો, પણ શી ગણતીમાં? તમારા ગયા પછી તમારૂં સ્મરણ કેટલો વખત? તમારા જવાથી જગતને શી ખોટ પડવાની હતી? માંધાતા, રામ, નળ, યુધિષ્ઠિર, અકબર, શિવાજી, વ્યાસ, વાલ્મીકિ, વિવેકાનંદ, અને રામતીર્થ: અથવા નામ ગણાવવાની શી જરૂર છે? અનેક મહાપુરુષો પૃથ્વીમાંથી હતા ન હતા થઇ ગયા, તેથી કાંઇ જગત્ ચાલતું 'અટકી પડયું'? તમે તેમનાં પુસ્તકો અને તેમણે મૂકેલી યાદગીરી પર ભાર મૂકતા હશો તો તે પણ કાળમહાસાગરમાં એવાં વિલીન થઇ જશે કે પછીની પ્રજાને તેમના અસ્તિત્વની પણ ખબર નહિ હોય! આખાં બ્રહ્માંડજ નાશ પામી જાય છે તો પછી મનુષ્યો 'હું છું', 'મેં કર્યું', 'નામ રહંતાં ઠક્કરો, નાણાં નહીં રહંત, કીર્તિ કેરાં કોટડાં, પાડયાં નહિ પડંત' એમ જે માને છે તેમાં કેટલું પોકળપણું, અદીર્ઘદર્શિતા, અને મુગ્ધતા છે, તેનો તો વિચાર કરો? આપણા પિતામહો ગયા, તેમ આપણે જઇશું; તેમને ભૂલ્યા તેમ આપણે ભૂલાઇશું. માટે હું કાંઇક છું, એવી જે સૂક્ષ્મ અહંતા અને અભિમાન છે, તે કેવળ ભ્રમણાજ છે. સ્વભાવથી મનુષ્ય શરીર જન્મે છે, સ્વભાવથી મરે છે! સ્વભાવથી જીવે છે, અને મરે છે! એમાં જે કાંઇ વિલક્ષણતા જણાય છે તે કાંતો સ્વાર્થથી, અવિચારથી અથવા અજ્ઞાનથી હોય છે, એમ હું માનું છું.

આટલો ઉપોદ્ઘાત સાંભળ્યા પછી પણ શું તમે મને કહો છો કે "તમારૂં વૃત્તાન્ત લખો"? આ મારૂં આજનું વૃત્તાન્ત છે. ગઈ કાલે એવું જ હતું. એ વર્ષ ઉપર એવું હતું. "પણ વર્ષો પહેલાં"?

"એમ તમે શા માટે પૂછો છો? શ્રીમદ્ ભગવદ્‌ગીતાનો હું અભ્યાસી છું. 'कर्मण्येवाधिकारस्ते' એ પ્રમાણે સ્વભાવાધીન કર્મો તો થયા કરે ને? એમા જેટલો રાગદ્વેષ તેટલો સુખદુઃખનો અનુભવ!

સ્વભાવની પ્રેરણા પ્રમાણે આખું જગત્ વર્ત્યા જાય છે, પણ ઘણાક એમ સમજે છે કે સ્વભાવ જેવું કાંઇ છે નહિ, પણ અમેજ અમારી બુદ્ધિથી વ્યવહારમા આગળ વધીએ છીએ. 'આટલું મારે છે, આટલું મે મેળવ્યુ!' ઇત્યાદિ વિચારોમા કાળક્રમ થયા કરે છે. હું પણ એમાનોજ! હું પણ ઘડ-ઘાયો અને મારા પંચાશી વર્ષ ચાલ્યા ગયા તે મને કાંઇ જણાયું નહિ એ પંચાશી વર્ષમા મે શું કર્યું તેમાનું મને કાંઇ નોંધ કરવા જેવું આજ સાભરતું નથી. હું બાળક હતો, તરુણ હતો, જુવાન હતો અને આજ વૃદ્ધમા લેખાઉં છું. 'હું આજ વૃદ્ધ છુ, તેથી પહેલા જુવાન હતો, બીજાઓ જુવાન છે તેમ' એ રીતે અનુમાનથી હુ મારી જુવાની અને તારુણ્ય વગેરેની કલ્પના કરી શકુ છુ શુ મારું વૃત્તાન્ત પણ મારે એવા અનુમાનના પાયા ઉપરજ ચડી કાઢવું નહિ પડે?

"કેવળ અનુમાન ઉપર નહિ, પણ તમારી સ્મરણશક્તિ પણ તમને તેમા મદદ કરશે" એમ તમે કહેશો

"અને, હવે પણ તમે મારું સંક્ષિપ્ત વૃત્તાન્ત જાણવા માગો છો?"

"હા, પણ સંક્ષિપ્ત શા માટે? વિસ્તારથી લખો ને?"

"ઠીક, તમારા જેવા મારા એક ભાઇની જિજ્ઞાસાને માન આપી હુ પ્રથમથી તે કહુ છુ"

# પ્રકરણ ૨ જું

## મારો બાલ્યકાળ

કશ્યપ ઋષિના વંશમાં ઉદીચ્ય ટોળકીયા બ્રાહ્મણ જ્ઞાતિમાં અડાળજા કુટુંબમાં અમારા પૂર્વજો જન્મ્યા હતા. કેટલાંક વર્ષ પહેલાં તેઓ અડાળજમાં રહેતા હતા તેથી અમે અડાળજા ભટ્ટ કહેવાઇએ છીએ. મારા બાપનું ગામ અલીંદરા, તા. માતર, હતું. એ ગામમાં તેઓ જ્યોતિષનો ફલાદેશ કહીને નિર્વાહ કરતા, પણ તેમને જુવાનીમાંથી અફીણ ખાવનું વ્યસન વળગ્યું હતું તેથી ઘણો ખરો વખત તેમનો નકામો જતો. મારૂં મોસાળ મેહેમદાવાદમાં હતું. મારી માતાનું નામ જમના. જમના એ ભાઇ વચ્ચે એકજ બેન હોવાથી તથા તે બન્ને ભાઇ સારા રોજગારી હોવાથી બેનને ત્યાં વાસણ કુસણ દાણાદુણી અને લુગડાંલત્તાં વગેરેની સર્વ પ્રકારની તેઓ મદદ કરતા, અને તેથી મારા પિતાશ્રી પોતાના દિવસ સારી રીતે ગુજારતા.

---

શ્રી. છોટાલાલ ભટ્ટની જન્મ કુંડળી આ પ્રમાણેની મળે છે. (સ.)



મારા પિતાનો હું સૌથી પહેલો છોકરો હતો. મારો જન્મ સંવત ૧૯૦૬ ના ભાદરવા સુદિ ૧ ને રોજ થયો હતો. જન્મ થયા પછી હું ત્રણેક વર્ષનો થયો ત્યારથી મને મારી માની મા ગલાલબાઈએ પોતાની પાસે મેહેમદાવાદ રાખ્યો હતો. અને તે પછીનાં મારાં બાલ્યકાળનાં વર્ષ મેહેમદાવાદમાંજ વીત્યાં હતાં. મારા બે મામા તથા ત્રણ તેમના કાકાના દીકરા (મામા) હતા. મામીઓ મારા પર બહુ હેત રાખતી તથા મારા બાલ્યકાળની ચેષ્ટાઓ જોઇ આનંદ પામતી. મારા મોટા મામાનો દીકરો ગિરજાશંકર જે મારાથી બે વર્ષે મોટો હતો તે મારો ભોઅતી હતો. એ બાલ્યાવસ્થા મારી કેમ વીતી, તે મને હવે બરાબર યાદ નથી, પણ હું ધેલા મેહેતાની ગામઠી નિશાળે જતો એ મને યાદ છે. ઘણા ખરા આંક હું ત્યાં શીખ્યો હતો, અને તે પછી મને સરકારી નિશાળે મૂકવામાં આવ્યો. તે વખતના લોકો એમ માનતા કે આંક અને લેખાં સરકારી નિશાળ કરતાં ગામઠી નિશાળે સારાં શીખવાતાં અને સરકારી નિશાળે તો વાચન માત્ર સારૂં થાય.

શરૂઆતની સરકારી શાળાઓમાં લાકડાની મોટી ઘોડીઓ પર વચમાં લાકડાની ચીપો જડી તે ઉપર હારબંધ ખીલા દેખાતા હતા, તે ખીલાઓમાં પાટીઓ ભરવી હતી. તે પાટીઓ પર બાળબોધ તથા ગુજરાતી લિપિમાં સ્વરો, વ્યંજનો, બારાખડી, અને થોડાક એકાક્ષરી, દ્વિઅક્ષરી વગેરે શબ્દો મોટા અક્ષરે છાપેલા ચોઢેલા હતા. આવી નિશાળે મને મોકલ્યો અને ક્કાના વર્ગમાં બેસાડ્યો. તે વખતે મેહેમદાવાદની સરકારી ગુજરાતી શાળામાં મુખ્યશિક્ષક ભટ્ટ રેવાશંકર અંબારામ હતા. તે મેહેમદાવાદના વતની હતા. ( પાછળથી તેઓ અમદાવાદ જઇ રહ્યા હતા. ) અને તેમના બાપને મારા દાદા સાથે મિત્રતા હતી અને મેહેમદાવાદમાં એક જ પોળમાં ( બુહા પોળમાં ) અમારાં ઘર હતાં, તેથી મેહેતાજીની બીક જો કે મને થોડી લાગતી, તો પણ બીક લાગતી તો ખરીજ.

આ નિશાળમાં મેહેતાજી ઉપરાંત બે આસિસ્ટંટ માસ્તરો હતા. પહેલા આસિ. ને રૂ. ૩) અને બીજા આસિ. ને રૂ. રા પગાર મળતો. છેલ્લા વર્ગોમાં ઉપલા ક્લાસના છોકરા શીખવતા. ( પાછળથી કેટલેક વર્ષે પગારદાર મોનીટરની પદ્ધતિ ચાલુ થઇ હતી. )

તે વખતના અભ્યાસક્રમમાં પ્રથમ કક્કો બારાખડી શીખવ્યા પછી લિપિધારા, બોધવચન, બોધકથા, ડાર્ડૅસ્લીની વાતો, ઇસપનીતિ, બાળમિત્ર, કોલંબસનો વૃત્તાન્ત, ચરિત્રનિરૂપણ, એ પુસ્તકો શીખવવામાં આવતાં. આ પુસ્તકો મરાઠી ઉપરથી ગુજરાતીમાં ભાષાન્તર કરેલાં હતાં. મારા જાણવા પ્રમાણે એ ભાષાન્તર ભરૂચના વતની મોહનલાલ ઝવેરીના પિતા રણછોડદાસે કરેલાં હતાં. ભાષામાં તથા જોડણીમાં મરાઠીની છાયા ઘણા પ્રમાણમાં હતી. વાચનપુસ્તકો ઉપરાંત વ્યાકરણ, ઇતિહાસ અને ભૂગોળ વગેરે પુસ્તકો, તથા ગણિતનાં પુસ્તકો પણ મરાઠી ઉપરથી થયાં હતાં, તથા પ્રાયઃ તે બધા બાળબોધ લિપિથી શિલાપ્રેસમાં છપાયલાં હતાં.

મારો અભ્યાસ નીચલા વર્ગોમાં ચાલતો હતો, અને હું બોધકથાના વર્ગમાં હતો, તે વખતે નવી હોપ વાચનમાળા ટાઇપથી છાપેલી બહાર પડી. હોપસાહેબ તે વખતે મુંબઇ ઇલાકાના ઉત્તર વિભાગમાં એજ્યુ. ઇન્સ્પેક્ટર હતા. તેમની દેખરેખ નીચે રા. સા. મહીપતરામ, કવિ દલપતરામ, શાસ્ત્રી વ્રજલાલ, મહેતાજી દુર્ગાશંકર, એક ઉર્દુ જાણનારા મુનશી, વગેરેની એક કમિટી નીમાઇ હતી અને તેમણે અમુક પાઠો તૈયાર કરી તેમને ક્રમવાર ગોઠવી વાચનમાળા તૈયાર કરવાની હતી. શબ્દોની જોડણી કેવી રાખવી તે વિષે પણ વાટાઘાટ કરી નિયમો ઠરાવ્યા હતા અને તેજ પ્રમાણે વાચનમાળાની જોડણી રખાઇ હતી. ભાષા લોકોમાં પ્રચલિત હોય તેવી તથા ડીસા પ્રાંતથી તે નવસારી પ્રાંત સુધી અને પંચમહાલથી તે દ્વારકા સુધી લોકોમાં સાધારણ લાગે તેવી વાપરવામાં આવી હતી. આ વાચનમાળામાં વિશેષ ખુબી એ કરવામાં આવી હતી કે નીરસ એવા મૂળાક્ષરો શીખવવાની કડાકૂટમાંથી વિદ્યાર્થીઓ બચી જાય અને શરૂઆતથીજ અર્થવાળાં ઉચ્ચારણથી બાળકો ગમ્મત સાથે વાંચવા લખવા શીખી જાય. વળી વાચનપાઠો એવી રીતે ગોઠવવામાં આવ્યા હતા કે પહેલી ચોપડીના છેલ્લા પાઠમાં અને બીજી ચોપડીના પહેલા પાઠમાં કાંઇ અંતર દેખાય નહિ; બીજીના છેલ્લા પાઠ સાથે ત્રીજીનો પહેલો પાઠ મળતો આવે; અને એજ રીતે ઉત્તરોત્તર ભાષાની પ્રૌઢી વધતી જાય. વળી બાળકોને પ્રિય લાગે એવાં ચિત્રો ઠામઠામ મૂકવામાં આવ્યાં હતાં, તથા બાળકોને યોગ્ય એવી ચઢતી શ્રેણીની કવિતાઓ પણ કવિ દલપતરામ પાસે રચાવી મૂકી હતી. બહુધા પ્રત્યેક પુસ્તકની શરૂઆત કવિતાથી થતી.

રે૰ પુસ્તકમા વિદ્યાર્થીઓની સમજશક્તિ ઉપર આધાર રાખીને વિવિધ વિષયોના પાઠોની રચના કરવામા આવી હતી તથા તે પાઠો યોગ્ય અનુક્રમમા ગોઠવવામા આ વ્યા હતા નીતિ સામાન્યજ્ઞાન ભાષા (વ્યાકરણ પિંગળ ૰) ઇતિહાસ, ભૂગોળ પદાર્થવિજ્ઞાન શારીર, એવા અનેક વિષયોના પાઠો શીખનારને ક્રમિક લાગે એવી ભાષા અને શૈલીમા ક્રમવાર ગોઠવવામા આ વ્યા હતા મારા અભિપ્રાય પ્રમાણે હોપ સાહેબની વાચન માળામા પાછળથી જે ફેરફાર થયા છે તથા તેને બહુ સાધારણ સમજીને નવીન વાચનમાળા—નવીન શૈલીથી અને લગાર વિસ્તર ભાષામા—રચાઇ છે તેમા વિદ્યાર્થીઓની શક્તિ કરતા તે રચાવનાર વિદ્વાનોની શક્તિનો વિશેષ વિચાર થયો છે તેમને લાગ્યુ કે દિનપ્રતિદિન ભાષા પ્રૌઢ અને સમૃદ્ધ થતી જાય છે માટે વાચનમાળામા પણ તેવી ભાષા દાખલ કરવી ! વિજ્ઞાનમા દુનિયા આગળ વધે છે, માટે આ વાચનમાળામા પણ વિજ્ઞાનના પાઠો દાખલ કરવા ! હોપવાચનમાળામા નીતિ સામાન્યજ્ઞાન અને વિજ્ઞાનના પાઠો છૂટા છૂટા દાખલ કર્યા છે, તે કરતા તે સધાના ભિન્ન ભિન્ન વ્યાખ્યાન છાપી દીધા હોત તો ઠીક ! (આ માટે હોપ વાચનમાળામા એ પાઠો છૂટા છૂટા આપ્યા હતા તેનો વિચાર કરાય યથાર્થપણે નહિ આવ્યો હોય !) કવિ દલપતરામની કવિતાઓ સહેલી પ્રાસમય અને કાવ્યચમત્કૃતિ વિનાની છે એમ માની તેને ઠામે જૂની કવિતા દાખલ કરી ! (પણ તેમા વી કાવ્યચમત્કૃતિ ઉભરાઇ જાય છે તથા તેમાથી વિદ્યાર્થીઓ કેટલા રસજ્ઞ બની જાયછે તે કોઇએ વિચાર્યુ છે?) ઇતિહાસ ભૂગોળ વ્યાકરણ આદિ વિષયો જૂદા શીખવાય છે માટે વાચનમાળામાંથી તેમને દેશનિકાલ કર્યાં પણ વાચનપાઠ તરીકે શીખવાતા તે પાઠો અને સ્વતત્ર પુસ્તક તરીકે શીખવાતા તે પાઠોમા કેવુ મોટુ અતર છે તે શિક્ષકો કરતા વધારે આગળ વધી ગયેલા વિદ્વાનોથી શી રીતે સમજાય ?

અસ્તુ! આ તો વિષયાન્તર થઇ જાય છે પણ જે કેળવણી આરભમાથી મને મળી છે તેના સાધનો (વાચનમાળા આદિ)ની અસર મારા પાછળના વિદ્યાભ્યાસ ઉપર થયેલી હોવી જોઇએ એમ મને લાગે છે અને તેથીજ તે વખતના સાધનો કેવા હતા તે કહેવુ પ્રાપ્ત થાય છે

નિશાળો હમેશાં બે વખત ભરાતી; સવારના સાતથી દશ, અને બપોરના બેથી પાંચ. સવારમાં વાચન, લેખન, ઇતિહાસ, ભૂગોળ, ઇત્યાદિ અક્ષરવિદ્યાના વિષયો શીખવાતા; અને બપોરના અંકગણિત, અક્ષરગણિત, ભૂમિતિ, લેખાં, વ્યાજ, આંક, ઇત્યાદિ જે વર્ગમાં જે ઘટે તે શીખવાતું. અંકગણિત અને અક્ષરગણિત માટે પહેલાં તો શિક્ષામાળા પ્રથમભાગ અને દ્વિતીય ભાગનાં મોટાં વજનદાર પુસ્તકોમાંથી શીખવતા; પણ હોપ વાચનમાળા બહાર પડી તેની સાથે અંકગણિત અને અક્ષરગણિતની પણ બે નાની નાની ચોપડીઓ—પણ પ્રાથમિક શિક્ષણ માટે પૂરતી—બહાર પડી હતી. આ ચોપડીઓ પણ શિક્ષણકળાની દૃષ્ટિએ ઉત્તમ હતી.

જ્યારે નિશાળોમાં જૂનાં પાઠ્ય પુસ્તકોને બદલે નવી વાચનમાળા ચાલુ થઇ ત્યારે મને બીજી ચોપડીના વર્ગમાં બેસાડવામાં આવ્યો. તેમાંની 'સારી ચોપડીઓ શોભાય,' 'બેડો માળો બાંધવા', ઇત્યાદિ કવિતાઓ અને 'જમની ને કાશી', 'બહુ ખાનારી છોડી' વગેરે વાતોથી અમને બહુજ રમુજ લાગવા માંડી. હવે અનુક્રમે ત્રીજી, ચોથી, પાંચમી, એમ અભ્યાસક્રમ વધવા માંડ્યો.

આજ પૈસાની કીંમત નથી, પણ તે વખતે સાધારણ પંક્તિનાં ઘરોમાં રોકડ નાણાંની મોટે ભાગે અછત રહેતી, અને ખાસ જરૂર સિવાય લોકો રોકડ નાણું વાપરતા નહિ. શાક લેવાને બેરાં બશેર બાજરી ખુશીથી કાઢી આપે, પણ બે પૈસા એ કીમતી ચીજ! એ પીડા મારે પણ વખતોવખત ભોગવવી પડતી. વાચનપુસ્તકો ખરીદવાના પૈસા મારી મા (માની મા) આપે નહિ, તેથી કોઇ ભાઇબંધ છોકરાની ચોપડી વાંચીને ચલાવવું પડતું! અને તે વખતના માસ્તરો પણ એવા દયાળુ કે ક્લાસમાં પડોશી છોકરાની ચોપડીમાં જોવા દેવા કે વાંચતી વખતે તેનો ઉપયોગ કરવા દેવામાં વાંધો લેતા નહીં. મારા આખા અભ્યાસક્રમ દરમ્યાન બીજી ચોપડી, પાંચમી ચોપડી, હોપ વ્યાકરણ, ભૂગોળ ભા. ૧ લો, એટલીજ ચોપડીઓ મારા દાદાએ ખરીદી આપી હતી. સ્લેટ તો મારા મામા ભણેલા તે હતીજ! કોપી લખી જવાને કાગળો જોઇએ, તેની ભાંજગડ પડતી. પણ મારા દાદા વૈદ હતા; તે લખેલા ચોપડાના પાનાં અને બીજા કાગળો પડીકાં વાળવા લાવતા. તેમાંથી એક તરફ કોરા હોય એવા કાગળો હું તારવી કાઢી તેની ચોપડી બાંધતો અને તેમાં લખી જતો. મારા કૃપાળુ શિક્ષક તે મંજુર રાખતા, અને અક્ષરના સારાપણાના પ્રમાણમાં મને નંબર મળતો.

હું પાંચમી ચોપડી ભણતો હતો ત્યારે મને કવિશ્રી દલપતરામની કવિતા બહુ પ્રિય લાગતી. તેમની વાચનમાળામાંની કવિતાઓ હું વારંવાર ગાતો. નાનપણમાં મારો કંઠ સારો હશે, તેથી તે વખતના મારા હેડમાસ્તર રા. સા. આશારામ મોતીરામ મારી પાસે નિશાળ છોડતા પહેલાં કવિતા ગવરાવતા—ખાસ કરીને ભુજંગી છંદ. અવકાશના વખતમાં અંગદવિષ્ટિનો ઝઘડો અને બીજી પણ જે કવિતાની ચોપડીઓ મળી આવે તે હું વાંચતો. થોડા દોહરા ચોપાઇઓ પણ બનાવતો અને છોકરાઓને ખીજવતો. એક વખત કોઇ છોકરાનું નામ આવે એવી કવિતા મેં સ્લેટ પર લખી, તે સ્લેટ મારી પાસેથી ખુંચાવી લઇને હેડમાસ્તરને તે છોકરે બતાવી. મને શિક્ષા થવાનો ભય લાગ્યો અને તેથી મને હેડમાસ્તરે બોલાવ્યો, ત્યારે દીન જેવો થઇ ગયો. પણ મારું નસીબ પાધરું તેથી મહેતાજી ગુસ્સે થવાને બદલે હસ્યા અને મને ઠપકો આપતા હોય તેમ નરમાઇથી કહ્યું: "આવો નકામો વખત કાઢવા કરતાં તારા અભ્યાસ પર લક્ષ આપ, જાઓ, બેસી જાઓ." હું શિક્ષામાંથી બચી ગયો તેથી મને, અને મને ઠપકો અપાવ્યો તેથી ફરિયાદીને, બન્નેને હર્ષ થયો અને અમે પાછા મિત્રની પેઠે વાતો કરવા લાગ્યા.

આ અરસામાં મને જનોઇ દેવા માટે મારે ગામ અડિંદરે લેઇ ગયા. મારી ઉમ્મર આશરે દશ કે અગિયાર વર્ષની હશે. જનોઇ દીધા પછી મારી બાની ઇચ્છા મને ત્યાં પંદરેક દિવસ રાખવાની હતી. પણ મને ત્યાં ન ગમવાથી ત્રણ ચાર દહાડા પછી મારી મુમટી અને ચોપડીઓ લેઇને પગેપાળો મેહમદાવાદને રસ્તે પડ્યો. અડિંદરેથી મેહમદાવાદ આઠ ગાઉ થાય. ખેડાનો કેમ્પ મૂકીને હું એકલો ઉનાળાના મધ્યાહ્નને આગળ જતો હતો. મારી પોળમાં રહેતો એક વાણિયો ખેડેથી મેહમદાવાદ જતો હશે તેણે મને જોયો. ચોપડીઓ બાંધવાનું કપડું ફાડીને મેં બન્ને પગે બાંધ્યું હતું, કેમકે તેનીમાં દાઝવું ઘણું થયું હતું. આ વાત પેલા વાણિયાએ ઘેર જઇને મારા દાદાને કરી. મારા દાદા ઘરમાં મોટી જોડીઓ લઇને ગભરાયા મારા સામા આવ્યા અને મને ઘેર તેડી જઇ ને મારો નિશાળનો અભ્યાસ મજબુત કર્યો.

અલિદરામા તો મારી શોધાશોધ થઇ રહી. એક માણસને વસો તરફ, બીજાને માતર તરફ, ત્રીજાને હેરંજ તરફ અને ચોથાને મહિયાતજ તરફ મોકલીને મારી બા મેહેમદાવાદ આવી. મને નાશી આવવાનું કારણ પૂછતાં મેં કહ્યું કે હું બહુ દહાડા ગેરહાજર રહું તો મારૂં નામ ઉતરી જાય.

નિશાળના અભ્યાસ ઉપરાંત બીજી જે ચોપડીઓ હાથ આવે તે હું વાંચતો. મારા દાદા ચૈત્ર મહિનામાં ઓખાહરણ વાંચતા. ઓખાહરણ, નળાખ્યાન, મામેરૂં, નંદબત્રીશી વગેરે હાથથી લખેલી ચોપડીઓ મારા દાદાના ઘરમાં હતી. તે તેમની ગેરહાજરીમાં હું વાંચતો. નિશાળમાં ચાલતી વાચનચોપડીઓ ઉપરાંત બીજું હું કાંઇ વાંચું તો મારા દાદા મને તેમ કરવા મના કરતા, અને મેહેતાજીને કહી દેવાની ધમકી આપતા.

દરરોજ સાંજે ઘરના ઓટલા પર બેસી આંકો બોલી જવા પડતા. હું અને ગિરજાશંકર સામસામે બોલતા. દાદા ઘરે ન હોય ત્યારે પોળમાં રમવા જતા, પણ તેમને દૂરથી આવતા જાણતા કે ગુપચુપ ઘેર જતા રહીને વાંચવા બેસી જતા. મારી મા અને મામીઓ તે જોઇ હસતાં, પણ મારા દાદાને કહી દેતાં નહીં. અમારે સદ્‌ભાગ્યે દાદા રાત્રે નવ વાગ્યા પહેલાં તો કોઇ વારજ વહેલા ઘેર આવતા. ઘણે ભાગે હનુમાનમાં જઇને મયાધર ભટ્ટ, પીતામ્બર વ્યાસ, મોતીલાલ વ્યાસ, વગેરે જ્ઞાતિજનો ( જે બધા દરરોજ હનુમાનનાં દર્શન કરવાના નીમધારી હતા ) સાથે જુદી જુદી વાતોનાં—ઘણું કરીને જ્ઞાતિસંબંધી વાતોનાં— ગપ્પાં હાંકતા. ઘેર આવ્યા પછી બાગોળે શૌચ માટે જતા, પછી નહાતા અને પછી સાયંકૃત્ય કરીને ભોજન કરતા. પછી ઓટલે પાડોશીઓ જોડે વાતો કરતા, અથવા કોઇ વાર કોઇ પુરાણની આખ્યાયિકા કહેતા, અથવા કોઇ વાર પોતાના મુંબાઇના વસવાટ દરમ્યાન બનેલો બનાવ કહેતા ( તેમણે જુવાનીમાં મુંબાઇમાં રહી વૈદું કરી બે પૈસા મેળવ્યા હતા); કોઇ વાર અમે ભણતા હોઇએ તો અમને પ્રાસ્તાવિક શ્લોક શીખવાડતા. ઘણું કરીને રાત્રે અગિયાર પહેલાં તો સૂવાનું ક્વચિતજ થતું.

મેહેમદાવાદમાં તે વખતે એક વિદ્વાનોનું મંડળ હતું. તેમાં ગદાધર-ભટ્ટ, ગંગાશંકર વૈદ્ય, હરિશંકર પુરાણી, પીતામ્બર જોશી, લલ્લુ જોશી, હર-ગોવિંદ શુક્લ, મોતીરામ દવે, તુલજારામ જોશી, વગેરે હતા. કોઇને કાંઇ મંદવાડ થાય તો વૈદને બોલાવે; વૈદ તેને ગ્રહદશા જોવરાવવાની સલાહ આપે. જોશી તેને અમુક ગ્રહના નડતરની શાંતિ માટે જપ અથવા હોમ કરાવવાની સલાહ આપે. આ રીતે વારંવાર હોમ હવન અને જપાનુષ્ઠાનાદિ ચાલ્યા કરતાં અને તે મંડળને પણ પૂર્ણાહુતિમાં મિષ્ટાન્ન અથવા સીધાં મળતાં. જપાદિકમાં પ્રમુખ જોશી હોય, તે પોતાના મંડળમાંના વૈદ્યને, પુરાણીને, દવેને, અને તેવાજ બીજા બ્રાહ્મણી વૃત્તિથી નિર્વાહ કરનારનેજ પસંદ કરે. બહુ વાર મારા દાદા મને તથા ગિરજાશંકરને સાથે જમવા તેડી જતા; ગિરજાશંકર બહુધા એને મોસાળ ઓડ રહેતો તેથી મને એ લાભ બહુ વખત મળતો ! વળી મારા દાદાએ મને નવ ગ્રહના પુરાણોક્ત મંત્રો શીખવી મૂક્યા હતા, તેથી જપ કરવામાં પણ મારૂં નામ વખતે દાખલ થઇ જતું ! બધા જપ કરનારા ઘણું કરીને હનુમાનની ધર્મશાળામાં કે વાત્રક નદી ઉપરના ગંગનાથ મહાદેવની ધર્મશાળામાં જપ કરવા માટે જતા. કોઇ વખત તો ત્યાંજ રસોઇ કરાવતા અને બધા ઉજાણીનો આનંદ મેળવતા.

આ વખતનું વાતાવરણજ એવું હતું. બ્રાહ્મણોને નિર્વાહનું સાધન નિશાળ ભણાવવી, જપાનુષ્ઠાન કરવાં, ચંડીપાઠ અથવા નવચંડી કરવી, તદંગભૂત હોમ કરવો, પાર્થિવપૂજન કરવી. કથા પુરાણ કરવું, ગ્રહદશાઓ કહેવી, ઇત્યાદિ હતું. વળી શુભ પ્રસંગે બ્રહ્મભોજન હોય ત્યાં શ્લોક બોલવાનો પણ સંપ્રદાય હતો; કેટલીક વાર તો શ્લોક બોલનારાઓ સામ સામે સ્પર્ધામાં ઉતરતા અને એકના અંત્યાક્ષરથી આરંભ થતો શ્લોક બીજો બોલે એવી શરતો થતી, અને આટલા માટે શુદ્ધ કે અશુદ્ધ પણ છોકરાઓ શ્લોક મોઢે કરવા લલચાતા.

આવાજ વાતાવરણમાં ઉછરેલો હું પણ હતો. એક સાધો પુરાણી નામે બ્રાહ્મણનો છોકરો એના બાપ પાસે રઘુવંશ શીખતો હતો. (તે વખતનું શિક્ષણ એટલે બહુધા મુખપાઠ.) તેની પાસે હું ઘણી વખત શ્લોક બોલાવી લખી લેતો અને મોઢે કરતો. મારા દાદા પણ સાંજે બહાર બેઠા હોય ત્યારે હરરોજ એકાદ શ્લોક શીખવે.

આગળ ઉપર મારા દાદાએ મને રુદ્રાધ્યાયથી શીખવવાનો આરંભ કર્યો. ચોથો અધ્યાય ચાલતો હતો ત્યારે દૈવયોગે હરગોવન શુકલ ત્યાં આવી ચડ્યા અને હું ખોટા સ્વરનો ઉચ્ચાર કરું છું એમ જોઇને તેમણે મારા દાદાને સલાહ આપી કે એને તમે ન શીખવતાં મોતી દવે પાસે મોકલો. મોતીરામ દવે પાસે તે વખતે પાંચ સાત વિદ્યાર્થી સંહિતા શીખતા હતા.

અમારી નિશાળ હમેશાં દશ વાગે છૂટતી. તે વખતે હું બારોબાર મોતીરામ દવેને ત્યાં જતો અને એકાદ બે મંત્ર શીખીને ઘેર આવતો.

વળી મારા દાદાએ મને દેવપૂજા ભણાવી હતી, તેથી દેવપૂજા તો બહુધા હું જ કરતો. વળી તેમણે મને એક સરસ્વતીસ્તોત્ર શીખવ્યું અને તેનું અનુષ્ઠાન કરવાનું કહ્યું. મેં આશરે છ એક માસ તે કર્યું હશે. આ વખતે હું ગુજરાતી છઠ્ઠી ચોપડીના વર્ગમાં હતો.

✓આવા વાતાવરણમાં ઉછર્યાથી સંસ્કૃત ભાષા મને બહુ પ્રિય થઇ. મારા દાદાના ઘરમાં હાથે લખેલાં વૈદકનાં, જ્યોતિષનાં અને પુરાણનાં પુસ્તકો હતાં. એ પોથીઓ મેલાં કપડાંમાં બાંધીને મેડા ઉપર અભરાઇના પાટિયા પર હારબંધ ગોઠવી મૂકી હતી. પણ રખેને હું તે અવળા સવળી કરી નાખું કે બગાડું, એવા ભયથી તેને અડવાની મારા દાદાએ મના કરી હતી. પણ તેમની ગેરહાજરીમાં લાકડી ભરાવીને તે પોથીઓ હું ઉતારતો, છોડતો અને દ્રૌપદીવસ્ત્રહરણ, સીતાસ્વયંવર અથવા એવાંજ કોઇ નાનાં પુસ્તકો કાઢી લેઇ હું વાંચતો અને પાછાં બાંધી દેઇ અસલ પ્રમાણે ગોઠવી દેતો. હું તે પુસ્તકો સમજતો તો નહિ, તથાપિ તે મને મધુર લાગતાં. હું જાણતો કે આ મારી ચોરી કોઇ જાણતું નથી, પણ પાછળથી મારા સમજવામાં આવ્યું હતું કે તે મારા દાદાના ધ્યાન બહાર નહોતું.

હું સંસ્કૃત વાંચતો ખરો પણ તે મને સમજાતું નહોતું. કોઇ કોઇ શ્લોકના અર્થ ઓઘા પુરાણી કહેતા. મને સંસ્કૃત શીખવાની ઇચ્છા થઇ, પણ મેહેમદાવાદમાં તેવી શાળા નહોતી કે કોઇ ગુરુને ત્યાં તેવા વિદ્યાર્થીઓનો સમુદાય નહોતો. મારા જાણવામાં એકલા ઓઘા પુરાણી હતા. તે *પોતાને ઘેર પોતાના પિતા આપજીવન પુરાણી પાસે શીખતા; કવી જખતે*

શીખતા તે પણ મને જણાતું નહિ બીજો એક અમારી જ્ઞાતિનો અ ગાધર કરીને માગથી આશરે પાચેક વર્ષ મોટો છોકરો હતો તે પોતાના પિતા ભાગાધર પાસે શીખતો ગાગાધર પણ પુરાણ અને વૈદકનો ધધો કરતા. મારા દાદા વૈદ્ય હોઈને ચંડીના ઉપાસક હતા ખરા, પણ સંસ્કૃત વ્યાકરણ તેમને અવગત નહોતું. મારા મોટા મામા પણ પુરાણી અને વૈદ્ય હતા પણ તે વખતે તેઓ ગુજરી ગયા હતા તે વખતે ઘણાખરા સસ્કૃત શીખનારા પેટલાદમા ભણતા ત્યા આશરે સો સવાસો બ્રાહ્મણોના છોકરાઓ માધુકરી માગી લાવીને વ્યાકરણ, કાવ્ય, જ્યોતિષ વગેરે વિષયો યથાશક્તિ શીખતા પેટલાદમા તે વખતે આત્મારામ, કૃષ્ણારામ વગેરે મોટા વિદ્વાનો હતા અને તેઓ વિદ્યાર્થીઓ ઉપર પુત્રવત્ વાત્સલ્ય રાખીને તેમને ભણાવવાના તથા તેમની સભાળ રાખતા આ વિદ્યાર્થીઓ એકજ વિષય શીખતા તે મુખપાઠ કરતા, અને સાજના વખતમા કેટલાક તો ઉન્મત્ત પણે તોફાન પણ કરતા. એમ છતા તેઓ વિદ્યાર્થીઓજ હતા, તેઓ કોઈની સેન દીકરી કે સ્ત્રી પ્રત્યે અમર્યાદપણે કદી પણ વર્તતા નહિ, તેથી લોકો આવા વિદ્યાર્થીઓ ઉપર માયાની દૃષ્ટિથી જોતા, તથા પ્રસગોપાત્ત તેમને કાગળ, પુસ્તક વગેરે ભણવાના સાધન પણ પૂરા પાડતા

હુ આ વખતે ત્રીજી ચોપડીના વર્ગમા હતો મગનલાલ કરીને એક અઢાર કે વીશ વર્ષનો તરુણ છોકરો અમારો શિક્ષક હતો મારો નબર બહુધા ઉપર રહેતો તેથી આ શિક્ષકની મારા પર કાઈ પ્રીતિ હોય એમ મને લાગતુ. તેની સાથે હુ છૂટથી વાત કરી શકતો એક વખતે અમારા મુખ્ય મહેતાજીના ટેબલ પર 'સસ્કૃત વ્યાકરણનેશ' એ નામની ચોપડી પડેલી મે જોઈ, અને મહેતાજી નહોતા તે વખતે મે તેના પાના ફેરવી જોયા તે શિલા પ્રેસમા છપાયલી હતી. આ ચોપડી નિરાતે જોવાની મને ઇચ્છા થઈ, પણ મુખ્ય મહેતાજી પાસે માગવાની હિમ્મત ચાલી નહીં. મારા વર્ગના શિક્ષક મગનલાલને મે વિનતી કરી કે તે મને એ ચોપડી ફક્ત થોડો વખત પણ જોવા આપી શકે તેમણે કહ્યુ ' હુ જોઈશ'. સાજરે શાળા છૂટતી વખતે તેમણે મને એ ચોપડી આણી આપી અને કહ્યુ કે ' બગડે

નહિ તેની કાળજી રાખી કાલે સવારે મને પાછી આપજે." હું એ ચોપડી ઘેર લઇ ગયો, અને તરતજ આતુરતાથી વાંચવા લાગ્યો. એવી સહેલાયથી તે લખાયલી હતી કે એકજ રાતમાં તેના અગિયાર પાઠ મને વગર શિક્ષકે સમજાઇ ગયા—આવડી ગયા. બારમા પાઠમાં ધાતુનાં કર્મણિ રૂપો કરવાનો પ્રકાર હતો, તે મને સમજાયો નહિ. બીજે દિવસે એ ચોપડી મેં પાછી આપી, અને આપતી વખતે શિક્ષકને પૂછ્યું કે, "गम् ધાતુનું કર્મણિ गम्यते, हन्નું हन्यते, पीड्નું पीड्यते, એમ તો થાય છે; પણ वम्નું उप्यते, कृનું क्रियते; पाનું पीयते, ઇત્યાદિ કેમ થાય છે? એ સંબંધી આમાં કાંઇ નિયમ જણાતો નથી; ફક્ત રૂપજ લખ્યાં છે!"

શિક્ષકે કહ્યું: "મેં આ ચોપડીનો અભ્યાસ કર્યો નથી." થોડીવાર ચોપડીમાં જોયા પછી તેમણે કહ્યું, "સંસ્કૃત વાક્યો બનાવવાને ઉપયોગી પડે એવાં થોડા શબ્દોનાં તૈયાર રૂપ આપીને ચલાવ્યું લાગે છે—કદાચ આગળ ઉપર તે વિસ્તારથી લખ્યું હશે. આ તો 'વ્યાકરણલેશ' છે. સંસ્કૃત ભાષામાં રુચિ ઉત્પન્ન કરવાને નવા વિદ્યાર્થીઓ માટે આ પુસ્તક હોય એમ લાગે છે."

મને એવું પુસ્તક ખરીદવાની ઇચ્છા થઇ, પણ તેની કીંમત તે વખતે આઠ આના હતી. ક્લાસમાં તે ચાલતી નહોતી, તેથી એટલા પૈસા મારી મા પાસે માગવાનું મને ઠીક ન લાગ્યું અને એ વાત એટલેથી પડતી રહી.

આ વખતે મને એક મુસલમાન મિત્ર મળ્યો. તેની ઉમ્મર લગભગ વીશેક વર્ષની હતી; તે આરબની ઓલાદનો હતો અને સૈયદ કહેવાતો. એના બાપનો ધંધો મુસલમાનોનું ગોરપદું કરવાનો હતો. એના બાપ ગુજરી ગયા હતા, તેથી એ પોતે મુસલમાનોની લગ્નની અને મરણની ક્રિયા કરાવતો, પણ એમાં કાંઇ સારૂં મળતર નહોતું. જે થોડીક જમીન હતી તે ખેડાવીને પોતાના કુટુંબનો નિર્વાહ કરતો. વર્ગમાં બીજા છોકરા ઘણા હોવા છતાં મારી સાથેજ તેને મિત્રતા થઇ, તેનું કારણ અમારા બેમાં કાંઇ-પણ મળતાપણું હશે કે શું તે હું સમજી શક્યો નથી, પણ મિત્રતા એવી

થા । કે મારાથી મોટી ઉંમરનો પણ અમે એક બીજાને ચાહતા હતા. હું જ્યારે વડોદરા રાજ્યમા નોકર હતો ત્યારે એ અમદાવાદ શાહપુર ઉર્દૂ સ્કૂલમા મુખ્ય શિક્ષક હતો. કોઈ કોઈવાર એ બુદ્ધિપ્રકાશમા કવિતા કે લેખ લખતો. પણ તેની ભાષા શુદ્ધ ગુજરાતી જોવામા આવતી

આ મારા મિત્રનું નામ નન્નુમીયાં હતું, પણ અમે તેને નાનામીયાં કહેતા હતા, તથા મારું સ્મરણ ખરું હોય તો શાળાના રજીસ્ટરમા પણ 'નાનામીયા ગુલામમીયા'જ લખાતું હતું. આ મિત્રને ઘેર હું ઘણું વખત જતો, અને તે ઉર્દૂમાંથી કિસ્સા વાચતો—અજિમશા એક સોદાગર, શહેર અગાદ જાતા થા; વહ મેગીને સપાને કો, મખીસ્સામાન ત્યાના થા" ઇત્યાદિ વાતો વાચતો અને મને તેમા ઘણો આનંદ આવતો. આવા ઘણાક કિસ્સા મેં એની પાસેથી સાંભળ્યા હશે. એ જાતે મુસલમાન હતો, અને એને ઘેર હું જઉં છું એમ મારા દાદાએ જાણ્યું ત્યારે મને એવાની સોબત ન રાખવાની ભલામણ કરી. એમ છતા કોઈ વાર એ મારે ઘેર આવતો ત્યારે વાંધો લેતા નહિ; અને કોઈ ફારસી-અરબી વાપરવાનું હોય તેવા કામમા એનો ઉપયોગ કરવામા પણ વાંધો લેતા નહિ.

સાતમી ચોપડીમા મારી સાથે નાનામીયા, મથુરભાઈ પરભુદાસ, પરસોતમ ત્રિભોવન દેસાઈ, કરસનદાસ મુળજીભાઈ અને એવા બીજા ઘણાક છોકરા હતા. અવકાશના વખતમા હું તેમને મહાભારત અને રામાયણની વાતો કહેતો, તે સાંભળી તે રાજી થતા. એ વખતે રેલ્વે બાંધવાનું નવું શરૂ થયું હતું તેથી વાત્રક નદી પર પૂલ બંધાતો હતો તે જોવા અમે બધા જતા. આગગાડીમા પાણીની વરાળથી ગતિ કેમ ઉત્પન્ન થાય છે તે વિષે વિચાર કરતા, પણ યાંત્રિક રચના કોઈ સમજી શકતા નહિ. છેવટે અમે અમારા મુખ્ય મહેતાજી સાહેબને પૂછ્યું અને અમને પાટિયા પર ચિત્ર દોરી સમજાવ્યું.

અમારો સાતમી ચોપડીનો અભ્યાસ ચાલતો હતો તે દરમિયાન એક પારસીએ ખાનગી રીતે એક અંગ્રેજી શીખવવાનો વર્ગ સ્થાપન કર્યો. સાંજે નિશાળ છૂટ્યા પછી એક કલાક અંગ્રેજી શીખવવાનું તેણે રાખ્યું હતું અને દરેક દાખલ થનાર પાસે ચાર આના ફી લેવાની હતી. મારા દાદાને કહી હું તે વર્ગમા દાખલ થયો

આ વખત દરમીયાન વારંવાર મારે અમીંદરે જવું પડતું. ત્યાં અમારે ઘેર એક પ્રણામી પંથનું મંદિર હતું અને મારા કાકા લલ્લુ મહારાજ તે મંદિરની સેવાપૂજા વગેરે કરતા, તથા પ્રણામી પંથનો ઉપદેશ આપતા અને શિષ્યોને કંઠી બાંધતા. મહારાજ હસમુખા અને મધુર બોલનારા હતા. વળી મને તે સંસ્કૃત તથા હિંદીમાં સારા અક્ષરે લખાયલાં પુસ્તકો વાંચવા આપતા. આ પુસ્તકોમાં પ્રણામી પંથની શ્રેષ્ટતા વર્ણવી હતી તથા ગુરુનો મહિમા વર્ણવ્યો હતો. તેમની વાતચીતથી મને બહુ આનંદ થતો, અને થોડાક વખતમાં તેમણે મને પોતાનો શિષ્ય કરી લીધો. મેં તેમની પાસે કંઠી બંધાવી અને તેમના પંથની ઉત્તમતા વગર સમજ્યે મારા મનમાં ઠશી. તેઓ મૂર્તિનો આકાર કરી તેની સેવાપૂજા અને આરતી કરતા તથા ચરણામૃત અને પ્રસાદ વહેંચતા. શીખધર્મની પેઠે તેઓ પુસ્તકપૂજા કબુલ રાખતા અને શ્રીવલ્લભાચાર્યના મત પ્રમાણે બાળકૃષ્ણને પણ પોતાના ઇષ્ટ માનતા. બીજા ધર્મવાળાઓનો આત્યંતિક પ્રલયમાં નાશ થાય છે ત્યારે આ પરમધામવાસીઓ લયમાં આવતા નથી. પરમધામમાં શ્રીપૂર્ણપુરુષોત્તમ તથા રાધાજી બિરાજે છે અને બાર હજાર ગોપીઓ સાથે અખંડ રાસ રમ્યા કરે છે. આવી આવી વાતો પોતાના પંથવાળાઓને તે સમજાવતા, અને તેમાં હું પણ લોભાયો. તેમની પાસેથી હું પાછો મેહેમદાવાદ ગયો ત્યારે ત્યાં પણ એક પુસ્તક ગોખલામાં પધરાવી તેની પૂજા કરતો. મારા દાદા તે જોઇ હસતા. પણ મને મારી રમત કરવા દેતા.

મારા અભ્યાસ દરમીયાનજ મારાં લગ્ન કર્યાં. મારી ઉમ્મર આશરે બાર વર્ષની હશે. કન્યાની ઉમ્મર આશરે દશેક વર્ષની હતી. તે વખતે મારા બાપ સાથે તથા બીજા કાકાઓ સાથે લલ્લુ મહારાજને કાંઇક અણબનાવ જેવું હતું; તથા લલ્લુ મહારાજને સ્ત્રી તથા બે છોકરાં હતાં, તથાપિ તેઓ ત્યાગીના જેવો વેષ રાખી ન્યાતજાતમાં ઓછા ભળતા, તેથી તેમણે જાનમાં આવવાની ના કહી. તેમના ભાઇઓએ તથા વૃદ્ધ પિતાએ પણ

દરકાર કરી નહિ, એમ ત્યા મહારાજે મારૂં મન એવુ હરણ કર્યું હતું કે જો મહારાજ ન આવે તો મારે પરણવા જવુ નથી એવી હઠ મે લીધી મારા ઘરનાએ માન મૂકીને મહારાજને તેડવા તેમણે સાથે આવવાનું કબૂલ કર્યું અને મારા લગ્ન થયા

વળી હું મેહેમદાવાદ ગયો અને મારા અભ્યાસમા ગુથાયો, સાતમી ચોપડીનો અભ્યાસક્રમ પુરો થયો હતો અને મેહેતાજીએ પાણવનિ નામે એક આઠમું પુસ્તક શીખવવુ શરૂ કર્યું હતુ તથા તે સાથે અંકગણિતમા વર્ગમૂળ ઘનમૂળ અને યુકિલડના આગળના સિદ્ધાન્તો ચલાવતા હતા વળી બ્રિટિશ હિંદુસ્થાનની ચોપડી ઉપરાંત રસલ સાહેબનો જગતનો ઇતિહાસ ચાલુ કર્યો હતો અંગ્રેજી પ્રાયમર પૂરી થઇ હતી એવામા કોઇક કારણસર પાછુ અનીદરે જવાનુ થયુ અને પાછો હુ લ ગુ મહારાજની લને લાગ્યો. લ ગુ મહારાજે મને બીજા ધર્મના પુસ્તકો બતાવ્યા ધામનુ વર્ણન, જગતની ઉત્પત્તિ અને લયનો પ્રકાર, સાખ્યોએ માનેલા તત્ત્વો વિષે વિચાર, બ્રહ્માણ્ડ વિરાટ પુરુષનુ ચિત્ર અતલાદિ સાત પાતાળ અને પૃથ્વી આદિ સાત ઊર્ધ્વ લોક તથા તે ઉપરાંત શૂન્યવાદીઓના લોક, કબીરનુ ધામ મહામાયા, અષ્ટભુજા દેવીનુ ધામ, અક્ષરભગવાનનુ ધામ તથા સૌથી પર પરમધામ આ બધુ ચિતરેલુ એક મોટુ ચિત્રપટ મને દેખાડયુ અને સમજાવ્યુ. લ ગુમહારાજ ઉપર મારો પ્રેમ વધ્યો હુ પણ તેમની પાછળ પાછળ ફરવા લાગ્યો. મારા માબાપને તો એમ લાગ્યુ કે રખેને હુ સાધુ થઇ જાઉં લ ગુમહારાજ એક વખત પગે ચાલીને જેતલપર વગેરે એમના સેવકો જે ગામમા હતા ત્યા જવાને તૈયાર થયા હુ પણ તેમની સાથે ગયો રસ્તામા તે મને હિંદી ભાષામા અનેક વાતો કહેતા અને તે સાભળવાના રસમા રસ્તાનો થાક જણાતો નહિ તે દિવસો ઉનાળાના હતા અને જગલમા મને તરસ લાગી એવામા કઇ પાણી કે નવાણ જણાતું નહિ, પણ મહારાજને ખબર હશે તેથી તેમણે મને કહ્યુ કે, ' દેખ બચ્ચા પાની કે વાસ્તે મે શ્રીરાજજીકી પ્રાર્થના કરતા હૂ, યહ દરખ્ત દિખાતે હૈ વહા તુ જા તેરેકો પાની મિલેગા ' હુ તે

ઝાડ પાસે ગયો. ત્યાં એક ખાડો અને તેમાં નિર્મળ પાણી હતું. પાણી મેં પીધું અને મહારાજ ઉપર તો મારી શ્રદ્ધા દ્વિગુણિત થઇ. અમે જેતલપર વગેરે ઠેકાણે ફરીને એકાદ અઠવાડિયામાં પાછા ઘેર આવ્યા.

મેહેમદાવાદમાં હવે મારે વધારે અભ્યાસ કરવાનો રહ્યો નહોતો અને મારી ઉમ્મર આશરે ૧૩–૧૪ વર્ષની હતી, તેથી મને અમદાવાદ ટ્રેનીંગ સ્કૂલમાં દાખલ કરે એમ નહોતું, તથાપિ રા. સા. મહીપતરામે એવા છોકરાઓ માટે એક વ્યવસ્થા કરી હતી, તે પ્રમાણે ચાર આના ફી ભરીને ટ્રેનીંગ સ્કૂલના વિદ્યાર્થીઓ સાથે શિક્ષણ લેઇ શકાતું. એ રીતે હું અમદાવાદ ટ્રેનીંગ સ્કૂલમાં શીખવા રહ્યો અને મારા મામાના મિત્ર રા. પ્રાણગોવિંદ રાજારામ મહેતાજીને ઘેર રહેતો હતો. એ વખતે રા. સા. મહીપતરામ અંગ્રેજી શીખવતા તથા શિક્ષણપદ્ધતિ ભણાવતા અને રા. રા. પ્રાગજી વલ્લભરામ ગણિત વગેરે શીખવતા. થોડાક દહાડા ત્યાં અભ્યાસ કર્યો. એવામાં સરકારે ગામડામાં નવી શાળાઓ ઉઘાડવાથી તેમાં આસિસ્ટંટ શિક્ષકો પૂરા પાડવાને ઉમેદવારોની એક સામાન્ય પરીક્ષા લેવાનું ઠરાવ્યું, અને તે માટે મેહેમદાવાદ સેન્ટર નક્કી કર્યું. આ વાતની મને ખબર પડવાથી હું મેહેમદાવાદ ગયો અને ઉમેદવારીમાં મારૂં નામ નોંધાવ્યું. આખા જીલ્લાના મળીને આશરે ૭૦૦ ઉમેદવારો આવ્યા હતા, અને પરીક્ષક તરીકે કેટલાક પ્રખ્યાત મહેતાજીઓ, ડે. ઇન્સ્પેકટર, એજયુ. ઇન્સ્પેકટર, અને ખેડાના આસિ. કલેકટર વગેરે બેઠા હતા. પરીક્ષ્યો કોપી ન કરે તે માટે તથા બીજો બંદોબસ્ત જાળવવા માટે પોલિસ સિપાઇઓ રાખ્યા હતા. આ મહાન પરીક્ષાસત્ર બે ચાર દિવસે પૂરૂં થયું અને ઇશ્વરકૃપાએ પાસ વર્ગમાં મારૂં નામ પહેલું આવ્યું અને મારા મામાના દીકરા ગિરજાશંકરનું નામ ત્રીજું આવ્યું. પહેલા નામ વાળાને રૂ.૭ની, અને પછી ગામડાની શાળાઓની યોગ્યતા પ્રમાણે રૂ.૬,૫,૪, વગેરે જગાઓ મુકરર કરી હતી. ડભાણની જગા રૂ. ૭ ની હતી અને મારા ગામની અલીંદરાની જગા રૂ. ૪ ની હતી. મને ડભાણમાં જગા આપવામા આવી. મેં મારા મદદગાર રા. સા.

આશારામ મારફત અરજ કરી કે મને મારા ગામમાં જગા આપવામાં આવે તો ઠીક. કેમકે મને એકલા રહેવું તથા હાથે રસોઇ કરીને જમવું કાવશે નહિ મે. એટલુ, ઇન્સ્પેક્ટર સાહેબે વિચાર કરી ઉભાણની જગો રૂ ૬ ની કરી મારા ગામની જગામા રૂ ૧ ની વધારી રૂ ૫ ની કરી મને તે જગો આપી, અને ગિરજાશંકરને ઉભાણની જગો રૂ. ૬ થી આપી

મારી નિશાળના મુખ્ય મહેતાજી ખેડાના રહેવાશી જેસીંગભાઇ ત્રિકમભાઇ ટ્રેન્ડ શિક્ષક હતા એમના અક્ષર બહુ સુંદર હતા, તેટલા જ મારા અક્ષરો ખરાબ હતા તેથી તેઓ દફતરી કામ પોતે કરતા અને મને લખવા દેતા ન હોતા એમ છતા તેઓ ઘણા સારા હતા અને પ્રેમથી મને વ્યવસ્થા કેમ રાખવી, શિક્ષણ કેમ આપવું, તે શીખવતા.

હવે મને વાચવાની ખૂબ મજા પડી. નાની શાળાના પ્રમાણમાં પણ તેની લાયબ્રેરીમા સારાં પુસ્તકો હતા વળી ગુજરાત શાળાપત્ર, બુદ્ધિપ્રકાશ, બુદ્ધિવર્ધક અને જ્ઞાનપ્રસારક એવા ચાર માસિક ચોપનિયા નિશાળમા આવતા તે હુ બહુ રસથી વાચી જતો અને તેમાથી મને ઘણી માહિતી મળતી.

આ વખતે મને મરાઠી પાંચમી ચોપડી તથા મરાઠી નાનું વ્યાકરણ, આ બે ચોપડીઓ મળી આવી. ક્યાથી મળી તે આજ યાદ નથી, પણ તે વાચવામા હું પ્રવૃત્ત થયો અને મને સમજવા લાગી.

પરંતુ હું મેમદાવાદમા ભણતો હતો ત્યારે મારા મામા જે સુરતમાં સર્વે ખાતામા હતા તેમના ટપાલના કાગળો લઇને એક મરાઠો પોસ્ટમેન મારા દાદાને ત્યાં આવતો. તે વખતે લોકો એમ સમજતા કે ટિકિટ ચોડેલા કાગળ વખતે ગેરવલ્લે પડવાનો સંભવ છે, પણ નોટ પેડ મળે તો પહોંચાડવો જ પડે! મારા દાદા તે પોસ્ટમેનને ચાર પૈસા કાગળના નૂરના આપતા અને તે ઉપરાન્ત તેને રોટલા પણ ખવડાવતા આ પોસ્ટમેન વિનોદી હતો તે વખતે મારા હાથમાં એક નાની મરાઠી ચોપડી આવી; તે ક્રિશ્ચિયન મિશન બૂક સોસાયટીએ છપાવી હતી. તેના પૂઠા પર એક પેરા

છાપેલો હતો તે મેં વાંચ્યો. મને આજ તેમાંનું પહેલું વાક્ય યાદ છે તે આ પ્રમાણે હતું :-

"*आळशारे ! तूं मुंगी कडेस जा; तीचा मार्ग पाहून विद्वान हो.*" આ વાક્યમાં મુંગી નો અર્થ મને સમજાયો નહિ. મેં તે પોસ્ટમેનને પૂછ્યું. "મુંગી એટલે શું"? તેને ગુજરાતી ભાષા બરાબર આવડતી નહોતી. તે બોલ્યો : "*मुगी म्हणजे हूँ मुंग्या, घरांत जिथे तिथे फिरत आहेत तें; तुह्मी पाहिल्या नाहींत काय? पहा पहा! ही तो जात आहे!* "એમ કહીને એક કીડી મને બતાવી. મેં કહ્યું "આ તો કીડી છે." "*होय तीच तीन हो मुंगी आहे.*" હું સમજ્યો કે મુંગી એટલે કીડી. આ મરાઠીનો પ્રથમ પરિચય હતો. પાછળથી મને એક "*सदाचरणाच्या गोष्ठी*" નામની બીજી ચોપડી મળી આવી, તે મેં વાંચી અને હવે મેં પાછળ કહ્યું તેમ મરાઠી પાંચમી ચોપડી અને વ્યાકરણ મને મળ્યાં. વ્યાકરણમાં હું નામની વિભક્તિનાં રૂપ ધ્યાનથી જોઇ ગયો. અને એ મરાઠી પાંચમી ચોપડીમાંથી "*दिनमान*" નામનો એક વિષય વાંચી તેનું ગુ. ભાષાન્તર મેં કર્યું. વળી આ વખતે હું કવિતાઓ પણ લખતો. મને વિચાર થયો કે બુદ્ધિપ્રકાશ વગેરે માસિકના જેવું હું પણ એક માસિક લખું ! "જ્ઞાનદર્શક" નામ આપીને મેં તે લખવા માંડ્યું અને તેના કેટલાક અંકો મેં લખ્યા. અલબત્ત ! તે બાળકોની રમત જેવા આજ મને લાગે છે, તથાપિ તે અંકો એક ચોપડીના આકારમાં બાંધી મેં રાખી મૂકયા છે, તથા તે વખતે કરેલી કવિતાઓનો સંગ્રહ પણ મારી પાસે છે.

શિક્ષકની નોકરી લીધા છતાં પણ મારૂં વય વિદ્યાર્થીના જેટલું અને વલણ પણ વધારે અભ્યાસ કરવાનુ હતું. મારી ઇચ્છા અંગ્રેજી ભાષા શીખવાની થઇ અને મારા મુખ્ય મહેતાજીને કહી. તેમની પાસેથી મારા પગારના પાંચ રૂપીઆ લઇ મારા બાપની નામરજી છતાં પણ હું અમદાવાદ જઇ એક સગાને ત્યાં ઉતર્યો, તથા પછીથી સાંકડી શેરીમાં નં. ૩ની નિશાળમાં રહ્યો. તે નિશાળના મહેતાજી રા. પ્રાણગોવિન્દે મને એક ખાલી ઓરડી વાપરવા

આપી. નિશાળના એક આસિ. નાનાલાલ દેવશંકર તથા ગોપાળ મનસુખરામ નામે હતા. તેમની જોડે મારે સ્નેહ થયો. ગોપાળે મને ગોદડી તથા વાસણની મદદ કરી, નાનાલાલે મને શાળાની લાયબ્રેરીના પુસ્તકો વાંચવાની સગવડ કરી આપી.

મકાનમાં કૂવો, હાંડું વગેરે સગવડ સારી હતી. ખાડીયામાં નં ૨ની ઍંગ્લોવર્નાક્યુલર સ્કૂલમાં હું દાખલ થયો અને તેમાં થર્ડ બુક ભા. ૧ લા સુધી અભ્યાસ કર્યો. સ્કૂલના શિક્ષકોનો મારા પર સારો ભાવ હતો. શાળામાં નાની વયના ઘણા વિદ્યાર્થીઓ વચ્ચે પંદર વર્ષનો હું ઊંચો દેખાતો અને જૂદો પડી આવતો. વળી મારી ગામડાની ભાષા ઉપર છોકરા વખતે ટીકા કરતા કે ચાળા પાડતા. એમ છતાં તે શાળાનું માસિકપત્રક હું બનાવતો (કેમકે આસિ.ની નોકરી વખતે દફતરી કામની માહિતી મેં મેળવી હતી) તથા શાળાના ગુ. શિક્ષક કવિ રણછોડ ગણેશરામ હું કવિતા બનાવતો તે જાણી મારા પર બહુ સ્નેહ રાખતા.

સારંગપુર દોલતખાનામાં એક વિઠ્ઠલમંદિર છે. ત્યાં નારાયણ મહારાજના વખતમાં મારા પિતાશ્રી સંસ્કૃત અભ્યાસ માટે રહેલા, તથા હું ત્યાં ગયો તે વખતે બાપા મહારાજ (મારા પિતાશ્રીના મિત્ર) હતા, તથા મારા પિતાશ્રીનાં માશી ગંગાબાઈ પણ હતાં. આ ઓળખાણથી હું તે મંદિરમાં વારંવાર જતો તથા ઘણી વાર ત્યાં જમતો. પાછળથી બાપા મહારાજના મોટા દાદા મહારાજને ગણિત શીખવવાનું મેં માથે રાખ્યું અને તેથી મારું ભોજન પણ ત્યાંજ થતું. પણ આ પ્રકાર બહુ વખત ચાલ્યો નહીં. રાત્રે બધા સૂઈ જાય અને એક માણસ હાથમાં તાલ વગાડીને "જયજય વિઠ્ઠલ રુકમાઈ" ગાતો-ગાતો ફરતો હોય (કેમકે ત્યાં અખંડ ભજન ચાલતું) તે વખતે હું "A Lion, bravest of the wood; Whose title undisputed stood." ઇત્યાદિ ગોખતો. બાપા મહારાજે તે સાંભળ્યું અને બીજે દિવસે મને કહ્યું કે "આવા મંદિરમાં તું આવું મ્લેચ્છ ભાષાનું પઠન કરે છે તે અયોગ્ય છે! न वदेद्यावनीं भाषां प्राणैः कण्ठगतैरपि એવું તેઃ શાસ્ત્ર

છે. એવી ભાષા બોલ્યા બદલ તારે તો પ્રાયશ્ચિત્ત લેવું પડશે! મેં કહ્યું "હવેથી હું મંદિરમાં એવું નહિ બોલું." પણ ત્યારથી મેં મંદિરમાં જવાનું માંડી વાળ્યું.

મારા પિતા મારો અમદાવાદનો ખર્ચ મોકલવાને અશક્ત હતા, અને મારા મામા તે વખતે સુરત સીટી સર્વેમાં કામ કરતા હતા, તેથી મને સુરત મોકલવાની ગોઠવણ કરવામાં આવી. સુરતમાં ગયા પછી ગુણવંતરામ કરીને નડિયાદનો વતની વડનગરા નાગરનો પુત્ર હતો, મારા મામાના મિત્રનો તે ભત્રીજો હતો અને સરવે ખાતામાં કામ શીખતો હતો, તેની સાથે મારે મિત્રતા થઇ. એણે મારો અંગ્રેજી અભ્યાસ આગળ ચલાવવામાં મદદ કરવાનું માથે લીધું. મારા મામાનો વિચાર મને સર્વે-ખાતાનું કામ શીખવી વેળાસર ધંધે જોડવાનો હતો. ગુણવંતરામના કહેવા પ્રમાણે હું દરરોજ તેની ઑફિસમાં (જે કોઠીમાં આવેલી હતી ત્યાં) જતો. ગુણવંતરામે મને એક ચોપડી આપી, જેનું નામ 'ગ્રામર ઑફ ધી હિંદી લેંગ્વેજ' હતું. આ ચોપડી અંગ્રેજોને ઉર્દૂ તથા હિંદી ભાષા શીખવવા માટે રચાયલું હતું. પ્રાયઃ ગુરુ વગર જ આ બન્ને ભાષાઓ વાંચતાં આવડે એવી એ પુસ્તકની રચના હતી. (હજી આ પુસ્તક મારી પાસે છે) મેં એને વાંચવા માંડયું અને ઉર્દૂ લિપિ વાંચતાં શીખવાનો યત્ન કરવા લાગ્યો. એવામાં સર્વે દફતરદારની ઑફિસમાં એકાદ માસ માટે એક જગો ખાલી થઇ અને તે ઠેકાણે મારી યોજના કરી. તે જગોએ ખેતરો વગેરેના નકશાઓની નકલો કરવાની હતી. શી રીતે નકલો ઉતારવી તથા તેમાં સારા અને માપસરના અક્ષરો શી રીતે લખી શકાય, તે મને ઑફિસના એક કારકુને શીખવાડયું. મને તે ઝટ સમજાયું અને એવા નકશાઓની નકલો ભૂલ વગર હું કરવા લાગ્યો. ત્યાર પછી વળી તાલુકાનાં ગામોના સીમાડાઓ સાથેની તથા તેમાં આવેલાં નદી, નાળાં, તલાવ, ટેકરા વગેરેની છાપવાની નકલો કરવાની હતી, તથા તેમાં જેમ અને તેમ સંભાળથી સારા અક્ષરો લખવાના હતા. કાળજીથી આ કામ

પણ પંદરેક દિવસ કર્યું. પછી એ જગ્યાનો કાયમનો માણસ હાજર થયો એટલે મને રજા આપવામાં આવી.

હવે મને ટ્રેનીંગ સ્કૂલમાં દાખલ કરવાની મારા મામાને કોઇએ સલાહ આપી. ટ્રેનીંગ સ્કૂલના હેડમાસ્તર તે વખતે નંદશંકર તુલજાશંકર મહેતા હતા. હું તેમને ઘેર જઇ તેમને મળ્યો. તેમણે કહ્યું કે હું તો હવે આજ છોડવાનો છું, પણ ટ્રેનીંગની પ્રવેશક પરીક્ષા થોડા વખતમાં થશે, તેમાં તમે પરીક્ષા આપશો તો કદાચ તમને ટ્રેનીંગ સ્કૂલમાં દાખલ કરશે. હવે ત્યાં રા રા. નવલરામ લક્ષ્મીરામ આવવાનો સંભવ છે, પણ તમારે તેમને મળવાની અગત્ય નથી, તમે તમારા અભ્યાસની માહિતી સાથે ત્યાં એક અરજી મોકલી આપજો અને પરીક્ષાના દિવસે હાજર રહેજો. આ પ્રમાણે તજવીજ કરી હું ટ્રેનીંગ સ્કૂલની પરીક્ષામાં દાખલ થયો. તેમાં મારો ત્રીજો નંબર આવ્યો, જેથી મારું નામ સ્કોલરોના લીસ્ટમાં લેવામાં આવ્યું.

અમારા અભ્યાસ દરમીયાન કાંઇ જાણવા જેવું બન્યું નથી. સ્કોલરોના પૈસાથી ત્યાં એક રીડીંગરૂમ ચાલતી હતી, પણ તેમાં આવતાં સામયિક પત્રો સ્કોલરોને વખતસર વાંચવા મળતાં નહિ. ઘણું કરીને કોઇ માસ્તરને ત્યાં જતાં અને છેવટે આવતાં. આમ ન થવા માટે વિદ્યાર્થીઓમાં મારી આગેવાની હતી, અને પરિણામે હું કેટલાકનો દ્વેષપાત્ર થયો હતો. મારા હિતૈષી શિક્ષકે મને શીખામણ દીધી કે, न गणस्याग्रतो गच्छेत्‌, सिद्धे कार्ये सम फलम्‌ । यदि कार्यविपत्तिः स्यान्मुखरस्तत्र हन्यते ॥ આ વાત હૃદયમાં એવી બેસી ગઇ કે તે દિવસથી આજ સુધી હું એવોજ રહ્યો. મને લાગે છે કે ઉપરનું નીતિ વચન મેં ન સાંભળ્યું હોત તો ઠીક, કેમકે જો એનુંજ અનુવર્તન કરવામાં આવે તો સમુદાયાત્મક કાર્યો થઇ શકેજ નહિ.

વળી એક બીજી વાત :—

મારા માસ્તર નગીનદાસ કહેતા કે જેના ઘરમાં હું ભાડે રહેતો હતો તેના છોકરાની વહુનું સીમંત આવ્યું, ત્યારે છોકરે કહ્યું કે આપણે પકવાન ખવાડીએ. છોકરાની માએ કહ્યું કે તેમ ન થાય, સીમંત જેવા નાના

પ્રસ્તુતમાં તું એવો ભારે ખર્ચ કરે તે શોભે નહિ, તારે માથે હજી અમે એ ઘરડાં ખોખાં છીએ. છોકરાએ કહ્યું, તમે છો તો તે વખતની વાત તે વખતે, પણ મારા જેવા પ્રખ્યાત માણસની વહુનું સીમંત સારું ન થાય તો દુનિયામાં મારી આબરૂના કાંકરા થઇ જાય.

અમારા માસ્તરે અમને કહ્યું કે, હું તે બધું સાંભળતો હતો, અને છોકરાનું છેલ્લું વચન સાંભળી મને હસવું આવ્યું. મેં બારીએથી ડોકયું કરી પૂછયું: "હરિકિસનભાઇ! તમે દુનિયા જોઇ છે?". "જોઇ છે એટલે કેમ! આખું સુરત શહેર એ તે દુનિયા છે કે બીજું કાંઇ?"

મેં પૂછ્યું: "સુરત સિવાય બીજી દુનિયા હશે?"

તેણે કહ્યું: હશે તો ખરીજ! મુંબાઇ છે, અમદાવાદ છે, કાશી છે મથુરા છે, કેમ? ધણીએ છે.

"તે સિવાય?"

"તે સિવાય તો......કતારગામ"

"વારૂ વારૂ, ત્યાં તમને ઓળખે કે? તમે તે બધાને ઓળખો કેમ?"

તે બોલ્યો:— "રામ રામ કરો! આપણે તેમની શી પડી છે! આ તો તમે પૂછો છો ત્યારે હું જાણું છું તે કહું છું. લોક કહે છે કે એક અમદાવાદ છે, કાશી છે, મુંબાઇ છે,......"

"ત્યારે તમને કેટલી દુનિયા ઓળખે?"

"એમ શું માસ્તર સાહેબ, આખું હરિપરૂ".

"તમે સુરતથી બહાર ગયેલા કે?"

"ના, માસ્તર સાહેબ, આપણે શું કરવા જવુ પડે?"

"ત્યારે આખું હરિપરૂં એ તમારી દુનિયા!"

"આ માણસના અજ્ઞાન વિષે મને બહુ ખેદ થયો!" અમારા માસ્તરે કહ્યું. "તમે જોયું કે એને ભૂગોળ, ઇતિહાસ વગેરેનું જ્ઞાન હોત તો એ એવું કહેત?"

એક વાર અવકાશના વખતે નવલરામભાઇ એમની રૂમમાં બેઠા હતા ત્યાં હું ગયો અને જોઇને એમણે હાથમાંથી ચોપડી નીચે મૂકી પૂછ્યું "કેમ?" મેં કહ્યું : "કાંઇક પૂછવું છે. રજા હોય તો આવું." તેમણે ગંભીરપણે કહ્યું "ઠીક, આવો, શું પૂછવું છે ?"

મેં કહ્યું મૂઆ પછી પુનર્જન્મ થાય છે કે કેમ ? સ્વર્ગ નરક સાચાં છે કે કેમ ? આપણને સ્વપ્ન આવે છે તે શું છે ?"

તેમણે કહ્યું —તમારા અભ્યાસનો વિષય છોડીને તમે આવા વિચાર કેમ કરો છો ? સ્વપ્ન સંબંધી ખુલાસો જાણવાને તમને હજી વાર છે. એની સાથે તત્ત્વજ્ઞાનનો વિષય સંબંધ રાખે છે. તમારો પહેલો પ્રશ્ન આસ્તિક થવું કે નાસ્તિક થવું એ વિષે છે. કેમ ખરું ને ?"

મેં કહ્યું. "એમ પણ કદાચ હોઇ શકે"

તે બોલ્યા. "ત્યારે સાંભળો ; એ વિષય પણ ગહન છે. તમે જ્યારે તત્ત્વજ્ઞાનનાં પુસ્તકો વાંચશો ત્યારે જ તે સમજાશે. ત્યાં સુધી તો—" એક શ્લોક તેમણે કહ્યો—'अस्ति चेन्नास्तिको हतः' એટલું મને સાંભરે છે. તેનો અર્થ એવો હતો કે, સ્વર્ગ નરકાદિ છે એમ આસ્તિક માને છે અને સત્કર્મ કરે છે; અને તે નથી એમ માનીને નાસ્તિક યથેચ્છાચરણ કરે છે. હવે જો સ્વર્ગનરકાદિને સત્ય માન્યા છતાં પણ તે નજ હોય તો તેમાં મૂઆ પછી આસ્તિકને કાંઇ ખોવાનું નથી, પણ જો સ્વર્ગાદિને અસત્ય માન્યા છતાં તે આચાજ હશે તો નાસ્તિક તો માર્યો જશે. આ વાત સાંભળી મને આનંદ થયો.

આવી રીતે સુરત ટ્રેનીંગનો અભ્યાસક્રમ અમારો પૂરો થયો. એવામાં સરકારે સુરત ટ્રેનીંગ સ્કૂલને અમદાવાદ ટ્રેનીંગ કૉલેજ જોડે જોડી દેવાનો હુકમ કર્યો જેથી અમારી છેવટની પરીક્ષા લેવામાં આવી. આ પરીક્ષા હાલના બીજા વર્ષની પરીક્ષા જેવી ગણવામાં આવી અને એમાં પાસ થનારને કાં તો અમદાવાદ સીનીયરનો અભ્યાસ કરવા મોકલવા અથવા ૧૫ ના ગ્રેડની જગો આપવી એમ ઠર્યું હતું. એકંદર ચાળીસ વિદ્યાર્થીઓમાં સોળ પાસ

થયા અને ઈશ્વરકૃપાએ તેમાં હું પહેલો આવ્યો. મે. ટી. બી. કરટીસ સાહેબ પાસે અમને લેઇ ગયા અને પૂછયું કે તમારામાંથી અમદાવાદ જવા કોણુ રાજી છે, અને જગો લેવા કોણુ રાજી છે ? મેં જગો લેવા ઇચ્છા બતાવી ત્યારે કેટલાંક ગામનાં નામ વાંચી સંભળાવ્યાં અને તેમાંથી ગમે તે એક પસંદ કરવા મને કહ્યું. મેં અમારા ડે. એ. ઈ. રા સા. પ્રાગજીભાઈ તરફ આંગળી કરી કહ્યું કે, એઓ સાહેબ જે કહે તે ગામમાં મને જગા અપો. તે સાહેબે ભરૂચ તાલુકાનું અમલેશ્વર ગામ મારે માટે પસંદ કર્યું. મારા બે મિત્રો અનાવલા દેસાઈ હતા; તેમને પણ વાગરા તાલુકાના ગામમાં જગા મળી.

અમે ઘેર ગયા અને નોકરી પર જવાની તૈયારી કરવા લાગ્યા. મારાં મામી—પોતાના પેટના દીકરા જેવું તેમનું મારા ઉપર હેત હતું—તેમણે મારા માટે ગોદડાં, વાસણ કુસણ અને લુગડાં લત્તાંની વ્યવસ્થા કરી. અજાણ્યા પ્રદેશમાં એકલા જવાનો મારા આ પહેલો પ્રસંગ હતો. ગામ કેવું હશે ? પ્રથમ જઇને કયાં ઉભા રહીશું ? લોકો શી જાતના હશે ? ઇત્યાદિ અનેક સંકલ્પ વિકલ્પ મને થવા લાગ્યા. મારા મામાએ એ ગામની માપણી કરનાર મોજણીદાર શોધી કાઢયો. તેનું નામ દુર્લભરામ હતું. દુર્લભરામે મને કહ્યું કે તે ઘણું સારૂં ગામ છે, ત્યાં સજોદરા બ્રાહ્મણોની, પાટીદારોની ગરાશિયાની વસ્તી છે. આશરે ૪૦૦ ઘરની વસ્તીનું ગામ છે. લોકો ખાતા-પીતા અને માયાળુ છે. તમે જાઓ ત્યારે ત્યાંના જૂના મેહેતાજીને ઘેર જજો અને તે ન હોય તો ઇચ્છારામ ઉઘરાતદારને ઘેર જજો; કાંઇ શંકા રાખશો નહિ. આથી મને કાંઇક હિમ્મત આવી.

સને ૧૮૬૯ની પહેલી નવેમ્બરે હાજર થવાનો હુકમ અમને મળી ગયો હતો.

---

# પ્રકરણ ૩ જું

## શાળાખાતામાં નોકરી.

સુરતથી અમે ત્રણ જણ ભરૂચ જીલ્લામાં જવાના હતા, તેથી અમારો સામાન બાંધી અમે ત્રણે જણે ભરૂચની ટીકીટ લીધી. મારા બે અનાવલા મિત્રોમાંથી એક જણના કાકા ભરૂચના સ્વામીનારાયણના મંદિરમાં બ્રહ્મચારી હતા, તેથી અમારો સામાન અનારે મંદિરમાં મૂકી પોતપોતાના ગામ પર જઇ પછી ત્યાંથી મંગાવી લેવો એમ નક્કી કર્યું. અમે મંદિરમાં જઇ ત્યાં બ્રહ્મચારીને સામાન સોંપી રાત રહ્યા, અને બીજે દિવસે જમીને બપોર પછી નીકળ્યા, કેમકે અમારે દરેકને સાત ગાઉ કરતા વધારે દૂર જવાનું હતું નહિ. સુરતથી નીકળતા પહેલાં ભરૂચ જીલ્લાના નકશામાં અમારા ગામનું સ્થળ અમે જોઇ લીધું હતું. અમલેશ્વર ભરૂચથી બરાબર પશ્ચિમમાં આવેલું હતું અને વચમાં ખાડી કે નદી કોઇ આવતું નહોતું. રસ્તામાં કોઇ ગામ આવશે એમ નકશા પરથી જણાતું નહોતું, તથાપિ સાત ગાઉ સુધીમાં બે ત્રણ ગામ તો જરૂર આવવાં જોઇએ એમ મેં ધાર્યું હતું. ભરૂચ શહેર પાઘડીપને છે એટલે નર્મદાના ઉત્તર કિનારા પર પૂર્વ પશ્ચિમ લાંબું ને લાંબું વસેલું છે, તથા મારે પશ્ચિમ તરફ જવું હતું તેથી હું શહેર વચ્ચે થઇ પશ્ચિમ તરફ ચાલ્યો અને છેક છેડે પહોંચ્યા પછી કોઇને અમલેશ્વરનો રસ્તો પૂછ્યો. એક જાણકાર મળ્યો. તેણે કહ્યું કે આથમણા સીધા ચાલ્યા જાઓ અને આમો તલાવ જઇ પૂછજો. તે પ્રમાણે હું આગળ ચાલ્યો. મેં ધાર્યું હતું કે 'આમો તલાવ' નામે કોઇ ગામડું હશે, પણ તેમ નહોતું; તે એક મોટું તલાવ હતું અને તેના ઊંચા કિનારા પર ઝાડ ઉગેલાં હતાં. ત્યાં કોઇ માણસ મને મળ્યું નહિ. ત્યાં બે રસ્તા હતા, એક ઉત્તર તરફ જતો હતો અને બીજો પશ્ચિમ તરફ; પશ્ચિમ તરફને રસ્તે હું ચાલ્યો. તે વખતે સાંજ પડવા આવી હતી અને ક્ષિતિ સુધી કોઇ માણસ જણાતું નહોતું. જ્યાં ઝાડના ઝુંડ જણાય ત્યાં ગામ

હશે એમ અનુમાન કરવાનું રહ્યું. એ પ્રમાણે હું પશ્ચિમમાં ને પશ્ચિમમાં ચાલ્યો જતો હતો ત્યારે રસ્તામાંથી અડાયાં વીણતી એક સ્ત્રી મેં જોઇ અને તેને પૂછયું કે અમલેશ્વરનો રસ્તો કયો ? તે સ્ત્રીએ આશ્ચર્ય બતાવી કહ્યું "તમે આમ કયાં આવ્યા !" લાંબો હાથ કરી પશ્ચિમ તરફ દેખાડીને કહ્યું "પણે બો લહેવાય !" અને દક્ષિણ તરફ ઝાડો બતાવીને કહ્યું "અને પેલું વેંદડા; ત્યાં જાઓ, તમે ભૂલા પડયા છો" એમ કહી પાછી અડાયાં વીણવા લાગી. મને ભય લાગ્યો કે આ વેરાનમાં સાંજને વખતે કોઇ લુંટારૂં વરેમારૂંને લુટી લેતા હશે, માટે સીધા પશ્ચિમમાં જવામાં બો છે એમ આ સ્ત્રીએ કહ્યું; અને પેલાં ઝાડ પાસે ગામ હશે માટે મને ત્યાં જવાની સલાહ આપી, તે બાઇની સલાહ પ્રમાણે હું ચાલ્યો, પણ ગામ તો આઘું ને આઘું જતું જાય ! આખરે સંધ્યા કાળે હું ત્યાં પહોંચ્યો અને ગામને પાદર એક ઝુંપડું જોયું. તેની ચારે પાસ વાડ કરી હતી તથા એક ખોડીબારામાં થઇ ત્યાં જવાનું હતું. તે એક રામ મંદિર હતું. મંદિરના કંપાઉન્ડમાં પેશી સામે દેખાતી રામચંદ્ર, સીતા અને લક્ષ્મણની મૂર્તિઓને મેં પ્રણામ કર્યા, પણ પાઇ પૈસો કાંઇ મૂકયું નહિ. મંદિરના ઉમરા બહાર એક સાધુ બેઠો હતો તેને મેં પ્રણામ કર્યા. સાધુએ પૂછ્યું "કયાંથી આવો છો ?" "ભરૂચથી" મેં ઉત્તર આપ્યો. "કયાં જવું છે ?"

"અમલેશ્વર"

"ત્યારે અહીં કેમ આવ્યા ?"

"ભૂલો પડયો !"

"ત્યારે હવે કયાં જશો ?"

"રાતની રાત અહીં પડી રહીશ, અને સવારમાં રસ્તો પૂછીને જઇશ".

આ સાંભળી બાવાએ કહ્યું કે, "બાઇ ! અહીં તો બો જેવું છે, રાતે કોઇ તમારાં લૂગડાં તાણી જાય ! માટે તમે ગામમાં કોઇને ત્યાં જાઓ ".

મેં કહ્યું : "તમે અહીં રહો છો તો પછી શો બો છે ? મારી પાસે કાંઇ જવા જેવું નથી. ગામમાં હું કોઇને ઓળખતો નથી. આ અડાળામાં રાત ગમે તેમ વીતાડીશ, ગામમાં વગા કાને ઘેર જાઉં ?"

ભાવે કહ્યું : "ગામના ગામોટ નરભેરામ કરીને છે, તેનું ઘર પૂછીને જાઓ, તે બ્રાહ્મણ છે, તમે બ્રાહ્મણ છો. તમને રાતે પાણી બાણીની અડચણ નહિ પડે અહીં રાતે વરુ અને શિયાળવા ભટકે છે. હું તો બારણાં વાસીને સૂઈ રહું છું, તમને અહીં ખુલ્લામાં મારાથી ન સુવાડાય, માટે ઉઠો, ત્યાં જાઓ."

આ તેનો છેવટનો લગાર તુચ્છકાર ભરી રીતે કહેલો બોલ સાંભળી મને ખોટું તો બહુ લાગ્યું, પણ શું કરાય ! હું ઊઠ્યો અને ગામમાં આવ્યો નરભેરામ ગામોટનું ઘર ઝટ જડયું ગામ નાનું હતું. નરભેરામનું ઘર પણ એક છટેરી ઝૂંપડું હતું. ઘરની પરસાળના ઉમરા બહાર આગની ઓગવાળો બીતને લાગની કરેલી હતી. નરભેરામ ગામોટ ધાનનો ભાગે માથેથી જમીન પર નાખી 'હાશ' કરીને ઉમરા પર બેઠા અને હું જઈ પહોંચ્યો.

'નરભેરામ તમારું નામ ?' તેણે સ્વીકાર તરીકે ડોકું હલાવ્યું હું ઓટલી પર બેઠો કેટલીક વારે તે બોલ્યા, "શું કામ છે ?'

મેં કહ્યું 'કામ તો કાંઈનથી માત્ર રાત રહેવું છે"

'કયાં રહેવું ?'

"રહેવાનું હાલ તો સુરત પણ અમનેશ્વરમાં મહેતાજી નીમાયો છું, ત્યાં જવું છે. અહીં સાંજ પડી ગઈ તેથી રાત રહેવા આવ્યો છું કામનું ખાસ તો નથી માત્ર રાત ગાળવી છે"

"અમનેશ્વર જવું છે ત્યારે આમ કયાં આવ્યા ? ભૂલા પડયા હશો. જતુઓને હું એકલો છું, મેરા ઠાકર પરગામ ગયા છે ઘરમાં પાણી બાણીનું પણ ઠેકાણું નથી તમે સરકારી નોકર છો તે સરકારી નોકરને ત્યાં શોધો માટે પુછીને ત્યાં જાઓ"

અહીંથી પણ પાણીચું મળવાથી મને તો ઘણું જ ખોટું લાગ્યું અને આ અવિવેકી માણસ તરફ ઘણો તિરસ્કાર છૂટયો. પણ તેનો પ્રતીકાર કરવાની મારામાં શક્તિ નહોતી તેથી ગુસ્સામાં જ એક પણ શબ્દ બોલ્યા

વગર હું ઉભો થયો અને આખરે સરકારી ચોરામાં જઇને પડી રહેવાના ઇરાદાથી હું આગળ ચાલ્યો. થોડેક દૂર એક લાકડા ઉપર એક માણસ બેસીને બીડી પીતો હતો તેને મેં પૂછ્યું "ગામનો સરકારી ચોરો ક્યાં છે?

તે માણસે મારા તરફ થોડીવાર જોઇ, હું ક્યાંથી આવું છું, ક્યાં જાઉં છું વગેરે હકીકત પૂછી. મેં તેને બાવાની તથા નરભેરામની હકીકત કહી. તે સાંભળી તેણે લગાર હસીને કહ્યું: "નરભેરામે કહ્યું, તે મુખી હું જ છું. તમારે ચોરામાં જવાની જરૂર નથી; આપણે ઘેર ચાલો."

મેં કહ્યું: "નહિ, મારે કોઇને ઘેર જવુંજ નથી; મને ચોરો બતાવશો?"

મુખી: "ચોરાની વાત જવાદો ને! ત્યા નરી ધૂળ પડી છે, નર્યાં જુવા છે, એક ભંગીએ પડી રહે છે!"

"ત્યારે તલાટી ક્યાં ઉતરે છે?"

"તે બરૂચના છે. તે હપ્તા વખતે અહીં આવે છે ને મારે ઘેર બેસી વસુલતું કામ કરે છે." તમને નરભેરામ ગામોટ પર લગાર ખોટું લાગ્યુ હશે, પણ તે બીચારો એકલો છે, બૈરાં પિહેર ગયાં છે, અને ખેતરમાંથી થાકયો પાકયો આવ્યો હશે તેથી તમારો સત્કાર નહિ કરી શકયો હોય. હવે તમે તે કાંઇ મનમાં ન લાવતાં મારે ઘેર ચાલો." એમ કહી તે ઉભો થયો. તે આધેડ વયનો હતો મારાતરૂણપણાને લીધે થોડા અનુભવવાળી મારો મનની તે સ્થિતિ સમજી ગયો હોવો જોઇએ, પણ તે વખતે મને કાંઇ તે સંબંધી વિચાર નહોતો. તેણે એક છોકરાને જતો દેખી કહ્યું કે જા કુંભારને કહે કે પાણીનું બેડું મૂકી જાય. મેં કહ્યું કે મારે જમવું નથી. મુખીએ રસ્તે ચાલતાં કહ્યું કે પણ પીવા તો જોઇએ ને? ઘેર ગયા પછી અડાળીમાં ખાટલો નંખાવી તે પર ગોદડું પથરાવી મને બેસાડયો તથા જમવા માટે બહુ આગ્રહ કર્યો પણ મારે જમવું નથી, એમ કહેવાથી તે આગ્રહ પડતો મૂકી મારી હકીકત પૂછી. બીજી ત્રીજી વાતો કરી રાતે હું ત્યાં સુઇ રહ્યો.

તે પરેશનું નામ કાકાભાઈ હતું. નવાગ્રમાં માથે પાઘડી મૂકી તથા હાથમાં ધોરો લઈ તે મને ખરા રસ્તા સુધી પેતગાડુ રસ્તે થઈને મૂકવા આવ્યા, અને અહીંથી એ ગાઉ પેલું ગામું દેખાય છે તે અમરેશ્વર એમ બતાવી પાછા વળ્યા. હું પણ તે રસ્તે સવારના આઠ વાગતાં અમરેશ્વર પહોંચ્યો, અને ગામમાં પેનનાઈ એક ઘરમાં નિશાળ બેસતી હતી તેમાં દાખલ થયો.

મને જોતાંજ ત્યાંના જૂના મેહેતાજી એકદમ ઉભા થઈ સામા આવ્યા, અને મને આવતા કેમ વાર લાગી વગેરે વાતો કરી તેમણે કહ્યું કે ગઈ કાલે તમે આવશો એમ ધારી મેં બાળકોને બોલાવી સંભાળ કરાવી મૂકી હતી ચાનો, હવે આજે તપાસી લ્યો; આજનાં આ લીસ્ટ તૈયાર છે. તેણે મને ગોડી, પાટિયું, ખુરશી, સ્ટુલ વગેરે લાકડીસામાન બતાવ્યો; ચોપડીઓ કબાટમાં હતી તે બતાવી અને તે તપાસી લેવા કહ્યું. મેં તેણે ખાત્રી આપી એટલે તપાસી લેવાની તસ્દી લીધી નહિ. હુનરની કેફિયત મને બતાવી તે કાગળો પાછા કબાટમાં મૂક્યા, અને એક આસિસ્ટંટને વખત થયે શાળા છોડી નકશાની સૂચના કરી પોતાને ઘેર ચાલી ગયા.

એ મેહેતાજી ભરૂચના વતની એક મહૃગૃહસ્થના દીકરા હતા, તેમના પિતા શ્રીમાન હોવાથી તેમને નોકરી કરવાની અગત્ય નહોતી, તથાપિ શોખને ખાતર તેમણે આ નોકરી લીધી હતી, અને તેમને હવે પોતાના પિતાના વેપારમાં મદદ કરવાની જરૂર થવાથી નોકરીનું રાજીનામું આપી ઘેર જવાના હતા. મારો સરસામાન ભરૂચ સ્વામીનારાયણના મંદિરમાં છે એમ જાણ્યા પછી મને તેમણે કહ્યું, "મારા ચાકર કેશવ અને ગોદડા હું અહીં રહેવા દેઉં છું; હું રહું છું તેજ ઘરમાં તેજ જાણેથી તમે રહેજો. તમારો સામાન હું કોઈ જતા આવતા ગાડાવાળા સાથે મોકલી આપીશ, કેમકે અમરેશ્વરના ગાડા દરરોજ ભરૂચ અવશ્ય જતા આવતા હોય છે. તે પછી મારો સામાન તમે મને મોકલી આપજો." આ તેમની બોલીથી મારા મનને બહુ આરામ થયો

હવે અમલેશ્વરમાં હું નિશાળ શીખવવાના કામમાં પડયો. ટ્રેનીંગમાં મળેલી શિક્ષણપદ્ધતિને અનુસરીને બરાબર ટાઇમ પ્રમાણે શિક્ષણ આપવાનું મેં શરૂ કર્યું, તેથી ગામમાં સર્વત્ર મારાં વખાણ થવા લાગ્યાં. પણ આ નિશાળ સ્થાપન થવાથી ગામઠી મહેતાજી કાળીદાસની રોજી ગઇ હતી તેથી તે જે મેહેતાજી આવે તેને હલકા પાડવાની તજવીજ કરતા; અને એ માણસ બેઠો હોય ત્યારે પ્રસંગ કાઢી મેહેતાજીને કોયડાના હિસાબ પૂછતા. પણ અક્ષરગણિત જાણનાર તેવા કોયડા બહુ સહેલથી ગણી શકે છે, તેથી તેમાં તે મને હરાવવાને સફળ થયા નહિ, એટલુંજ નહિ, પણ મારી ગણિત ગણવાની શક્તિ જોઇને અને હું જે क ग ज्ञ માંડીને હિસાબ કરતો તે જોઇને તેને વિસ્મય થયો, અને એ રીતે પોતાને શીખવવાને તેણે મને વિનંતી કરી. મેં તેને સમજાવ્યું કે, જેમ ત્રિરાશિ, બહુરાશિ, વ્યાજ, વગેરેના હિસાબ ગણતાં પહેલાં આંક, સરવાળા, બાદબાકી, ગુણાકાર, ભાગાકાર અને અપૂર્ણાંક વગેરે શીખવાની જરૂર પડે છે તેમ અક્ષરો માંડીને તેના સરવાળા વગેરે તથા અપૂર્ણાંક વગેરે શીખવાની જરૂર પડે છે. વળી, અંકગણિતમાં જેમ વર્ગ, ઘન, વર્ગમૂળ, ઘનમૂળ, વગેરે શીખવાનાં હોય છે તેમ અક્ષરો માંડીને તેનાં પણ વર્ગ, ઘન, વર્ગમૂળ, વગેરે શીખવાનાં હોય છે. તે પછી જ આવા હિસાબ ગણી શકાય છે. તમારી ઇચ્છા હોય તો રાત્રે રાત્રે એકાદ કલાક મારે ઘેર આવતા જશો અને જરૂર હું તમને તે શીખવીશ. આવી રીતે કહેવાથી તે મેહેતાજી પ્રસન્ન થયા, મારા મિત્ર થયા, મારે ઘેર આવતા જતા થયા, પણ તે શીખવાની તેમને કાંઇ ઇચ્છા થઇ નહિ.

✓ હું પ્રથમ અમદાવાદ ટ્રેનીંગમાં જ્યારે બહારના વિદ્યાર્થી તરીકે થોડો વખત ભણવા રહ્યો હતો ત્યારે "સંસ્કૃત વ્યાકરણ લેશ" એ ચોપડી મેં ખરીદી હતી અને તે હું વાંચી ગયો હતો. બહુધા હું તે સંપૂર્ણ શીખ્યો હતો એમ કહું તો ચાલે; પણ સંસ્કૃત ભાષાનું મને કાંઇ વાસ્તવિક જ્ઞાન થયું નહોતું. હા, સંસ્કૃત ભાષા શીખવાની મારી અભિરુચિ વિશેષ ઉત્તેજિત થઇ હતી. હવે સંસ્કૃત અભ્યાસ આગળ ચલાવવા મેં સંસ્કૃત પુસ્તકો ખરીદ-

વાની મને અડચણ હતી નહિ. મેં સંસ્કૃત ભાષાનુ ચિપલુનકરનું રચેલું વ્યાકરણ ખરીદ્યું. એનુ ગુજરાતી ભાષાન્તર ગ. સ. મયારામ શંભુનાથે કરેલું હતું. તેમા શબ્દોના તથા ધાતુના રૂપો, સંધિના નિયમો, સમાસનુ પ્રકરણ સંક્ષિપ્તમાં આપેલું હતું, કૃદંતો બનાવવાના કેટલાક સામાન્ય નિયમો હતા, શબ્દોના રૂપો સાથે તેના પ્રત્યયો પણ જુદા જુદા આપેલા હતા. એ બધા અનેક પ્રત્યયો ગોખવાના હતા. એથી કરીને કાઇ મારૂં કાર્ય થયું નહિ, કેમકે મારાથી તે બધું ગોખી શકાતું મને અશક્ય લાગ્યું. એમ છતા એ ચોપડી હું વાચી ગયો ખરો વળી, મને માલમ પડયું કે પ્રાણજીવનદાસ ખખ્ખરનું રચેલું એક વ્યાકરણ છે. તે મેં મંગાવ્યું; તેમા પણ જુદા જુદા રૂપોનાજ જથા આપેલા જોયા એવામા ભાંડારકરની માર્ગોપદેશિકા અને સેકન્ડ બુક અંગ્રેજી સાથેની માગ જોવામા આવી. આ પુસ્તકો મેં મંગાવ્યા અને તેમાથી અભ્યાસ કરવા માડયો. પહેલી ચોપડી (માર્ગોપદેશિકા) મેં પૂરી કરી ખરી, પણ હું સમજ્યો તેમા કાઇ ભૂલ નથી એ કહેનાર કોઇ નહોતું, અને અંગ્રેજીમાથી સંસ્કૃત વાકયો બનાવવા મને બહુ મુશ્કેલ લાગતું. વળી મારૂં અંગ્રેજી જ્ઞાન એટલે કેવળ હાવર્ડની ત્રીજી ચોપડીના પહેલા ભાગ જેટલું જ! એમ છતા હવે સંસ્કૃત બીજી ચોપડી મે વાચવા માડી, પણ બીજો ગણ અને ત્રીજો ગણ, ધાતુને દ્વિત્વ કરવાના નિયમો, સામાન્ય ભૂતકાળના અનેક વિકલ્પો, ઇત્યાદિ મને આવડયા નહિ, કેમકે થોડા વખતમા એ બધાના નિયમો યાદ રાખવાનું મારાથી બન્યુ નહિ તો પણ એમાના સંસ્કૃત વાકયો હું વાચી જતો અને તેને સમજવાનો યત્ન કરતો. આમ કરવાથી મને જો કે વ્યાકરણવિષયક સારી માહિતી મળી નહિ, તથાપિ સંસ્કૃત શબ્દોનો પરિચય મારો થયો.

તે પછી મેં સંસ્કૃત ત્રીજી ચોપડી મંગાવી. એમા વ્યાકરણવિષયક કાઇ નહોતું. શરૂઆતમા મહાભારતમાનું નળાખ્યાન અને પછી રામાયણમાથી દશરથપ્રાણત્યાગ, પંચતંત્રની બે ચાર વાતો અને સુભાષિત શ્લોકો ઇત્યાદિમાથી ઉતારા અને છેવટે શબ્દકોશ આપ્યો હતો. એમાના સુભાષિત શ્લોક મને બહુ પ્રિય લાગ્યા તથા તે હું વારંવાર વાચતો

હજી મને સંસ્કૃત ભાષાનું જ્ઞાન થયું છે એમ મને લાગ્યું નહિ, તેથી મેં રા. રા. રણછોડભાઇ ઉદયરામના ભાષાન્તરવાળો હિતોપદેશ મંગાવ્યો અને તેમાંથી સંસ્કૃત વાંચી તેનું ગુજરાતી સમજવા લાગ્યો. એક વખત રવિવારને દિવસે ઘર આગળ બેસી હું હિતોપદેશ વાંચતો હતો. તેમાં આ શ્લોક હતો :—

"गुणिगणगणनारम्भे न पतति कठिनी सुसंभ्रमाद्यस्य।
तेनाम्बा यदि सुतिनी वद वन्ध्या कीदृशी भवति"॥

અર્થ એવો છે કે, "જગતમાં ગુણવાન કોણ કોણ છે તેમના સમુદાયની ગણતરી કરવાના આરંભમાંજ જેના નામ પર ગણનારના હાથની ટચલી આંગળી એકદમ પડતી નથી, એવા માણસ વડે જો તેની માતા છોકરાવાળી કહેવાતી હોય તો પછી વાંઝણી કોને કહેવી તે કહો?" અર્થાત્ ગુણવાનમાં પ્રથમ જ જે એકદમ યાદ આવતો હોય તેને જ ધન્ય છે.

આ શ્લોકમાંના કઠિની શબ્દનો અર્થ ભાષાન્તરમાં ખડીનો કાંકરો લખ્યો હતો. જો કે એ શબ્દાર્થ ખોટો નહોતો, તથાપિ તે કાંકરો હાથમાંથી પડી જવાનો સંભવ કેમ ઉભો થયો તે મને સમજાયું નહિ. વળી "न पतति खटिनी करायस्य" એટલે જેના હાથમાંથી ખડીનો કાંકરો પડી જાય નહિ એવો પણ પાઠ હતો. તેમાં પણ એની એજ શંકા હતી.

આ વખતે બે ચાર છોકરા મારી પરસાળમાં બેસીને અંકગણિતના દાખલા ગણતા હતા. તેમને મેં પૂછ્યું: આ ગામમાં કોઇ શાસ્ત્રી કે પુરાણી છે? એક જણ બોલ્યો, "હા સાહેબ, આપણી નિશાળ પાસેના ફળિયામાં એક પુરાણી રહે છે અને એમને ઘેર બે ચાર વિદ્યાર્થી ભણે છે." હું બોલ્યો, "એમ! જુઓને! તે હમણાં ઘેર છે?" દૈવયોગે તેજ પુરાણી મારા ઘરની ખડકી બહારની શેરીમાંથી જતા હતા. તે જોઇને બધા બોલી ઉઠ્યા, "પેલા જાય, સાહેબ!". "એક જણ જઇને તેમને અહીં બોલાવી લાવો તો!"

પુરાણી આવ્યા, તેમને મેં માનથી બેસાડ્યા, અને પછી પેલો શ્લોક દેખાડ્યો. તેમણે વાંચીને કહ્યું કે 'कठिनी અને खटिनी' પ્રાયઃ પર્યાય શબ્દો છે, અને તેનો અર્થ 'ખડીનો ગાંગડો' એવો ન કરતાં 'ટચલી આંગળી' એવો કરવો. તથા "यस्य नामोच्चारणसमये ससंभ्रमात् गणनाकर्तुः खटिनी न पतति" એવો અન્વય કરવો. પછી તેમની સાથે મેં બીજા સંસ્કૃતને લગતા વિષયો ઉપર વાતચીત કરી. તે વિદ્વાન છતાં ઘણા સાદા અને કપટ વિનાના હતા. તેમને જોઇ મને બહુ આનંદ થયો અને વખતો વખત પધારવાની વિનંતી કરી તેમને વિદાય કર્યા. એમનું નામ વિશ્વનાથ હતું.

હવે વિશ્વનાથ પુરાણી સાથેનો મારો પરિચય વધતો ગયો. તેમને વેદાન્તશાસ્ત્રનું સારું જ્ઞાન હતું, જ્યારે મેં આપાનતઃ વાંચેલી ચોપડીઓ ઉપરથી એકેય વિષયનું મારું જ્ઞાન પૂર્ણ અને નિશ્ચયાત્મક નહોતું. હું માત્ર પરંપરાથી પ્રાપ્ત થયેલી ટેવ પ્રમાણે સંધ્યા, બ્રહ્મયજ્ઞ, તર્પણ અને વૈશ્વદેવ કરતો. આટલાથી પણ ધાર્મિક તરીકે લોકો મને માન આપતા. મેં પુરાણની વાતો સાંભળી હતી પણ તેને હું મોટે ભાગે જોડી કાઢેલાં દૃષ્ટાન્તો માનતો. ભગવદ્ગીતા મેં વાંચી હતી પણ તેમાં હું કાંઇ સમજ્યો નહોતો એમ કહું તો ચાલે. પ્રાયઃ પ્રાર્થનાસમાજના મતને હું કાંઇક મળતો હતો, અને એક અગમ્ય અગોચર ઈશ્વર છે અને તે ભક્તોની પ્રાર્થના સાંભળી તેમને સહાય કરે છે એમ મનમાં રાખ્યા કરતો હતો, તથા વારંવાર ઈશ્વર-પ્રાર્થનાની કવિતાઓ લખતો.

પુરાણી મારે ઘેર આવતા ત્યારે રાત્રે બાર બાર વાગ્યા સુધી કે કોઇ વખત તેથી પણ વધારે વખત અમે વાતો કરતા. આ વાતો ધર્મવિષયક તત્ત્વજ્ઞાનને લગતી હતી. એક વખત તો સવારમાં વહેલા ઉઠીને તેમનાં પત્ની પાણી ભરતાં હશે અને મારા ઘરનાં બારણાં ઉઘાડાં મૂકીને અમે બે વાતો કરતા હતા તથા દીવો બળતો હતો તે દેખીને તે સાદનાં સાદનાં બોલ્યાં કે મહરાજ ! હવે દીવો તો ઓલવી નાખો, પછી વાતો કરો ! આ સાંભળીને પુરાણી એકદમ ઉઠયા અને મને કહ્યું કે, સવાર થઇ ગયું ! આપણે બહુ બેઠા !! એમ કહી તરત વહેલા ઘેર ગયા.

એક વખત વાતના પ્રસંગમાં કાવ્યચમત્કૃતિ વિશે વાત નીકળી અને દૃષ્ટાન્ત તરીકે વૈદ્યજીવનમાંથી બે ચાર શ્લોક મને કહ્યા.

અંતર્લાપિકા તરીકે "मानं त्यज प्रेयसि ! मन्दवायुः "[१] "कफाद्भवति भो मीह" (વૈદ્યજીવન ૪.૪૩) "रूपं कीदृङ् मधुरवदने तुः परे सैा गिरेः स्यात्" (વૈદ્યજીવન ૩.૮). આવા શ્લોકો મેં સાંભળ્યા ત્યારે પૂછ્યું કે આ કયા ગ્રંથના શ્લોક છે?

"વૈદ્યજીવનના."
"આ ગ્રંથ કેવડો છે?"
"આશરે ૨૦૦ શ્લોકનો."
"મને ભણાવશો?"

તેમણે હા કહી. પછી મેં તેમની પાસેથી પુસ્તક આણી ભણવાનો આરંભ કર્યો અને તેના કઠિન શબ્દો વગેરેની નોંધ સાથે પુસ્તકની નકલ કરવા માંડી. એ પુસ્તક પૂરું થયું ત્યારે મેં કહ્યું કે આ પુસ્તકમાં રોગોના ઉપચારો છે, પણ રોગની પરીક્ષા કરવાનું કોઈ પુસ્તક છે?

તેમણે કહ્યું કે માધવ નિદાન પ્રચલિત ગ્રંથ છે, તથાપિ સામાન્ય વૈદ્યો "અંજન નિદાન" ભણીને પણ ચલાવે છે. એ અંજન નિદાન પણ મેં ગુજરાતી નોંધ સાથે ઉતારી લીધું. હવે એમની પાસે વૈદ્યામૃત, ગુટિકાધિકાર, સન્નિપાતકલિકા, ગુણાગુણી, શાર્ઙ્ગધર, આ ગ્રંથોનું મેં અધ્યયન કર્યું તથા તે ગ્રંથો લખી પણ લીધા. ગામડામાં નિશાળનો વખત ૭–૧૦

---

૧ આ શ્લોક હરિદાસ સંસ્કૃત ગ્રન્થમાલા (નં. ૧૩૯)માં સં. ૨૦૦૩માં કાશીમાં પ્રસિદ્ધ થએલા "વૈદ્યજીવન" ગ્રન્થમાં નથી, પણ વડોદરાના પ્રાચ્ય મન્દિરમાં વૈદ્યજીવનની પોથીઓમાં (નં. ૧૬૩૭ અને ૧૬૩૮) પ્રથમ વિલાસમાં એકત્રીસમા શ્લોક તરીકે જોવામાં આવે છે. 'વૈદ્યજીવન'ની સમીક્ષિત આવૃત્તિની અપેક્ષા રહે છે એમ આ ઉપરથી સમજાય છે. (સંપાદક)

અને ૨–૫નો હતો તેથી ૧૨થી૧ાા સુધી હું કલાક દોઢ કલાક એમને ઘેર ભણવા જતો. મારી તરફથી એમને કશુંજ મળતું નહિ, એમ છતાં કેવળ પ્રેમ અને પરોપકાર બુદ્ધિથી તે પોતાનો મધ્યાહ્નનો આરામ લેવાનો વખત મારે માટે રોકતા.

વૈદ્યકના એટલા ગ્રંથો શીખ્યા છતાં અને સંસ્કૃત ભાષાનો પરિચય થયા છતાં પણ મને સંસ્કૃતભાષા આવડી છે એમ મને લાગતું નહિ. આ વાત મેં ગુરુને કહી, ત્યારે તેમણે મને જણાવ્યું કે જ્યાં સુધી તમે વ્યાકરણ અને કાવ્ય શીખો નહિ ત્યાં સુધી એમ જ રહેવાનું.

હવે મેં સારસ્વત વ્યાકરણ ભણવાનો આરંભ કર્યો. પ્રથમ તો સૂત્ર એટલે શું તે હું સમજતો નહિ; અને ગુરુને કહેતો કે "સૂત્રો એટલે નિયમો", ત્યારે તે ના કહેતા; સૂત્રો એ નિયમો નથી. "અલ્પાક્ષરમસંદિગ્ધં ઇ૦" સૂત્રનું પ્રખ્યાત લક્ષણ તે મને કહેતા. એમ છતાં હું તો માનતો જ કે વ્યાકરણના નિયમ ટુંકામાં કહ્યા હોય તે સૂત્ર. પાછળથી મીમાંસા અને શારીર સૂત્રોના ભાષ્યનું મેં અધ્યયન કર્યું ત્યારે મને સમજાયું કે મારી તે માન્યતા ખોટી હતી અને ગુરુ કહેતા હતા તેજ ખરું હતું. સારસ્વતનાં પ્રથમ તો હું પાંચ પાંચ સૂત્રો સમજતો, પણ પછી મને સમજ પડતી ગઇ તેમ તેમ દરરોજ ૧૦ થી ૨૦ સૂત્રો હું સમજતો અને રાત્રે ઘેર જઇ ચોપડીમાં ગુજરાતી ભાષાન્તર સહિત ઉતારતો. જ્યારે મેં સારસ્વતની બીજી વૃત્તિ પૂરી કરી ત્યારે તેમાં છેવટે મેં લખ્યું છે કે :—

શાર્દૂલવિક્રીડિત.

દીવા આગળ બેશિને દિન ગયે, આંખે સહી અગ્નિને,<br>
ક્ષુધા કૈંક ઉજાગરા, દિવસમાં ભૂખે દુખો વેઠીને;<br>
સંવત શૈલ યુગાંક ભૂમિ વરષે[1] ફાલ્ગુન સુદી ગુરૂ,<br>
ત્રીજે આ દ્વિજ વૃત્તિ, નિર્ભય સુતે, 'આખ્યાન' કિધું પૂરું.

---

1 સંવત ૧૯૨૭ (સં.)

મારી ઉમ્મર આ વખતે એકવીશ વર્ષની ચાલતી હતી એમ શ્લોક પરથી જણાય છે. હું તે વખતે મારા નાના ભાઈ શિવલાલ તથા મારી પહેલી પત્ની સાથે રહેતો હતો.

સારસ્વત પૂરું કરતાં મને વરસેક દહાડો લાગ્યો હશે, કેમકે ગામડાની નિશાળ છતાં પણ નિશાળમાં ખાનગી વાચન કે કામ ન કરવાનો મારો આગ્રહ હતો; કેમકે તેનો ચેપ હાથ નીચેના શિક્ષકોને લાગવાથી શાળા બગડે છે. આવ્યો ત્યારે પહેલા ક્લાસમાં ચોથી ચોપડી ચાલતી હતી. હવે તેમાં છઠ્ઠું ધોરણ ચાલતું હતું. શાળામાં એક સારોદના વહોરાનો છોકરો આસિસ્ટંટ હતો. તે આજ્ઞાંકિત તો હતો, પણ ઘોડા ખેલાવવાનો ઇશ્કી હતો. નિશાળનું દફતરી કામ તો હું જ કરતો પણ ફક્ત છોકરાઓની હાજરી પૂરવાનું આખી શાળાનું રજીસ્ટર એની પાસે રહેતું. અને એમાં એ ગરબડ કરતો હતો એમ મને પાછળથી માલમ પડયું હતું અને તેનું પરિણામ મારે ભોગવવું પડયું હતું.

આ વખતે મારા ગામમાં શાળાને અંગે એક સેન્ટ્રલ બૂક ડેપો ખોલવામાં આવી. તેના કામ બદલ મને સેંકડે દશ ટકા કમીશન મળતું. આસપાસની શાળાઓને ક્લાસ બૂકો માટે ભરૂચ સુધી જવું પડતું તે અડચણ આથી દૂર થઇ. એક વખત દેહેજના મહેતાજી રા. ગણપતરામ રાજારામે ચોપડીઓ મંગાવવા એક પત્ર સાથે વરતણીયો મોકલ્યો. તેમની લખવાની શૈલી જોઇને મને લાગ્યું કે આ માણસને નિબંધો કે એવુંજ કાંઇ લખવાનો અભ્યાસ હોવો જોઇએ. તેથી મેં તેમને એક પત્ર લખ્યો અને જતાં આવતાં મળવાની વિનંતી કરી. આનો મને જવાબ મળ્યો અને અમારો પત્રવ્યવહાર શરૂ થયો. તે પછી પરસ્પર મળ્યા અને બન્નેને કવિતાનો શોખ હોવાથી "*समानशीलव्यसनेषु सख्यम्*" એ ન્યાય લાગુ પડયો. અમો એક બીજાને ચોપાનિયાના આકારમાં કવિતા તથા ગદ્યમય લેખોવાળા પત્રો મોકલતા. અમારો સ્નેહ વધતો ગયો અને તે આમરણાંત રહ્યો. તેના વિદ્વાન પુત્ર ગોવિંદરામ પણ મારા તરફ પોતાના પિતૃતુલ્ય

આદર રાખે છે, એટલુંજ નહિ, પણ ગોવિંદરામનો પુત્ર અનુપ પણ મને પોતાના કુટુમ્બના વૃદ્ધ તરીકે ચાહે છે. તેમનો અભ્યુદય થાઓ.

હવે મેં ગુરુ પાસે રઘુવંશના બીજા સર્ગથી ભણવાનો આરંભ કર્યો. મલ્લિનાથની ટીકાવાળો શિલાછાપમા છાપેલો, તેના ફક્ત અગિયાર સર્ગ અને મત્યા કુમારસંભવ મળ્યોજ નહિ. તે પાછળથી મૂળ માત્ર આઠ સર્ગવાળી ચોપડી રૂપે કલકત્તાથી મેં મંગાવ્યો હતો. નહીંક ન મંગાવવાનું કારણ કીંમત વધારે પડે તે હતું; અને મોજ માટે મેં પત્રાત્મક શાકુંતલ નાટક મૂળ માત્ર મંગાવ્યું હતું.

ગુરુ પાસે બીજા સર્ગના ત્રીશ શ્લોક હું ટીકાસહિત શીખ્યો અને પછી ટીકા ઉપરથી અર્થ કેમ સમજવો તે મને આવડયું, તેથી બાકીના સર્ગ મારી મેળે બેસાડતો ગયો, જ્યા શંકા પડે ત્યાજ ગુરુને શ્રમ આપતો.

કિરાતના પાંચ અને માઘનો એક જ સર્ગ મળ્યો હતો આ પુસ્તકો પણ મેં ટીકા પરથી વાચ્યા હતા આ વખતે મારા પુસ્તક ઉપર મેં એક શ્લોક લખ્યો છે કે —

तृषातुरेणातिजवेन पूर्वं विचिन्वता यत्सलिलं गृहान्ते ।
प्राप्तं मया मापमिदं सलीलं याता क्षुधा पश्य गुरोः प्रतापम् ॥

અર્થ—"પહેલા એક વખત હું તરસ્યો થયો ત્યારે ઉતાવળથી ઘરમા "સલિલ" (પાણી) શોધવા લાગ્યો, એટલામાં મને ('સલિલ' તો ન મળ્યું, પણ) 'સલીલ' લીલાવાળું આપશબ્દ મળ્યુ, જેથી હું તરસને ભુલી ગયો, એટલું જ નહિ, મારી ભૂખ પણ ભાગી ગઇ! ગુરુનો પ્રતાપ જુઓ!"

આ શ્લોકમાં सलिल (પાણી) એમા लि હ્રસ્વ છે, અને सलील (લીલા સહિત) એમા ली દીર્ઘ છે એટલે ગુરુ છે. ली અક્ષર ગુરુ થયો ત્યારે

ભુખ પણ જતી રહી, એમ ગુરુ અક્ષરનો પ્રતાપ કહેવાની સાથે શ્લેષથી ગુરુ ( આચાર્યનો ) પ્રતાપ વર્ણવ્યો છે. એ અપ્રસ્તુતપ્રશંસા છે.

આ ઉદાહરણ આપવાનું કારણ એટલું કે તે વખતે મારા સંસ્કૃત જ્ઞાનમાં કેટલો વધારો થયો હતો તેનો આ વાંચનારને કાંઇક ખ્યાલ આવશે. એમ છતાં શાકુંતલ નાટક મેં વાંચવા માંડયું પણ સમજાયું નહિ, તેથી તે ઉપર મેં ગુજરાતી નોંધ કરી છે કે, આ પુસ્તક મને સમજાયું નથી, પણ એ પુસ્તક જ્યારે મને એક ગુજરાતી પુસ્તકની પેઠે સમજાશે ત્યારે મને થોડું ઘણું સંસ્કૃત આવડયું એમ હું જાણીશ.

હવે હું મારૂં પ્રથમનું રસ્તા પરનું ઘર છોડીને ઉધરાતદારની નજીકમાં રહેવા આવ્યો હતો. ત્યાં મારી પાસે પા. દયારામ, પા. નરસિંહભાઇ, પા. આશારામ, ઉકકડબાપુ, વૈદ્ય પરસોતમ, ઉધરાતદાર બગુભાઇ વગેરે મંડળી રાત્રે બેસવા આવતી. તેમને કોઇ વખત હું દેશાન્તરની ભૂગોળ સંબંધી, કોઇ વખત કોઇના ચરિત્ર સંબંધી, કોઇ વખત ઐતિહાસિક અને કોઇ વખત મારી રચેલી કવિતાઓ કહી સભળાવતો. વૈદ્ય અને બીજા જ્યારે માંધાતા, અગર શિબિ, ધર્મવ્યાધ, વગેરે પૌરાણિક પાત્રોની વાતો કરે ત્યારે મને તેમાં સમજ પડે નહિ. એ સઘળું પુરાણ વાંચે તો સમજાય પણ પુરાણ વાંચવાની મારી ઇચ્છા થતી નહિ, કેમકે એમાં ઘણી અસંભવિત વાતો લખી છે, જે કદી જોવામાં આવતી નથી, તેમ બુધ્ધિ પણ કબુલ રાખતી નથી ઉપર કહેલી મંડળીમાં પુરુષોત્તમ વૈદ્ય હતા. તે વિધુર હતા. તેમની પડોશમાં એક સધવા બાઇ લગાર દેખાવડી અને જુવાન રહેતી હતી. તેનો ધણી ખેતી કરતો અને રાત દહાડો ખેતરમાં જ પડી રહેતો; કોઇ વાર જ ઘેર સૂતો. અને ખેતીવાડી માટે જરૂરનાં પૈસા વૈદ્ય પુરુષોત્તમે ધીર્યા હતા. આ અને એવી જ બીજી બાબતોનો લાભ લેઇ તેની સ્ત્રી સાથે વૈદ્ય આડો વ્યવહાર રાખતા, અને તે લગભગ બધાં જ જાણતાં. મેં પણ એ વાત જાણી. વૈદ્ય જેવા વિદ્વાન અને વળી કથા પુરાણ કરનાર તથા સ્નાન સંધ્યાદિમાં સખ્ત નિયમધારી છતાં આવું કૃત્ય કરે તે ઠીક નહિ,

તેથી તેમને એ વાત કહેવાની મારી મરજી હતી, પણ ઉમ્મરમાં લગભગ બમણો તફાવત હોવાથી હું બોલતો નહોતો. એક દિવસ મારે ત્યાં મળેલા મંડળમાંના તેમના એક મિત્રે વૈદ્યને ઘેર જવા ઊભા થયેલા જોઇ કહ્યું કે, અલ્યા વૈદ્ય, બેશને! કયાં જાય છે?

વૈદ્ય—"મારે હજી સાયંસંધ્યા કરવાની છે".

મિત્ર—"કરી તેં સાયંસંધ્યા! બારણાં ઉઘાડાં મૂકીને ખાળે કુચા દે!"

વૈદ્ય—"તું શું સમજે? શાસ્ત્રથી વિરુધ્ધ અમારૂં આચરણ હોયજ નહિ!"

મિત્ર—"બીજાની બૈરીઓ સાથે બેસવા ઉઠવાનું શાસ્ત્રમાં લખ્યું હશે?"

વૈદ્ય—"પણ ભલા માણસ! તે બાપડી આપણા ઉપર મુગ્ધ હોય અને આપણને ચહાતી હોય તો પછી તેને નિરાશ કરવી એ પાપ નથી શું"!

મિત્ર—"પાપ નથી એમ શાસ્ત્રમાં લખ્યું હશે!"

વૈદ્ય—"હા, હા. લખ્યું જ છે."

આ સાંભળી હું બોલી ઊઠયો. વૈદ્યરાજ! એમ તમે શાસ્ત્રને વગોવો નહિ. "शास्ति धर्मानिति शास्त्रम्" તે કદી અધર્મનું શાસન કરે નહિ.

વૈદ્ય—"પણ શાસ્ત્રે કહ્યો તેજ ધર્મ."

હું—"ત્યારે તમે આચરો છો તે ધર્મ કયા શાસ્ત્રમાં છે?"

વૈદ્ય—"શ્રીકૃષ્ણ જન્મખંડમાં."

હું—એ સંભવિત નથી. કૃષ્ણ જન્મખંડના કયા અધ્યાયમાં!

વૈદ્ય—તે તો ખબર નથી; પણ છે એ નક્કી.

હું—અને ન હોય તો!

મિત્ર—વૈદ્ય આ બધાને દૂધપાક પૂરીની મિજબાની આપે!

વૈદ્ય—"અને ગ્રંથમાંથી હું કહું છું તેમ નીકળે તો મહેતાજી તૈયાર છે?"

હું—"હા, જો શ્રી કૃષ્ણજન્મખંડમાં એમ લખ્યું હોય કે 'પરસ્ત્રીની ઇચ્છાને માન આપી તેની સાથે અમર્યાદ વર્તન ન કરનારને પાપ લાગે છે,' તો મારે આ બધાને મિજબાની આપવી. ચાલો વૈદરાજ, લાવો પુસ્તક અને બતાવો".

વૈદ્ય—"તે તો મેં તમને કહ્યું તેમ કયા અધ્યાયમાં છે તેની મને ખબર નથી. એ તો પાછો હું ફરીથી વાંચું ત્યારે".

હું—"એના બધા મળીને કેટલા અધ્યાય છે ?"

વૈદ્ય—"એક સો એકત્રીશ."

હું—"ત્યારે લાવો, મને પુસ્તક આપો. હું બધું વાંચી જઇશ, અને તેમાં તમે કહો છો તેમ નહિ હોય તો મારા કહેવા પર સર્વને ભરોસો છે?"

બધા—"હા, હા, મહેતાજી, પોતાની તળે રેલો આવે છે માટે વૈદ્ય તો નહિ વાંચે, પણ તમે વાંચી જજો. આ વખતે વૈદને છોડવા નથી".

ત્યાં બેઠાં બેઠાંજ વૈદ્યે પોતાને ઘેરથી પોથી મંગાવી મને સોંપી અને મિજલસ બરખાસ્ત થઇ.

આ પુસ્તક આદિથી અંત સુધી હું વાંચી ગયો. પુરાણની સહેલી ભાષા છતાં અનેક પ્રસંગોનાં સુંદર વર્ણનો વાંચી મને બહુ આનંદ થયો. પ્રસંગોપાત્ત કેવા સુંદર ઉપદેશ અને દૃષ્ટાન્તો ! પુરાણો વાંચવા જેવાં છે અને તેમાં ઘણું શીખવા જેવું છે એમ મને લાગ્યું.

વાદગ્રસ્ત બાબતમાં આ રીતે હતું :—

દુર્વાસાના તપથી ભય પામેલા ઇંદ્રે તિલોત્તમા અપ્સરાને મોકલી. અપ્સરાએ મુનિને તપથી ચલાયમાન કરવા બહુ બહુ પ્રકાર કર્યાં. જ્યારે મુનિએ અપ્સરા સામે નજર જોયું ત્યારે અપ્સરા બોલી કે,—'હે મુનિ ! જો મારી પ્રાર્થના સાંભળી તમે મારો સ્વીકાર નહિ કરો તો તમને મારો

નિશાએ અને પાપ લાગશે. જે મનુષ્ય અભિમુખ સ્ત્રીનો તિરસ્કાર કરશે, તે પાપનો ભોગી થશે! ૪૦'. દુર્વાસાએ તેને પાપનો ભય બતાવીને કાઢી મૂકી. આ મતલબનું લખાણ હતું. વૈદને મેં જણાવ્યું કે એક તો બોલનારી સ્ત્રી વેશ્યા હતી, કોઇ કુલસ્ત્રી નહોતી. બીજું તેનું વચન પૂર્વપક્ષરૂપે હતું, પણ સિધ્ધાન્તરૂપે નહોતું. ત્રીજું દુર્વાસાએ તે માન્ય ન કર્યું છતાં તેને કાંઇ પાપ લાગ્યું નથી, જેથી એ વચન કેવળ મિથ્યા ધમકી કે લાલચરૂપ હોઇને પ્રમાણભૂત શાસન ગણાય નહિ. માટે તમારો એ ઉદાહરણથી પોતાનો બચાવ થઇ શકે નહિ.

બીજી વાર મંડળી મળી ત્યારે વૈદે હો હા કરી વાતને હસી કાઢી અને મિજબાની ઉડી ગઇ! પણ પછી પુરાણો વાંચવાની મારી ઇચ્છા જાગ્રત થઇ. પછી એ ગામમાં વિશ્વનાથને ત્યાં અને વૈદ્ય પુરુષોત્તમને ત્યાં જેટલાં પુરાણ મળ્યાં તેટલાં મેં વાંચ્યાં. આ વાંચવાથી મારા સંસ્કૃત જ્ઞાનમાં મોટો જેવો વધારો થયો, પણ શ્રીમદ્ ભાગવતનો સ્તુતિ ભાગ મારાથી સમજાયો નહિ, તેથી તેની ચૂર્ણિકા માત્ર વાંચીને ચલાવવું પડ્યું.

આ અરસામાં મારા ગર વિશ્વનાથની ઇચ્છા મહાભારત નીલકંઠી ટીકાવાળું, તથા વાલ્મીકિ રામાયણ પણ સટીક મંગાવવાની થઇ મેં તે મંગાવી આપ્યાં. તે પત્રાત્મક પુસ્તકોની કિંમત અનુક્રમે રૂ. ૬૦ અને રૂ. ૨૫ હતી. આ પુસ્તકોમાંથી મહાભારતના પુસ્તકનું વજન ૧૫ શેર હતું! આ પુસ્તકો આવ્યા પછી તે મારે ત્યાં રાખી મુકવાનાં હતાં. તેથી તે વાંચવાનાં મેં શરૂ કર્યાં. એક ચોપડી બાંધી તેમાં પર્વનો અંક, અધ્યાયનો અંક, અધ્યાયની શ્લોકસંખ્યા તથા અધ્યાયમાં શી હકીકત છે એવા મથાળાવાળાં ખાનાં પાડી હું લખતો ગયો. જો કે ઘણે સ્થળે શ્લોકાર્થ સમજાતા નહોતા, તથાપિ વાતનો સંદર્ભ આવ્યુ રહેવાથી વાંચનાં રસક્ષતિ થતી નહિ. કેટલીક વાર તો વાંચવા માટે ઉજાગરા પણ કરતો. ઘણેક મહિને મહાભારતનું પારાયણ પૂરું થયું. મારી નોંધને અંતે " પ્રિયમિત્રો! રત્નસંગ્રહ મહાભારત વાંચો " ઇત્યાદિ

મેં ભલામણું લખી છે. મહાભારતમાં જે નથી તે બીજે કોઈ કા... નાટકાદિમાં જોવામાં આવતું નથી, અને જે જે અન્યત્ર કથાનકો દેખાય છે તે સર્વનું મૂળ મહાભારત છે એમ લાગે છે. હવે મને પુરાણોનાં તમામ પાત્રો જ્ઞાત થઇ ગયાં અને કોઇ કથા મને અજાણી લાગતી નહિ. જેમ જેમ હું મહાભારત વાંચતો ગયો તેમ તેમ સુનીતિને લગતા પ્રસંગો અને શ્લોકો જુદા પુસ્તકરૂપે ઉતારતો ગયો. એ રીતે શૌનકોપદેશ, દ્વાપત્રયોદશકમ્, દુર્ગાતિતરણમ્, વિદુરનીતિ, વગેરે ગ્રંથો મે ઉતારી લીધા છે. 'બિસસ્તૈન્ય અથવા કમળની ચોરી' એ પ્રસંગ મને બહુ રમુજી લાગ્યો; તેથી એટલું આખ્યાન મેં ગુજરાતી કવિતારૂપે લખી રાખ્યું છે.

આ વર્ષમાં મારી પત્નીનું મરણ થયું. તરુણપણાને લીધે મને એ ઘા અસહ્ય લાગ્યો. મેં આ વાત મારા મિત્ર ગણપતરામને જણાવી. તેણે મને પત્રદ્વારા દિલાસો આપ્યો, તથા પછી જાતે આવીને મારા મનને શાંતિ મળે તેવાં વચનો કહ્યાં. એના મરણના સમાચાર ફળિયામાં બહાર પડ્યા કે ઘણાં સ્ત્રી પુરુષો ભેગાં થઇ ગયાં. તેમણે લોકરીત કરવાની ઇચ્છા બતાવી, પણ મેં ના કહી. ઉકડ બાપુ અને એમના જુવાન દીકરાઓ સાથે મારે સારો સ્નેહ હતો. એક માસ સુધી એમણે મને મારે ઘેર ખાવાનું ન કરવા દેતાં પોતાને ઘેર બે વખત બોલાવતા. રાત્રે તેમના છોકરા અને બીજાઓ મારે ઘેર સુવા આવતા. જેમ બને તેમ તેઓ મને એકલો પડવા ન દેતા. તેઓ ધારતા કે મન બીજી જગોએ લાગ્યું હોય ત્યારે શોકનું દુઃખ કમી થાય છે, એમ છતાં મેં ઘણીક કવિતાઓ લખી અને મેં મન વાળ્યું.

અમરેશ્વરની મારી પહેલીવારની નોકરીમાં (કેમકે બારેક વર્ષ પછી ફરીને પણ એ ગામમાં મારી બદલી થઇ હતી) એક પ્રસંગ એવો બન્યો હતો કે જેથી મેં સંસ્કૃત પુરાણો અને વૈદકશાસ્ત્ર ભણવામાં વિશેષ ધ્યાન આપ્યું હતું. તે પ્રસંગ આ પ્રમાણે હતો :—

એક વખત ક્રિસ્ટમસના (ત્રીરોખ્ખર મુદ્દત યાદ નથી) તહેવારોમાં ઉત્તર વિભાગના મે. એજ્યુ. ઇન્સ્પેક્ટર બુલ્ડર સાહેબે અમલેશ્વરમાં પોતાનો મુકામ રાખ્યો હતો અને ગામની પશ્ચિમમાં આંબલીઓનાં ઝાડોમાં પોતાનો તંબૂ નાંખ્યો હતો. ભરૂચના મે. કલેક્ટર અને આસિ. કલેક્ટર સાહેબના તંબૂઓ પણ ત્યાં ઠોકાયા હતા. તેમના સીપાઈઓ અને કૂતરાઓ પણ ત્યાં ભમતા હતા. મને ખબર પડી કે શાળાખાતાના અમારા ઉપરી સાહેબનો મુકામ અહીં આવ્યો છે તેથી હું તેમને મળવા ગયો, પણ હું ગયો તે વખતે મેં ત્યાં કોઈ માણસ જોયું નહિ. એક કૂતરો એક તંબૂ આગળ બેઠો હતો. બધા તંબૂઓમાંથી અમારા સાહેબનો તંબૂ કયો તે પણ હું જાણી શકયો નહિ. તંબૂથી થોડેક દૂર હું કેટલીક વાર ઊભો રહ્યો. પણ કોઇ નજરે આવ્યું નહિ. આજ તમને હસવા જેવું લાગશે, પણ ખરીજ વાત કહું છું કે ગોરા સાહેબો પાસે એકાએક જતાં પણ મને ડર લાગ્યો. આ કારણથી આખરે હું પાછો ફરી મારે ઘેર ગયો. બીજે દિવસે તેમનો સીપાઇ મારે ઘેર આવ્યો અને મને કહ્યું કે આજ ચાર વાગે સાહેબ તમારી નિશાળમાં આવશે. નિશાળમાં હું તેમની રાહ જોતો હતો; તેઓ પગે ચાલીનેજ આવ્યા; તેઓ આવ્યા એટલે લોકો ભરાઇ ગયા અને કંઇક નવાઇ હોય તેમ જોવા લાગ્યા. સાહેબે ખુરશી લીધી અને છોકરાઓ પાસે કવિતા બોલાવી. નિશાળની સ્થિતિ પૂછી, સંખ્યા પૂછી, અભ્યાસ પૂછ્યો. નકશામાં થોડાંક ગામ વગેરેના પ્રશ્નો પૂછ્યા. પહેલી ચોપડીના વર્ગને ઉભો કરી તેમને વંચાવવા માંડયું. વર્ગના શિક્ષકને પૂછ્યું કે "કેટલા પાઠ થયા છે?" શિક્ષકે કહ્યું કે "પાંત્રીસ, સાહેબ!" એક છોકરા સામું જોઇ કહ્યું: "પાંત્રીસમો પાઠ વાંચો!" તે ન વાંચી શકયો. "ત્રીસમો વાંચો." તે ન વાંચી શકયો. "દસમો વાંચો." તે ન વાંચી શકયો. "આઠમો વાંચો" તે વાંચી શકયો. "સાત પાઠ આવડે છે!" સાહેબ બોલ્યા. પછી મારા સામું જોઇને સાહેબે કહ્યું: "પાંત્રીસ પાઠ આવડે છે એમ તો તમે કહેતા હતા!" મેં કહ્યું: "સાહેબ! આ શરૂઆતનોજ વર્ગ છે, તેથી તેમાં પાઠનો કાંઇ નિયમ હોય નહિ. શિક્ષકે પાંત્રીસ પાઠ કહ્યા, તે જથ્થામાં બધા કેટલા પાઠ

ચાલ્યા છે ને કહ્યું હોવું જોઇએ."

સાહેબ—"ત્યારે આ છોકરાને શાળામાં આવતાં કેટલી મુદત થઇ છે?"

તેના કેટલોગમાં દાખલ તારીખ જોઇને મેં કહ્યું "આશરે સાત માસ, સાહેબ!"

"ત્યારે સાત માસમાં એ પાંચ પાઠ શીખ્યો!"

"એની હાજરી બરાબર નહિ હોય, સાહેબ."

"હાજરી પત્રક લાવો."

વર્ગશિક્ષકે તે આપ્યું અને તે હમેશાં હાજર હતો એમ માલમ પડયું! સાહેબ અશ્ચર્ય દેખાડી બોલ્યા," સાત મહિનામાં પાંચ પાઠ!" પછી સાહેબ ઉભા થયા અને જવા તૈયાર થયા તથા મને પોતાની સાથે આવવા ઇશારત કરી. લોકો પાછળ આવતા હતા તેમને જતા રહેવાનું કહ્યું. પછી રસ્તામાં આ પ્રમાણે વાતચીત થઇ :-

સાહેબ—"પહેલી ચોપડીના વર્ગમાં દરરોજ વાચન કેટલા કલાક શીખવો છો?"

હું—"એક કલાક, સાહેબ"

સાહેબ—"એક માસમાં ઓછામાં ઓછા કેટલા દિવસ વાચનના પાઠ શીખવાય છે?"

હું—"આશરે વીશ દિવસ."

સાહેબ—"ત્યારે ૧૪૦ કલાકમાં સાત પાઠ શીખવ્યા? તમે શું જોયું?"

હું—"પણ મારે દરરોજ ત્રણ વર્ગ શીખવવાના હોય છે, અને આસિસ્ટંટને પણ મોટા મોટા બે વર્ગ શીખવવા પડે છે."

સાહેબ—"પણ તમે શું નીચલા વર્ગોનો અભ્યાસ જોતા નથી? તમને સ્કૂલ ચલાવતાં આવડતી નથી! ઠીક, હવે તમે જઇ શકો છો." એમ કહી સાહેબ પોતાનો તંબૂ નજીક આવવાથી તેમાં પેશી ગયા અને હું ગામના ચોરામાં ગયો, કેમકે મારા ડે. એ. ઇ. પરાગજીભાઇનો મુકામ ત્યાં

આવ્યો છે એમ મને ખબર પડી હતી. સાહેબની વિઝિટની વાત મેં તેમને કહી. તે બોલ્યા, "ત્યારે સાહેબ ખુશ થયા નથી, અને તમને શાળા ચલાવતાં આવડતી નથી, એમ તેમને લાગ્યું!"

મેં કહ્યું, "એમજ, સાહેબ!"

"ઠીક, જોઈશું"

પછી હું ઘેર ગયો.

બીજે દિવસે ડૉ. સાહેબને મળતાં તેમણે જણાવ્યું કે, "તમને ટ્રેનીંગ સ્કૂલમાં ભણવા મોકલવાનો તેમનો વિચાર હતો, પણ મેં તેમને જણાવ્યું કે ટ્રેનીંગમાં મારો પહેલો નંબર હતો, ત્યારે તેણે તમને બેકાળજીવાળા માની તમારા પગારમાં ઘટાડો કરવા ધાર્યું હોય એમ લાગે છે! બનશે ત્યાં સુધી હું જોઈશ."

તે પછી દસ કે બાર દિવસે મને હુકમ મળ્યો કે "આવતા માસથી તમારો પગાર રૂા. ૧૦) કરવામાં આવ્યો છે." આ જાણી મને દિલગિરી તો થાય જ! પણ તે સાથે મને વિચાર આવ્યો કે, તે સાહેબે મને બચાવવાને નાલાયક માની કમી કર્યો હોત તો હું શું કરત? અને એજ કારણથી નોકરીને અશાશ્વત માની કોઈક સ્વતંત્ર ધંધો શીખી મુકવાના હેતુથી મેં વૈદક અને પુરાણ શીખી મુકવામાં મન લગાડ્યું હતું.

પંચો છોકરો જેને સાત મહિનામાં પાંચ જ પાઠ આવડ્યા હતા તેની તજવીજ કરતાં મને જણાયું કે તે બરાબર હાજર જ નહોતો રહેતો, અને આસિસ્ટંટ એરકારીથી તેની હાજરીની પાવતી એમને જતો! આ વાત મને પાછળથી માલમ પડી; પણ મેં જાણેઅજાણ્યે ખબર રાખી નહિ, તથા એવા એક ઓરકાર દિકરા ઉપર ભરોંસો રાખ્યો તેનું ફળ મારે ભોગવવું પડ્યું! એમાં મને ઉપરી સાહેબ તરફ કાંઈ ગુસ્સો થયો નહિ.

મેં વારંવાર મારી શિક્ષા માફ થવા મે. એજ્યુ. ઇન્સ્પેકટરને અરજીઓ કરી. એક વાર તો બુલ્હર સાહેબ સંસ્કૃતના જ્ઞાતા છે એમ સમજી સંસ્કૃતમાં ગદ્યપદ્યાત્મક અરજી કરી, (આજ મને સમજાય છે કે તેમ કરવામાં કાંઇ અર્થ નહોતો), પણ મને કાંઇ જવાબ મળ્યો નહિ. છેવટની એક અરજીમાં મને જણાવ્યું કે તમારે બારોબાર અરજી ન કરતાં તમારા ડે. એ. ઇ. મારફતે અરજી મોકલવાનો રીવાજ રાખવો. ત્રણ મહિના પછી મે. ડે. એ. ઇ. સાહેબે જણાવ્યું કે તમને પગાર આવતા માસથી રૂ. ૧૨ મળશે, તથા તમારી બદલી આમોદ તાલુકાના બુવા ગામે કરવામાં આવી છે, માટે તમારો ચાર્જ આસિ. ને સોંપી તમારે ત્યાં હાજર થવું.

# પ્રકરણ ૪ થું.

## ઉવામાં મેહેતાજી.

ઉવા આશરે ૧૨૫–૧૫૦ ઘરનું ગામડું હતું, પણ તેમાં ૧૦ ઘર બ્રાહ્મણનાં ને થોડાંક બીજી વર્ણનાં ઘર બાદ કરતાં બધાં પાટીદારનાં ઘર હતાં. પાટીદારો લગભગ બધાજ ખાતાપીતા અને સુખી હતા. ત્રિકમભાઇ કરીને ત્યાં એક અમીન હતા, જેસંગભાઇ પોલીસ પટેલ હતા, અને ત્રિભોવનદાસ ઉઘરાતદાર હતા. આ છેલ્લા ગૃહસ્થ લક્ષાધિપતિ હતા, અને આમોદ તથા કેરવાડાના ઠાકોરની સાથે તેમની લેવડદેવડ ચાલતી હતી.

ગામની ત્રણ બાજુએ ખાડી હતી અને પશ્ચિમમાં તળાવ હતું. તળાવને કાંઠે કુવો હતો તથા તેની પાસે મહાદેવનુ દેવાલય અને તેની વિશાળ ધર્મશાળા હતી. ગામની વચ્ચે સ્વામિનારાયણનુ સુંદર મંદિર બાંધેલું હતું. ઉપર જણાવેલા ઉઘરાતદાર ત્રિભોવનદાસની એક ખડકી હતી. તેમાં ચારેક ઘર હતાં ખડકીની બહાર એક વિશાળ માઢ હતો તેના ઉપર સરકારી નિશાળ બેસતી. માઢની નીચે એક બાજુ કઠેડાવાળો ચોરો હતો જેમાં ઉઘરાતદારને ત્યાં આવનારાઓની મિજલસ ભરાતી ચોરાની સામી બાજુએ છાપરા બંધ ઓટલો અને તે બેની વચ્ચે અંદરના ફળિયામાં જવાનો મોટો રસ્તો હતો. એ સિવાય ફળિયામાં જવા આવવાનો બીજો મુખ્યમાર્ગ નહોતો.

આટલું વર્ણન કર્યા સિવાય હવે પછીના પ્રસંગ ઠીક ધ્યાનમાં ન આવે, એમ મને લાગવાથી તે લખ્યું છે. મારી બદલીનો મને હુકમ મળ્યો તે અગાઉની ગામની સ્થિતિ વિષે કાંઇક જણાવવું પણ યોગ્ય લાગે છે.

નિશાળમાં આશરે ૫૦ છોકરા ભણતા હતા પણ હાજરી ઘણી ઓછી રહેતી હતી. નરભેરામ કરીને ઉમરેઠનો ખેડાવાળ ત્યાં મેહેતાજી હતો, અને તે ગામના ઉગમણા ભાગે બ્રાહ્મણોના ફળિયામાં એક એકલા પડી

ગયેલા ઘરમાં ભાડે રહેતો હતો. તે એકલો હતો તેથી ઘરનું કામકાજ કરવા માટે એક રબારીની જુવાન છોકરી તેણે રાખી હતી. મહેતાજીને તેની સાથે આડો વહેવાર છે એવી ગામમાં વાત ચાલી. જુવાનિયાઓ તેની ખણખોદ કરવા લાગ્યા; અને આખું ગામ સ્વામિનારાયણના પંથમાં હોવાથી મહેતાજીની આવી ચાલ પ્રતિ તિરસ્કારથી જોવા લાગ્યું. નિશાળમાં સંખ્યા કમી થઇ ગઇ; લોકોએ મહેતાજીને બદલવા અરજીઓ કરવા માંડી, પણ તત્કાળ કાંઇ બદલી થઇ નહિ.

એક દિવસ રાત્રે મહેતાજી તથા પેલી છોકરી ઘરમાં હતાં ત્યારે લાગ જોઇને જુવાનિયાઓએ બારણે સાંકળ વાસી અને લોકોનું ટોળું એકઠું કર્યું. પછી મહેતાજી પાસે બારણું ઉઘડાવ્યું અને બન્નેને પકડયાં. લોકોએ છોકરીને જવા દીધી અને મહેતાજીને ચોરે લઇ ગયા. છોકરા તેને કાંકરા મારવા લાગ્યા અને લોકો હુરિયો બોલાવવા લાગ્યા. મુખીએ આવી લોકોને કાઢી મૂકયા, તથા આવા પ્રતિષ્ઠિત ગામમાં તમારે આમ ન વર્તવું જોઇએ ઇત્યાદિ કહી તેમને વિદાય કર્યા. થોડે દિવસે ડે. એ. ઇ. પરીક્ષા કરવા આવ્યા ત્યારે લોકોએ તેમને આ હકીકત જણાવી અને મહેતાજીની બદલી કરવા અરજ કરી. ડે એ. ઇન્સ્પેકટરે લોકોને ધીરજ આપી કે થોડા વખતમાં મહેતાજીની બદલી થશે, અને તેને ઠેકાણે એક વિદ્વાન અને ઘણો સારો મહેતાજી તમારે ત્યાં આવશે. ડે. એ. ઇ. ના આ છેલ્લા વાકયે લોકોના મન પર બહુ સારી અસર કરી, અને તેઓ આતુરતાથી મારી રાહ જોવા લાગ્યા.

મને મળેલા હુકમ અન્વયે હું ત્યાં ગયો અને નિશાળમાં મારો સામાન ઉતાર્યો. નિશાળનો ચાર્જ લીધો. જૂના મહેતાજી વિદાય થયા. તે વખતે તેમના સંબંધમાં કાંઇ વાત મારા જાણવામાં નહોતી. શાળાની સ્થિતિ બહુ ખરાબ હતી. પહેલા વર્ગમાં ચોથી ચોપડી ચાલતી હતી અને તે વર્ગમાં આશરે ત્રણ કે ચાર જ છોકરા હતા! નિશાળના એક ભાગમાં એક પાલું બાંધી ત્યાં મેં મારૂં રહેવાનું કર્યું, અને બાકીના ભાગમાં વર્ગો બેસાડી

તેમને શીખવવામા હું રોકાયનો રહેતો. ધીમે ધીમે સખ્યા વધવા માડી, અને બધા વર્ગોને શીખવાય, કોઇ છોકરો નવરો બેશી ન રહે એવી મેં ગોઠવણ કરી. મારી સાથે મારો ભાઇ શિવનાથ અને અભયેશ્વરના બે છોકરા આવ્યા હતા, તેમા પરમોત્તમ વૈદ્યનો દીકરો ગોવિંદરામ મારી પાસે સસ્કૃત શીખતો હતો, તથા દયારામનો નાનો ભાઇ ભાઉજી ગુજરાતી શીખતો હતો. ચાર જણની રસોઇ અમે દિવસે કરતા નહિ, પણ રાત્રે કરતા, રાત્રે રોટલી, ભાખરીઓ કે ચોપડા કરી મૂકતા, તે નિશાળ છૂટે ત્યારે દૂધની સાથે ખાતા અને પાછા રાત્રે દાળભાત કે ખીચડી ખાતા।

વળી મેં એક કાગળમા સસ્કૃત ભાષામા નિયમો લખ્યા હતા અને અમે ચારે જણ સમજી શકતા હતા, તથા તે પ્રમાણે બહુ કાળજીથી વર્તતા. તે નિયમો આવા હતા —

१ प्रत्यह प्रातश्चतुर्थांवरेषु गतेषु सर्वे शयनादुत्थातव्यम् ।
२ ततो गुप्तगगां गत्वा तत्र प्रातर्विधिं निर्वर्त्य गृहमागन्तव्यम् ।
३ ततो यावद्दश स्वे स्वे विद्याभ्यसने वर्तितव्यम् ।
इत्यादि

નિયમોમા લખેલી ગુપ્તગગા તે એક ચોખ્ખા પણ ખારા પાણીવાળી ખાડી, જે ગામથી પૂર્વમા ચાર પાચ ખેતરવા દૂર હતી તથા નહાવા ધોવાની સગવડ સારી હતી, તથા જ્યારે કપાસના ખેતરોમા થઇને ગગામા અમે જતા ત્યારે કપાસના છોડવાના સુગધથી તથા ખુલ્લી હવાથી અમારા મન બહુ પ્રસન્ન થતા. નવ મહિના રૂ. ૧૨) લીધા પછી મારો પગાર પાછો રૂ ૧૫) કરવામા આવ્યો હતો

મારી શાળામા સખ્યા વધવાની સાથે ધોરણ પણ વધ્યાં. ઉપલા ધોરણોમા વિદ્યાર્થીઓ આવ્યા ત્યારે એક આસિસ્ટંટની માગણી કરી, અને મારી પસંદગીનો એક શિક્ષક રૂ ૫)થી નીમાઇ આવ્યો. આ શિક્ષક મારી પડોશમા જ રહેતો હતો તે મારા જેટલી ઉમ્મરનો હતો અને

સ્વામિનારાયણનો ચુસ્ત ભક્ત હતો. તે મને વારંવાર મંદિરમાં આવવા કહેતો, પણ ત્યાં કાંઇ વાંચવાનું મળે તો આવું, એમ હું ઉત્તર આપતો. તપાસ કરતાં ત્યાં વચનામૃત અને ભક્તચિંતામણિ નામે પુસ્તકો હતાં, તેથી દરરોજ સાયંકાળે હું ત્યાં જવા લાગ્યો અને વચનામૃતની કથા કરવા લાગ્યો. લોકો મારૂં વ્યાખ્યાન સાંભળી બહુ પ્રસન્ન થયા અને ગામમાં મારી પ્રશંસા થવા લાગી. હવે મને દૂધ અને બળતણ મફત મળતું તથા ઉધરાતદાર પટેલ—જેમને સામાન્યતઃ 'દાભાઇ' કહેતા—તેમણે કાછીઆઓ પાસેથી દરરોજ શેર શાક મને મફત મળે એવી વ્યવસ્થા કરી. હું રાત્રે મારા ભાઇને અને એમના છોકરાને અંગ્રેજી શીખવતો તથા એમનો છોકરો અને બે ભત્રિજા પણ મારા ભાઇ સાથે જ સૂઇ રહેવા આવતા.

આ વખતે અમારા ડે. એ. ઇ. રા. સા. ગોપાળજી ગુલાબભાઇ આવ્યા હતા. તેમની સખ્તાઇની વાતો ઘણી સંભળાતી! મેહેતાજીઓ તેમનાથી ધ્રુજતા હતા! તેમણે એક સરક્યુલર કાઢ્યો કે નિશાળોમાં રહેતા રોજમેળ ખાતાવહી બંધ કરવાનાં છે, માટે નિશાળખાતે કાંઇ લેણું દેવું હોય તો અમુક નમુનાનું પત્રક ભરી મોકલવું. નિશાળનું કન્ટીન્જન્ટ રૂ. ૧) તથા ભાડું રૂ. ૧।। દર ત્રણ મહિને નિયમિત મળ્યે જતું, તેથી નિશાળખાતે કાંઇ લેણું પડતું નથી એમ અમે માન્યું, અને પત્રકમાં શૂન્યો ભરી મોકલી. આનું પરિણામ એ થયું કે અમારૂં ત્રણ માસનું ચઢેલું ભાડું અને કન્ટીન્જન્ટ અમને મળ્યું નહિ, અને ઘરનું જોડવાનું થયું. જ્યારે અમે જાણ્યું કે કન્ટીન્જન્ટ અને ભાડું નહિ મળે ત્યારે અમે ડે. એ. ઇ. ને, એ. ઇ. ને, અને છેવટે મે. ડિરેક્ટર સાહેબને અરજીઓ કરી. આખા જીલ્લામાં આવી જ રીતે થયેલું હોવાથી બૂમાટો વિશેષ થયો, અને સરક્યુલર કાઢવામાં ડે. એ. ઇ. સાહેબે જાણી જોઇને બિચારા મેહેતાજીઓને ભૂલાવ્યા છે એમ માલમ પડવાથી જે તે શાળામાં રા. મા. ગોપાળજીભાઇએ કન્ટીન્જન્ટ ભાડું પોતાના પદરથી ચૂકતું કરી પાવતીઓ મેળવવી એમ હુકમ કર્યો.

'તેમને તપાસ કરતાં એમ માલમ પડ્યું કે મે. ડિરેક્ટર સાહેબને અરજીઓ કરાવવામાં ભુવાના મેહેતાજીની ઉશ્કેરણી હતી. તેથી તેમનો ગુસ્સો મારા પર ઉતર્યો. અને કેન્યુઅલ રજા પણ મળવી કઠણ થઇ પડી! સહજ બાબતમાં ઠપકા ભરેલા હુકમો આવવા લગ્યા. માસિક પત્રકોમાં કાંઇ છેકછાક કે ભૂલ જણાતાં ચાર આના–આઠ આના–કન્ટીન્જન્ટમાંથી કાપી લેવાતા.

કહાનમનાં ગામોમાં મુખ્યત્વે કપાસ થતો. તેની તથા ઘઉં અને જુવારની ખેતીની મોસમ લેવાનો સમય પાસે પાસે આવતો, તેથી ફાગણ માસથી તે વૈશાખ માસ સુધી ત્રણ મહિના હાજરી કમી રહેતી, અને છોકરા ફી ન આપે તેથી તેમનાં નામ કમી કરવાં પડતાં. મેં માગણી કરી કે દર મહિને ફી લેવાય છે તેના કરતાં માર્ચથી ત્રણ ત્રણ મહિનાની ફી આગમી વસુલ લેવાનો હુકમ થાય તો સારૂં. દૈવયોગે આ પ્રકાર ઉપરિ સાહેબોને પસંદ પડ્યો અને કહાનમના તાલુકાઓ માટે ત્રૈમાસિક ફી લેવાનું ધોરણ શરૂ થયું.

ભરૂચ જીલ્લાના કેળવણીના ઇતિહાસમાં કવિ ગણપતરામે રા. સા. ગોપાળજીભાઈની શાળાની વિઝિટોને ઉદ્દેશીને લખ્યું છે કે,

"સોરઠી ઘોડી પર સ્વાર થઇ સંચરે,
પૈગડું પાંચ જોજનનું માંડે !"

એક વખત મે માસના ખરા તડકામાં બપોરે સાડા બાર વાગે સાહેબ શાળામાં પધાર્યા ! બપોરે ઠંડકમાં બેસવા માટે મેં જવાસા મંગાવી તેની એક લાંબી ટટ્ટી મારના નીચલા ભાગમાં ચોરાના કઠેડા ઉપર ભરાવી હતી, તથા તે હમેશાં લીલા રહે માટે એક ઊંચે ટાંગેલા કાણા ઘડામાંથી આખી ટટ્ટી પર પાણી પમરે એવી યુક્તિ કરી હતી. વળી તે ગામની આસપાસ મીંધણીનાં બહુ ઝાડ હતાં; તેમાંથી ડાળાં કપાવી મંગાવીને હું નિશાળ માટે સાવરણી બાંધીને તેને દબાવી મૂકવાનો ઉદ્યોગ કરતો હતો. આ વખતે અચાનક તેઓ સાહેબે દાદર ઉપર ડોકું કાઢ્યું. હું તરતજ ઉભો થયો.

મેં ધોતીયું અને પહેરણ પહેર્યું હતું; તરતજ માથે પાઘડી મૂકી મેં સાહેબને સલામ કરી. તેઓ ખુરશી પર બેઠા; મેં ઠંડું પાણી ટેબલ પર મૂક્યું અને પંખો નાંખવા લાગ્યો. મારા હાથમાંથી તેમણે પંખો લેઇ લીધો અને પોતેજ થોડી વાર હલાવી પછી ટેબલ પર મૂક્યો. પાણી પીધું; પછી પૂછ્યું;

"છોકરા ક્યાં છે ?"

મેં કહ્યું, "શાળા બે વાગે ભરાશે."

"એમ ! બે વખતની શાળા છે ?"

"જી, હા."

"તમે શું કરતા હતા ?"

"સાવરણી બાંધતો હતો !"

"કંટીન્જન્ટ બચાવવા !"

"હું કાંઇ બોલ્યો નહિ."

"નીચે ટટ્ટી કોણે બાંધી છે ?"

"આ છોકરાઓએ સાહેબ," મારા ભાઇ વગેરે ત્રણ જણ તરફ આંગળી કરી મેં કહ્યું.

"એ કોણ છે ?"

"એક તો મારો ભાઇ છે; બીજો બ્રાહ્મણનો છોકરો મારી પાસે સંસ્કૃત ભણે છે; અને ત્રીજો મારા એક મિત્રનો છોકરો છે."

"બધા તમારી સાથે રહે છે ?"

"હા, સાહેબ !"

"ઠીક, ઠીક;" એમ કહી ઉભા થયા.

મેં કહ્યું; "સાહેબ, અરધો કલાક રોકાઓ તો છોકરાઓ આવી જશે".

નહિ! "તમારા જેવો અવકાશ અમને કયાંથી હોય ?"

એમ કહી હું સાવરણી બાંધતો હતો તે બદલ ટકોર કરી. તેઓ નીચે ઉતરી ઘોડી પર સ્વાર થઇ ચાલ્યા ગયા.

કવિ ગણપતરામ સાથે મારો પત્રવ્યવહાર ચાલતો હતો, એ વાત પાછળ કહેવામાં આવી છે. એક વખત એક કવિતામય પત્ર મેં તેમને લખ્યો હતો. તે પત્ર ટપાલનો સીપાઇ આપવા આવ્યો ત્યારે કવિ રા. સા. ગોપાળજીભાઇની ઑફિસમાં બેઠા હતા, (કેમકે તે વખતે તેમનો મુકામ હમેશ હતો.) મારો પત્ર જોઇને રા. સા. ગોપાળજીભાઇએ પૂછ્યું "કોનો કાગળ છે?" કવિ ગણપતરામે જવાબ દીધો: "એ તો મારા મિત્ર છોટાલાલનો છે."

ગોપા.—"ત્યારે તો અમારી નિન્દા કરી હશે!"

ગણુ.—"ના સાહેબ, એ કોઇની નિન્દા કરે એવો નથી."

ગોપ.—"તમારી કાંઇ ખાનગી વાત હશે!"

ગણુ.—"ના સાહેબ. કોઇ કોઇ વખત કવિતા કે એવા બીજા કોઇ વિષય ઉપર અમે ચર્ચા ચલાવીએ છીએ."

ગોપા.—"ત્યારે તો મારે જોવામાં અડચણ નથી!"

ગણુ.—"હશે સાહેબ," એમ કહી ગણપતરામે તે પત્ર રે. સા. ને આપ્યો. એ પત્ર આખો શાર્દૂલવિક્રીડિતમાં લખ્યો હતો. તેમાં કેટલાક સાંસારિક ઉપાધિઓને લીધે થયેલી મનની સ્થિતિ અને વિચાર સંબંધી વાત હતી. તેમાંથી એક શ્લોક રા. સા. ગોપાળજીએ મોટેથી ચાર પાંચ વાર વાંચ્યો. તે આ પ્રમાણે હતો:—

ટાઢામાં પણ નેત્ર દમનરિ આ ઓં હિમે જાગો,
આવી મોસમ મેતના મગ હરે, એને ન રેંગે ટકો;
આપે છે ઉપરિ પ્રચંડ અમને જે દંડ અન્યાયથી—
તે મેં'તાં પ્રિય મિત્ર! હામ મનની આ હાથ રે'તી નથી.

"કેમ! હું કહેતો તે ખરી વાત ને? અમારી નિન્દા છે કે નહિ? દંડ! અને તે વળી પ્રચંડ! અને તે પાછો અન્યાયથી!"

ગણુ.—"પણ તે કાંઇ આપનેજ ઉદ્દેશીને નથી લખ્યું ! કવિતામાં તો લગાર અતિશયોકિત હોયજ !"

ગોપાળજીભાઇ લગાર હસ્યા. " મિત્રને બચાવ કરવો એ તમારી ફરજ છે. કાંઇ નહિ, એ તો તમારા મિત્ર મને વગર ઓળખ્યે લખ્યું છે, તેનું મારા મનમાં કાંઇ નથી."

તે પછી થોડે દહાડે તેમનો મુકામ આમોદ આવ્યો. હું તેમને મળવા ગયો અને મારી નિશાળની પરીક્ષા કયારે રાખી છે તે પૂછયું. ગોપાળજીભાઇ મને જોઇને બોલ્યા: "ઓહો! તમે આવ્યા કે? "બાપે છે ઉપરી પ્રચંડ અમને જે દંડ અન્યાયથી!" હવે તમે ન્યાયની આશા શી રીતે રાખી શકો?" પણ મને ગણપતરામે પ્રથમથીજ દેહેજમાં બનેલી હકીકત જણાવી દીધી હતી, તેથી હું કાંઇ પણ વિસ્મય ન પામતાં બોલ્યો: "સાહેબ, આપના મનમાં કદી ન્યાય હોય અને અમને તે અન્યાય ભાસે તો તે અન્યાય નથી પણ ન્યાય છે એમ આપ શું ન સમજાવી શકો? આપના મનમાં જે બાબત હિસાબ વગરની હોય તે અમારા સરખા ગરીબને ભારે હોય તે આપ તો જાણોજ છો".

"ઠીક ઠીક, પરમ દહાડે તમારે ત્યાં આવીશું, ફારમો લઇ જઇ તૈયાર કરી રાખો."

"વારૂ સાહેબ," કહી થોડી વાર બેસી હું ગયો. પરીક્ષા કરવા તેઓ આવ્યા પણ બધાજ નપાસ ! એક એક વર્ગમાં એક એક છોકરોજ પાસ ! જ્યા ધોરણના ત્રણ છોકરા માત્ર પરીક્ષા વિના બાકી રહ્યા. ડે. સાહેબે મને કહ્યું કે, "અમારો મુકામ ટંકારિયે ગયો હશે. તે અહીંથી કેટલે દૂર છે?" મેં કહ્યું કે ત્રણ ગાઉ. "ત્યારે આ ત્રણ છોકરા લેઇ કાલે સવારે આવશો કે પછી આવે છે ઉપરી પ્રચંડ અમને..., એમ હોય તો અમેજ અહીં આવીએ !"

"નહિ સાહેબ, હું સવારમાં આઠ વાગતાં ત્યાં હાજર થઇશ." "ઠીક" કહી સાહેબ પરીક્ષાનાં ફારમો લઇ વિદાય થયા.

બીજે દિવસે ત્રણ છોકરાઓને લેઇને હું ત્યાં ગયો. તેમાં એક માગે બાઇ અને બીજા બે પાટીદારના છોકરા હતા. સાહેબ તો ગામડે પરીક્ષા લેવા ગયા હતા, પણ પહેલા કારકુન ખંડુભાઇને પરીક્ષા લેઇ કાગળ ઉપર માર્ક્સ લખી રાખવાનું કહ્યું હતું. તે પ્રમાણે ઓફિસમાંજ પરીક્ષા શરૂ થઇ. બીજો કારકુન ચુનીલાલ કરીને ખેડાનો વતની વાણીયો હતો. હું આશીંદરાનો–ખેડાથી ફક્ત ચાર ગાઉ પરજ રહેનારો હોવાથી સમાન વતની તરીકે તેની પ્રીતિ મારા તરફ હતી.

તેણે મને પાસે બેસાડી ધીમેથી કહ્યું કે, "ઉપરી સાથે જુજ બાબતમાં તકરાર કરવી સારૂં નહિ; જુઓ, તમે સાહેબની વિરુદ્ધ અરજીઓ કરી અને ફગવી, તેને પરિણામે તમારી બધાની ભૂલનું પરિણામ સાહેબને ભોગવવું પડે એ તમને ઠીક લાગે કે ?"

મેં કહ્યું, "પણ એવી શી બાબત છે ?"

ચુની—"કેમ જાણતા નથી? બધાના કંટીન્જન્ટ ભાડાના પૈસા સાહેબે જેને તેને આપી પાવતીઓ લેવાની છે તે!"

મેં—"તમારૂં શું કહેવું છે. ?"

ચુની—"હું એમ કહું છું કે તમે પાવતી લખી આપો કે મને કંટીન્જન્ટ ભાડું મે. ડે. એ. મા. તરફથી મળી ગયું છે. દીર્ઘદર્શી વાણીયા થાઓ, પાછળબુધ્ધિ બ્રાહ્મણ ન થશો. તમે મારા વતની છો તેથી તમને કહું છું. વળી તમારી પાવતીની બીજાને અસર થશે. સમજ્યા? કહો તો લખું પાવતી."

મેં—"લખો".

ચુનીલાલે પાવતી લખી. મેં તે ઉપર સહી કરી. તે પાવતી તેણે હેડ-ક્લાર્કને આપી.

અગિયાર વાગતાં તાપથી રાતાચોળ થઇ ગયેલા સાહેબ આવ્યા. કંડા પડ્યા પછી પેલી પાવતી સાહેબને બતાવી. સાહેબે મારા સામું જોઇને કહ્યું: "કેમ છોટાલાલ, નાણાં મળ્યાં ?"

મેં કહ્યું—"હા સાહેબ! મારા જાણવામાં ખરી વાત આજ જ આવે છે!"

સાહેબ—(મારા તરફ) "એમ!"; (ખંડુભાઇને) "છોકરાઓ તપાસ્યા કે ?"

ખંડુ—"હા સાહેબ!" માર્કશીટના કાગળો રજુ કર્યા. સાહેબે તે લેઇને બાજૂ મૂક્યા. પછી મને પૂછ્યું: "ખાવાપીવાનું કેમ કર્યું"?

મેં—"બે છોકરા પાટીદારના હતા તે તો ગામમાં એમના સગાને ત્યાં જમી આવ્યા, અને અમને બે ભાઇને રજા હોય તો કલાકમાં પહોંચી જઇશું ?

સાહેબ—"પણ તમે બે અહીં જ જમી લ્યો તો ?"

મેં—નહિ સાહેબ, બુવા કાંઇ દૂર નથી.

સાહેબ—ખંડુભાઇ! એમને નહાવાનું પાણી અપાવો. નિશાળના મહેતાજીને કહીને ગામમાંથી બે અબોટિયાં મંગાવ્યાં. અમે બે ત્યાં જમ્યા. બધા જમીને બેઠા પછી મારી શાળાનાં ફાર્મ લેઇ શાહીથી આંકડા મૂકી મને કહ્યું કે, "તમારી શાળાનું પરિણામ સંતોષકારક છે. તમને આવતા માસથી ૧૫+૭ાા=૨૨ાા પગાર મળશે."

"એ બધી આપની મહેરબાની સાહેબ!"

"નહિ, તમારી મહેનતનું ફળ છે."

પછી રજા માગી અમે વિદાય થયા.

બુવાની નિશાળમાં હું પ્રથમ આવ્યો, ત્યારે છાપેલી કોપી બુકો કે કોપી સ્લીપો મળતી નહિ. છોકરાઓના અક્ષર સુધારવાને મેં જાતે યત્ન કરવા

માંડયો. મેં એક સર્વાક્ષર માલિની છંદ અથવા જેમાં વર્ણમાળાના બધા અક્ષર આવી જાય એવી કવિતા બનાવી. એ કવિતાનું એક ચરણ હું દરેક છોકરાની કોપી બુકને મથાળે લખી આપતો અને તેના જેવા અક્ષર લખવાનું કહેતો. જેટલા અક્ષર નમુના પ્રમાણે લખાય તેટલા માર્કસ આપતો. આનું પરિણામ એ થયું કે થોડા દહાડામાં બધા છોકરાના અક્ષરો ઘણે ભાગે સુધરી ગયા. કેટલાકના અક્ષર તો મારી સાથે એટલા બધા મળતા આવતા કે આ મારૂંજ લખેલું છે એવો મને ભ્રમ થયો! એ માલિની છંદ હજી મને યાદ છેઃ—

> "શરદ ઘન ગયાથી આવિ ખાસી અગાડી,
> જળ મળ વધુ કીધાં, વૃક્ષની લીલિ ઝાડી;
> બચપન ભઇ! બેઠું ટાળનું એ ફરીને,
> વિષમ હરકતો ગૈ સુજ્ઞ! મૌ ઊપડીને."

આ તો શાળા સંબંધી મેં મારી વાત કરી. હવે બીજી સંસારી વાત કહું છું.

આખું ગામ સત્સંગી અને હું એકલો કુસંગી? હતો. દરેક ઘર બ્રાહ્મણનાં હતાં તે પણ સત્સંગીની કંઠીવાળાં હતાં. મને ત્યાં ગયા પછી થોડા વખતમાં આગ્રહ પડયું કે સતસંગી થવાથી મારી શાળા વિશેષ આબાદ થશે. તેથી હું ગયો તેજ વર્ષના ચોમાસામાં સાધુ આવ્યા ત્યારે એક કૃષ્ણજીવનદાસ નામના સાધુ પાસે મેં સત્સંગ ગ્રહણ કર્યો. મારો આસિસ્ટંટ પણ મારી સાથે રાજી થયો. મેં કંઠી બાંધી અને સત્સંગીનું ટીલું કરવા માંડયું, સારા અક્ષરે શિક્ષાપત્રીની નકલ કરી લીધી. એમ જ્યાં અંતરથી હું સ્વભાવવાદી બની ગયો હતો અને દાજીની સાથે તથા મારા આસિસ્ટંટ સાથે તે સંબંધી ચર્ચા કરતો. એ ગામમાં માધવરામ નામે એક પુરાણી રહેતો હતો. તે પણ દૃઢ સત્સંગી હતો. તેનું સંસ્કૃત પણ કાચું હતું તથાપિ તે મારી સાથે અહમ્ ब्रह्म શુક્લમાં બોલતો. તેની સાથે પણ

સ્વભાવવાદની વાતો કરવા માંડી, અને થોડા વખતમાં ગુલાબદાસ, દાબઇ, ત્રિકમભાઇ અને માધવરામ, એટલા અમે એકમતના થયા.

એક વખત કવિ ગણપતરામ દેહેજથી બુરે આવ્યા અને તેમના છોકરાનું ઉપવીત હોવાથી મને આમોદ તેડી ગયા. છોકરાના મામા તરફનું કોઇ નહોતું તેથી મેં તેના મામા તરીકે ઉપચાર કર્યો. ગણપતરામે મને શાસ્ત્રી વૈજનાથ[1] સાથે મુલાકાત કરાવી. મુંબઇવાળા જીવણલાલજી મહારાજના તે વિદ્યાગુરુ હતા, તથા તેમણે મથુરા વગેરે સ્થળે સભાઓમાં વાદ કરી જય મેળવ્યો હતો. ન્યાય અને સાહિત્યશાસ્ત્રમાં તે વિશારદ હતા, પણ તેની સાથે બીજાં શાસ્ત્રોના સિદ્ધાન્તોથી પણ તે અજાણ નહોતા. તેમણે સત્સંગવિજય, જ્ઞાનદીપ, મિથ્યાચારપ્રહસન, અને બીજાં કેટલાંક પુસ્તકો સંસ્કૃતમાં રચ્યાં હતાં. તેમાંથી પહેલાં બે પુસ્તકો છપાયાં છે. (જ્ઞાનદીપનું ગુજરાતી ભાષાન્તર મેં કર્યું હતું.)

શાસ્ત્રીજીએ કૃપા કરી મને ન્યાયશાસ્ત્ર ભણાવવાની અનુમતિ આપી. દર રવિવારે મારે આમોદ આવવું અને સાત દિવસનો પાઠ શીખી જવો એમ ઠર્યું. તે પ્રમાણે મેં નિયમથી ચાલુ રાખ્યું. વળી તે ઉપરાંત શાસ્ત્રીજીએ મારી ગ્રહણશક્તિ જોઇને મને અઘરાં કાવ્યો શીખવવાનું પણ શરૂ કર્યું, અને વિશ્વગુણાદર્શ, ભારતચંપૂ અને લક્ષ્મીસહસ્ર એ કાવ્યો ભણાવ્યાં.

કેટલાક વખત પછી 'તત્ત્વજ્ઞાન' એ નામે સ્વભાવવાદનું પ્રતિપાદન કરનારૂં એક નાનું પુસ્તક મેં રચ્યું અને તે શાસ્ત્રીજીને બતાવ્યું. શાસ્ત્રીજીએ ધ્યાન આપીને તે વાંચી જોયું અને પછી હસીને મશ્કરીમાં મને કહ્યું કે, તમે તો હવે તત્ત્વજ્ઞાન જેવા ગહન વિષય ઉપર પણ ગ્રંથ રચો છો તે જોઇ મને આનંદ થયો છે. દાદર નીચે પોથીઓ સીંચી મૂકી હતી તેમાં એક લાલ બાંધણવાળી પોથી બતાવી મને કહ્યું કે, પેલી પોથી લાવો. છોડો, કયો ગ્રંથ છે?

---

૧ આ શાસ્ત્રી વડોદરાના સુપ્રસિદ્ધ મહામહોપાધ્યાય તર્કવાચસ્પતિ બદરીનાથ શાસ્ત્રીના પિત્રાઇ કાકા થતા હતા. (સં.)

મેં કહ્યું :–"સર્વદર્શનસંગ્રહ."

શાસ્ત્રી :–"ઠીક, વાંચો. પ્રથમ શું છે ? સમજાય છે ?"

મેં પહેલા બે પૃષ્ઠ વાંચીને કહ્યું કે, એમાં ચાર્વાક દર્શન છે અને મને સમજાય છે.

શાસ્ત્રી :–"આગળ વાંચો."

મેં બૌદ્ધદર્શનનો થોડોં ભાગ વાંચ્યો. તેની પરિભાષા સમજાઇ નહિ. પછી જૈનદર્શન થોડુંક વાંચ્યું, તે પણ મને દુર્ગમ લાગ્યું. પછીના ગ્રંથનાં પાના ફેરવી ફેરવી હું વાંચવા લાગ્યો, પણ સિદ્ધાન્ત કાંઇ ધ્યાનમાં ન આવ્યો. આખરે મેં કહ્યું : "આ ગ્રંથ મારાથી સમજાય એવો નથી."

શાસ્ત્રી ;–"છેવટે શું છે ?"

મેં કહ્યું :–"વેદાન્તદર્શન; એ પણ દુર્બોધ છે."

શાસ્ત્રી :–"તમારા જેવા 'તત્ત્વજ્ઞાન' ના ગ્રંથ લખનારનો આ દર્શનકારોના વિચારમાં પ્રવેશ થઇ શકતો નથી એ આશ્ચર્ય છે ! તમે જ્યારે વેદાન્ત દર્શનનો અભ્યાસ કરશો ત્યારે આ બધું તમે સમજી શકશો અને ત્યારે તમે જાણશો કે તમારું પુસ્તક ફાડી નાખવા જેવું છે. મારી તમને સલાહ છે કે તમારે વેદાન્તદર્શન શીખવું."

મેં કહ્યું :–"બ્રહ્મ સિવાય સર્વ મિથ્યા છે, આ જગત દોરડીમાં મિથ્યા સાપના જેવું ભ્રમ માત્ર છે ઇત્યાદિ વાતો વેદાન્તમાં પ્રતિપાદન કરી છે, અને તે સામાન્ય બુદ્ધિથી પણ ઉલટી છે, માટે એવું શાસ્ત્ર શીખવવામાં સમય ગાળવો મને નકામો લાગે છે."

શાસ્ત્રી હસ્યા અને બોલ્યા :"अविचाररमणीयं भवन्मन्तव्यम्. જ્યાં સુધી તમે વેદાન્ત જાણશો નહિ ત્યાં સુધી ખરું તત્ત્વજ્ઞાન તમારા હાથમાં આવવાનું નથી."

એવામાં એક દામોદર દીનાનાથ[૧] કરીને અંડર ગ્રેજ્યુએટ શાસ્ત્રીની પાસે તર્કસંગ્રહ શીખતો હતો તે આવ્યો. તેને શીખવ્યું ત્યાં સુધી હું બેઠો-અને પછી તેની સાથેજ ઉઠયો. તેણે મને રસ્તામાં પૂછ્યું કે તમે શું ભણો છો ? મેં બધું કહ્યું. તેમને ઘેર તેડી ગયો અને પોતાને સમવાયિ અને અસમવાયિ કારણ સમજાવવા મને કહ્યું. મેં તેને યથામતિ સમજાવ્યું. મારા ખુલાસાથી તે એટલો ખુશી થયો કે તેની સાથે આગળ ઉપર મારી ગાઢ મિત્રતા થઇ.

મારી હકીકત સાંભળી તેણે મને કહ્યું કે "તમારો અંગ્રેજી અભ્યાસ તમે આગળ વધારો. હું ભરૂચ હાઇસ્કૂલમાં હાલ નોકર છું અને બી. એ. નો અભ્યાસ કરૂં છું. તમે મારી પાસે એકાદ મહિનો રહો તો મારે તમારી પાસે કાંદબરી વાંચવાની ઇચ્છા છે, અને તમારો અંગ્રેજી અભ્યાસ પણ ચાલુ થશે."

મેં કહ્યું કે, "હું ગામડાની નિશાળનો મેહેતાજી છું. કેજ્યુઅલ રજા પણ મહામુસીબતે અમને મળે છે, તો પછી એકાદ માસની વાત જ શી ?"

દામોદર—"પણ તમે આવવા રાજી હો તો રજા મળવાની ગોઠવણ હું કરીશ. તમે રિપોર્ટ લખી મોકલો. તમારી હકની રજા મંજુર થશે."

પછી એક દિવસ તે બુને મારી સાથે આવ્યા, રાત રહ્યા, અને મારી પાસે રિપોર્ટ લખાવી તે ગયા.

હું તે વખતે એકલો હતો. બીજા છોકરા તેમને ગામ જતા રહ્યા હતા અને મારો ભાઇ પણ અલીંદરે ગયો હતો. મારી રજા મંજુર થઇ આવી અને હુ ભરૂચ દામોદરને ઘેર ગયો. તેણે મારી પાસે કાંદબરી વાંચવાનું શરૂ કર્યું, અને મને અંગ્રેજી થર્ડ બુક સેકન્ડ પાર્ટ શીખવવા માંડ્યો. તેની સાથે હાવર્ડનું ગ્રામર પણ ચલાવવા માંડ્યું. જોત જોતામાં મહિનો પૂરો થયો અને હું મારા ગામ પર હાજર થયો.

---

૧ આ ભાઇ રાયકવાળ બ્રાહ્મણુજ્ઞાતિમાં પહેલા ગ્રેજ્યુએટ થયા હતા. (સં.)

મેં અંગ્રેજી અને સંસ્કૃત અભ્યાસ ચાલુ રાખ્યો. દર રવિવારે હું સવારમાં વહેલો ખાઇ લેઇને આમોદ જતો. ત્યાં કોઇ પણ અંગ્રેજી જાણનાર મને મળતો તેની પાસેથી મને ન આવડતા શબ્દોના અર્થ લખાવી લેતો અને વાક્યાર્થ મારી મેળે બેસાડતો. કદાચ વાક્યાર્થ ન સમજાય તો ત્યાં નિશાની કરી બીજે રવિવારે તેનો ખુલાસો મેળવતો. આ કામમાં મારા મિત્ર નંદલાલ રણછોડદાસ[1] ( પાછળથી નડિયાદમાં વકીલ હતા તે ) તરફથી મને ઘણી મદદ મળતી.

એક રવિવારે જીુવાના કોઇ માણસના ડમણિયામાં બેસીને હું આમોદથી જીુવે જતો હતો, તેવામાં પાછળથી ઘોડે બેશી એક પારસી ગૃહસ્થ આવતા મને માલમ પડયા. તે અમારી ગાડીની લગોલગ આવ્યા, પણ રસ્તો એવો સાંકડો હતો કે ગાડીની એકે બાજુ પાર થઇને ઘોડો નીકળી શકે નહિ, માટે રસ્તો મોકળો આવતા સુધી તે અમારી ગાડીની પાછળ પાછળ પોતાનો ઘોડો ચલાવતા હતા.

તેમણે મને પૂછ્યું કે " ક્યાં જાઓ છો ? "

" જીુવે, ત્યાં .મેહેતાજી છું. "

" આમોદ કેમ ગયા હતા ? "

" ત્યાં હું દર રવિવારે સંસ્કૃત તથા અંગ્રેજી શીખવા માટે જાઉં છું."

" અંગ્રેજી કોની પાસે શીખો છો ? "

" ઘણું કરીને નંદલાલ કરીને એક મારો મિત્ર છે તેની પાસે અથવા બીજો પણ કોઇ અંગ્રેજી જાણનાર હોય તેની પાસે."

" પેલા વકીલનો અભ્યાસ કરે છે તે નંદલાલ રણછોડદાસ ? ઠીક કરો છો; વારુ, મહેરબાની કરી મારી આ પાઘડી તમારી ગાડીમાં મૂકશો ? " એમ કહી માથેથી પાઘડી ઉતારી મને આપી, તેમને માથે ફક્ત ટોપી રહી.

---

૧ આ બાઇ સ્વ. પ્રા. મણિલાલ નભુભાઇ દ્વિવેદીના પરમ મિત્ર હતા. (સં.)

થોડેક ચાલ્યા એટલે તે મને કહે કે, "મેહેતાજી સાહેબ, આ મારી પાઘડી તમોને કેવી દેખાય છે વારૂ? લગાર પહેરી જુઓને!"

મેં આનાકાની કરી અને કહ્યું કે, "તમારી પારસીની પાઘડી અમો બ્રાહ્મણથી કેમ પહેરાય?"

"પણ એમાં શું? લગાર પહેરો તો ખરા!"

મેં તેમની પાઘડી મારે માથે મૂકી, તે જોઇ તે બોલ્યા! "વાહ! હવે સો અન્ય બરાબર પારસી!–હવે તુમને કોઇ બ્રાહ્મણ કહેસે નહિ!"

મેં પાઘડી ઉતારી નીચે મૂકી અને પૂછ્યું "આપ ક્યાં જાઓ છો?"

"તમારા ગામમાં સરકારી નિશાળ બાંધવાની છે તેની જગા જોવા જાઉં છું."

"ત્યારે આપ મામલતદાર સાહેબ!"

"હા, મારા જેવું કાંઇ કામ હોય તો કહેજો. તમો આમોદ આવો ત્યારે જરૂર મને મળજો, હું તમોને અંગ્રેજી શીખવામાં બનતી મદદ કરીશ. મારી પાઘડી મને ઘોડામાં પહોંચાડજો." એમ કહી રસ્તો મળેલો આવવાથી ઘોડો મારી મૂક્યો.

બીજી વાર હું આમોદ ગયો ત્યારે મામલતદાર સાહેબને ઘેર તેમને મળ્યો. તેમણે મને આદરથી બોલાવી પાસે બેસાડ્યો. પણ બે ત્રણ કારકુનો તેમની પાસે બેઠા હતા અને તુમારોના થોકડા પડ્યા હતા, તેમાંથી એક એક તે પોતે વાંચી જતા અને પછી તે ઉપર શેરા કરાવતા. તેઓ મારી સાથે વાત કરવા પણ નવરા નહોતા. આ હેતુને મેં બીજી વખત આવવાનું કહી રજા માગી. અને ફરીથી તેમને ત્યાં ગયો નહિ.

મામલતદાર સાહેબને ત્યાંથી ઉઠ્યા પછી હુ મારા મિત્ર નંદલાલ પાસે ગયો અને તેમની પાસેથી મારે જોઇના અર્થ વગેરે લખાવી લીધા.

જ્યારે હું આમોદમાં જાઉં ત્યારે સૌથી પ્રથમ શાસ્ત્રીજીને ત્યાં જતો. શાસ્ત્રીજીને સેતરંજનો બહુ શોખ હતો, અને તેમાં એ એવા તલ્લીન થઈ જતા કે તે દિવસે મને પાઠ શીખવવા નાહિ અને બીજે વખતે આવવાનું કહેતા. એક વખત આવો પ્રસંગ આવ્યો, ત્યારે તેમની પાસેથી ઉઠીને હું સ્વામિનારાયણના મંદિરમાં ગયો. સ્વામિનારાયણના મતની શિક્ષાપત્રી વગેરે ગ્રંથો શાસ્ત્રીજીના કુટુંબના ભટ્ટ દીનાનાથ શાસ્ત્રીએ લખ્યા હતા, અને સત્સંગ-જીવન નામનો એક મોટો ગ્રંથ, જેમાં એક લાખ શ્લોક છે એમ કહે છે, તે પણ તેમણે રચ્યો હતો. તેમના પુત્ર ગણપતરામ ભટજી તે વખતે આશરે ૮૦-૯૦ વર્ષના હતા. તે મંદિરમાં રહેતા હતા. તેમની પાસે જઈને હું બેઠો. તેમને મેં પૂછ્યું કે, લોકો સ્વામિનારાયણને ભગવાન કહે છે એ વાત ખરી? તેમણે કહ્યું કે એમાં શંકા લેવાનું કારણ નથી, તે સાક્ષાત્ પૂર્ણ પુરુષોત્તમ ભગવાન હતા, એ વાત ગ્રંથો ઉપરથી સિદ્ધ થાય છે.

મેં કહ્યું—"એ ગ્રંથો તો આપના પિતાશ્રીએ લખેલા અર્વાચીન છે! એમાંની વાત ખરી કેમ મનાય?"

ભટજી—"ત્યારે જે વખતે ભાગવતાદિક લખાયાં તે વખતે તે પણ અર્વાચીન હતાં; તેને તમે ખરાં કેમ માનો છો?"

મેં કહ્યું—"માત્ર ગ્રંથો ઉપર શ્રદ્ધા ન રાખીએ તો પછી તેમના ભગવાનપણા વિષે બીજો શો પુરાવો છે?"

ભટજી—"તમે ગમે તે હરિભક્તને પૂછી જુઓ."

મેં—"પણ તે તો તમારા મતના! એમના પર શ્રદ્ધા કેમ રખાય?"

ભટજી—"શ્રદ્ધા રાખવી જ જોઈએ. એક વાર તમે શ્રદ્ધા રાખીને સત્સંગજીવન વાંચો, અને પછી તમેજ કહેશો કે સ્વામિનારાયણ એ ભગવાન છે."

મેં કહ્યું—"પણ એવી શ્રદ્ધા રાખવાની શી જરૂર? શ્રદ્ધા હો કે ન હો, પણ અગ્નિ તો દઝાડે જ છે ને?"

ભટજી—" પણ આરંભમાં શ્રધ્ધા એ કાર્યસિધ્ધિનું બળવાન સાધન છે, તમે મેહેતાજી છો, તે મને લખતાં વાંચતાં શીખવો જોઇએ ?"

મેં કહ્યું—" હું તમને પ્રથમ સ્વર વ્યંજન શીખવીશ અને પછી તમે વાંચી શકશો."

ભટજી—" ધારો કે હું તમારો નવો નિશાળિયો છું; હવે મને સ્વર વ્યંજન શીખવવા માંડો."

મેં જમીન ઉપર હાથવતી 'ક' નો આકાર કરીને કહ્યું—"આ 'ક' છે."

ભટજી—" મને શ્રધ્ધા નથી; એને 'ક' સાબીત કરો."

મેં કહ્યું કે, "તમે આખા આમોદમાં જે કોઇ ભણેલો હોય તેમને પૂછી જુઓ કે આ 'ક' છે કે નહિ?"

ભટજી—" પણ તે તો તમારા મતના હશે! અમને કોઇના વચન પર શ્રધ્ધા નથી. શ્રધ્ધા સિવાય આ 'ક' છે એમ સિદ્ધ કરો."

મેં કહ્યું—" પ્રથમ શ્રદ્ધા રાખીને મૂળાક્ષર શીખો, પછી તમારી મેળેજ કહેશો કે આ 'ક' છે."

ભટજી—" ત્યારે હું પણ તેજ કહું છું ને! પ્રથમ શ્રદ્ધા રાખીને સત્સંગજીવનાદિ વાંચો, અને પછી તમારી મેળેજ કહેશો કે સ્વામિનારાયણ ભગવાન હતા."

હું ચૂપ થયો! ડોસાને પ્રણામ કરી ત્યાંથી ઉઠયો, અને નારાયણભટ્ટનું ઘર પાસેજ હતું ત્યાં ગયો. અને તેમના આગળ ડોસાની બુદ્ધિનાં વખાણ કરી પાણી પીધું. નારાયણ ભટ્ટ નામના મારા મિત્ર ગણપતરામના[1] માસા હતા, અને તેમના પુત્ર રામચંદ્ર સાથે મારે સ્નેહ હતો. નારાયણ ભટ્ટ

---

૧. રા. ગણપતરામ કવિનો 'પ્રતાપ નાટક' નામનો ગ્રંથ ગુજરાતી સાહિત્યમાં પ્રસિદ્ધ છે. તેમના પૌત્ર અનુપરામ હાલમાં અમદાવાદમાં શેઠ લા. દ. કૉલેજમાં સંસ્કૃતના પ્રાધ્યાપક છે. (સં.)

મને અફીણની ઉત્પત્તિ વિષે એક કલ્પિત આખ્યાયિકા કહી, અને તેને સંસ્કૃતબદ્ધ રચી આપવા આગ્રહ કર્યો. અવકાશે મેં તે રચીને તેમને આપી. એની નકલ હાલ મારી પાસે નથી

બીજા કોઇ પ્રવિવારે હું નારાયણ ભટ્ટને ઘેર ગયો તે વખતે વડોદરાના પ્રખ્યાત નૈયાયિક બદરીનાથ શાસ્ત્રીના[૧] પિતાશ્રી ત્ર્યંબકનાથ શાસ્ત્રી ત્યાં બેઠા હતા. નારાયણ ભટ્ટે અમારું ઓળખાણ કરાવ્યું હું ન્યાય શીખું છું તે જાણી તે પ્રસન્ન થયા. આવા એક પ્રખ્યાત શાસ્ત્રીની મુલાકાતનો લાભ મને મળ્યો તે એમ એળે જવા દેવાનો મારો સ્વભાવ નહોતો. મેં તેમને હાથ જોડી વિનંતી કરી કે આપને અડચણ ન હોય તો એક શંકા પૂછુ. તેમણે કહ્યું, સુખેથી પૂછો. શંકા પૂછવામાં શંકા રાખશો નહિ !! તેમનું કવિતામય વાક્ય સાંભળી મને આનંદનુ હમતુ આવ્યુ, અને તે પણ મારું હૃદય પારખી હસ્યા.

મે પૂછ્યું :—

શ્રીમદ્ ભાગવતના પંચમ સ્કંધમાં સૂર્યની મુહૂર્તની ગતિ અને આખા દિવસની ગતિ યોજનની સંખ્યાથી આપેલી છે. હવે રાત્રિદિવસ મળીને ૩૦ મુહૂર્ત થાય એ તૃતીય સ્કંધમાં કહેલા કાળમાનથી માલમ પડે છે. હવે મુહૂર્તની ગતિને ૩૦ વડે ગુણિયે તો ૩૦ મુહૂર્તની ગતિ, એટલે રાત્રિદિવસમાં મળીને સૂર્ય કેટલા યોજન ચાલ્યો તે સંખ્યા આવવી જોઇએ, પણ તે આવતી નથી

પ્રશ્ન ૨ જો—सर्वेषामेव वर्षाणां मेरुरुत्तरत स्थितः એવું વચન છે. હવે સૂર્ય મેરુની આસપાસ ફરે છે તો પછી દક્ષિણાયન થવાનો સંભવ રહેતો નથી.

---

૧ તેમના વિદ્વાન્ પુત્ર શ્રી લક્ષ્મીનાથ શાસ્ત્રી વડોદરામાં સંસ્કૃત મહાવિદ્યાલયના આચાર્ય હતા હમણા તે નિવૃત્તિ ભોગવે છે (સ.)

પ્રશ્ન ૩ જો—જો સૂર્ય મેરુની આસપાસ ફરવાથી રાત્રિદિવસ થતાં હોય તો સૂર્ય આથમતી વખતે સૂર્યમાં જે આડો છેદ દેખાય છે તે ન દેખાતાં ઊભો છેદ દેખાવો જોઇએ !

એવા ને એવા અનેક પ્રશ્નો ઉદ્દ્ભવે એમ છે. અર્થાત્ આ વિષયમાં જ્યોતિષ અને પુરાણ વિરુદ્ધ પણ પડે છે! ત્યારે શ્રીમદ્ ભાગવત કાં તો વ્યાસને નામે કોઇએ કલ્પના કરેલો ગ્રંથ હોવો જોઇએ, અથવા વ્યાસે જ વગર સમજ્યે એવી કલ્પના કરી હશે?

શાસ્ત્રીજી બોલ્યા—"એમ સહસા ન કહેવું. વ્યાસ જ્યોતિષમાં નિપુણ હતા. व्यासो नारायणो हरिः એમ કહે છે તે કાંઇ ખોટું નથી. માત્ર વ્યાસની કૃતિ સમજતાં આવડવી જોઇએ. વ્યાસ મહર્ષિએ મહાભારત લખ્યું તે કાંઇ કૌરવપાંડવાદિની કથાઓ લોકોને જણાવવા લખ્યું નથી, પણ भारतव्यपदेशेन वेदार्थोऽयं प्रकाश्यते, એ હેતુથી લખ્યું છે. તેમ જ મનુષ્યોને જ્ઞાન, ભક્તિ અને વૈરાગ્ય શીખવવાને શ્રીમદ્ ભાગવત લખ્યું છે, કાંઇ ભૂગોળ ખગોળ શીખવવા ભાગવત લખ્યું નથી. વસ્તુતઃ પરમેશ્વરનો મહિમા અગાધ છે એમ બતાવવાને, બાળકોને જેમ રાજપુત્રાદિની કથાઓ કહેવામાં આવે છે તેમ, અર્થવાદરૂપ ભૂગોલાદિનું વર્ણન ભાગવતાદિમાં છે.

મેં પૂછ્યું—"અર્થવાદ શું?"

શાસ્ત્રીજી—"તમે પૂર્વમીમાંસા શીખશો ત્યારે તે પ્રકરણ સમજાશે. જે વર્ણ્ય વિષયની સ્તુતિ કે નિન્દા કરવી હોય તેવાં દૃષ્ટાન્ત વગેરે તેને માટે યોજવાં તે સામાન્યતઃ અર્થવાદ કહેવાય છે. શ્રીમદ્ ભાગવતમાં રાજાઓની અને બીજી કથાઓ તથા વર્ણનો એવાં છે. તે દ્વારા વ્યાસ મુનિએ જ્ઞાન, ભક્તિ અને વૈરાગ્યનું પ્રતિપાદન કર્યું છે. તેમાં કેટલાંક દૃષ્ટાન્ત બનેલી હકીકતનાં હોય છે, તેમ કેટલાંક કલ્પિત પણ હોય છે. જે અર્થ શ્રી ભગવદ્-ગીતામાં કહ્યો છે તે જ અર્થ શ્રીમદ્ ભાગવતના એકાદશ સ્કંધમાં ઉદ્ધવ અને શ્રીકૃષ્ણના સંવાદદ્વારા કહ્યો છે. એમાં સંવાદનાં પાત્રો અર્થવાદરૂપ

છે અને વક્તવ્ય વિષય મુખ્ય છે. એ બુદ્ધિથી જ આપણાં પુરાણો, ઇતિહાસ વગેરે ગ્રંથોનું અવલોકન કરવાથી તમને જે શંકા ઉપજી આવી તેવી શંકાઓ રહેશે નહિ."

શાસ્ત્રીજીએ કરેલા ખુલાસા માટે મેં તેમનો ઉપકાર માન્યો.

કેટલેક દિવસે મારો થર્ડ બુકના બીજા ભાગનો અભ્યાસ પૂરો થયો ત્યારે મેં મારા મિત્ર દામોદરને મુંબાઇ કાગળ લખ્યો, (તે વખતે નોકરી છોડી યુનિવર્સિટિમાં અભ્યાસ કરતા હતા.) તેમણે મારે માટે રોડ્સ ડિક્શનેરી અને એરેબિયન નાઇટ્સ નામનાં બે પુસ્તકો મોકલી મને જણાવ્યું કે એરેબિયન નાઇટ્સમાંથી સો પૃષ્ઠ મારે અભ્યાસ તરીકે તૈયાર કરવાં, અને તે માટે બનતા સુધી ડિક્શનેરીનો ઉપયોગ કરવો. તેમની સૂચના પ્રમાણે મેં અભ્યાસ ચાલુ કર્યો. જેમ જેમ મારો અભ્યાસ આગળ વધતો ગયો તેમ તેમ તે મને મેકોલેનો લોર્ડ ક્લાઇવ, વૉરન હેસ્ટિંગ્સ, ઇરવિંગ્સ સ્કેચબૂક, ગોલ્ડસ્મિથનું ડેઝર્ટેડ વિલેજ, એ પુસ્તકો મોકલતા ગયા અને તે હું વાંચતો ગયો. શંકાઓ પડે ત્યારે આમોદ જઇ કોઇને પૂછી આવતો. મે માસની રજામાં તે ઘેર આવતા ત્યારે મારો અભ્યાસ તપાસી ઘટતી સૂચના આપતા.

હવે તેમણે મને ગ્રીસ, રોમ, ઇંગ્લંડ અને ઇન્ડિયાના ઇતિહાસો વાંચવાની ભલામણ કરી તથા વખતોવખત પુસ્તકો પૂરાં પાડયાં. તેમની સાથે પત્રવ્યવહાર મારે અંગ્રેજીમાં કરવો એમ પણ મને સૂચના કરી હતી. આવા પત્રોમા હું જે ભૂલો કરતો તે મને તે વખતોવખત જણાવતા.

આ બધા સાથે મારો સંસ્કૃત અભ્યાસ ચાલુ હતો, તથા ગણપતરામ કવિ સાથે પુસ્તકાકાર પત્રવ્યવહાર પણ ચાલુ હતો.

✓ એવામાં મારૂં બીજી વારનું લગ્ન ઠર્યું, તેથી રજા લેઇ હું અલીંદરે ગયો. અલીંદરામાં મારો સદા બેન સાથે મેળાપ થયો. સદાબેન એ એક

અમારી સ્વજાતિની વિધવા બાઇ હતી. તે વખતે તેની ઉમ્મર લગભગ મારા જેટલીજ, એટલે વીશ એકવીશ વર્ષની હતી. તે બહુ સુંદર તથા તરુણોનાં મન આકર્ષે એવી હતી. હું તેને બેન તરીકે માનતો, કેમકે મારા ગુરુ લલ્લુ મહારાજની તે શિષ્યા હતી. તે અઢાર વર્ષની હતી ત્યારથી મારો એની સાથે પરિચય હતો, પણ એની સાથે બહુ પ્રસંગમાં આવતો નહિ. નોકરી પરથી પ્રસંગોપાત્ત રજા પર બે ચાર દિવસ અલીંદરે રહેતો અને પછી વખત હોય તો બાકીના દિવસ મેહેમદાવાદ ગાળતો, કેમકે મને અલીંદરામાં ગમતું નહિ. આ પ્રસંગે વધારે દિવસ અલીંદરામાંજ મારે રોકાવાનું હતું. એક વખત સદા મારા ઘરમાં હું મેડાપર હતો ત્યાં આવી એક ચોપડીનાં પાનાં ફેરવવા લાગી. મારી બા નીચે ગઇ એટલે તે બોલી "છોટાભાઇ! તમારાં તો લગ્ન ઠર્યાં છે!". મેં કહ્યું. "તે માટે તો હું આવ્યો છું."

સદા—"પણ હું બહુ દિલગીર છું. મેં તે છોકરીને જોઇ છે; તે કાળીભૂત જેવી અને ગામડામાં ઉછરેલી, કાંઇપણ રીતભાત વિનાની જંગલી જેવી છે! તમારી સાથે એ ઝોડ વળગાડવામાં તમારા મામાએ કેમ કાંઇ વિચાર ન કર્યો! તમે એને પરણીને દિલગીર થશો!"

મેં કહ્યું—"પણ શું કરવું! મામાની અને દાદાની મર્યાદા તોડી મારાથી કાંઇ કહેવાય નહિ! તુ મારી બાને અને બીજાને કહી બીજી કાંઇ તજવીજ કરાવી શકે એમ નથી શું?"

સદા—"હું જે તજવીજ કરીશ તે તને ગમે તો હું કહુ! તારામાં લગાર હિમ્મત જોઇએ!"

હું બોલ્યો—"તે શું?"

સદા—"મને તું જુએ છે! હું લગભગ બાળ વિધવા જેવી છું, હું કાંઇ છેક કદરૂપી નથી; મને વાંચતાં લખતાં આવડે છે, અને તારા

જેવાનો સમાગમ મળે તો વધારે શીખી શકું એવી છું. તારે માટે બધી રીતે લાયક છું. પણ લોકની રૂઢિ સામે થવાની તારી હિમ્મત હોય તો હું તૈયાર છું. આપણે એ ધાનામાના અમદાવાદ જઇ પુનર્લગ્ન કરીએ."

મેં કહ્યું—"એ તો ઠીક, પણ તેથી આપણે સુખી થઇશું? લોકો તને નીકળી ગઇ કહેશે, તારે અને મારે કોઇ સગાસંબંધીમાં કે નાતજાતમાં જવાનું રહેશે નહિ. જે ગામડામાં મારી નોકરી છે ત્યાંના લોકો આપણા તરફ તિરસ્કારની દૃષ્ટિએ જોશે! થોડાક સુધરેલા કહેવડાવતા લોકો કદાપિ આપણા તરફ દિલસોજી જણાવશે, પણ તેનો શો ઉપયોગ? જે સમાજમાં આપણે રહેવાનું છે તેમની નિન્દા વહોરી લેવામાં શું સુખ? અને તું જાણે છે? મનુષ્ય તો સમાજનું પ્રાણી છે, તેને સમાજ વગર રહેવાનું પાલવતું નથી. માટે "यद्यपि शुद्धं लोकविरुद्धम् नाकरणीयं नाचरणीयम्। માટે લાંબો વિચાર કરી જો, એક તાત્કાલિક સુખની ઇચ્છાથી બધેથી હડધૂત થવામાં મનને શો આનંદ થવાનો છે? વળી તું જ્યાં જ્યાં સમાજમાં જશે ત્યાં ત્યાં તને વરેલી અને સ્વૈરિણી કહી તારી સોબત પોતાની વહુદીકરીઓને કોઇ કરવા નહિ દે. અને મારે માટે પણ મારાં ગરીબ માબાપની શી ગતિ થાય! તેઓ મને ઘરમાં રાખી શકે નહિ, અને મારી મા પોતાના છોકરાને પડાવી લેવા માટે તારા તરફ કેવી દૃષ્ટિથી જુએ! તે તને પોતાના છોકરાની વહુ તરીકે સ્વીકારશે નહિ ટુંકામાં, ડંખવાળી મધમાખીઓના મધપુડામાં મધની લાલચથી હાથ ઘાલવા જેવું આ છે."

મદા—"તારું કહેવું ખરું લાગે છે એક સુખ મેળવતાં અનેક દુઃખ તો હવે મને દેખાય છે. મારા કરતાં તારી દૃષ્ટિ લાંબી પહોંચે છે."

✓મેં કહ્યું—"એમ તો કાંઇ નથી, પણ સમાજમાં રહેવું હોય તો સમાજને માન આપવું. જેમનામાં એ ચાલ છે તેમને કાંઇ કહેવું નથી. કોણ જાણે આગળ ઉપર સમાજમાં કેવાય ફેરફાર થશે, પણ હાલ આપણે કૂદી પડી

આપણા સમાજથી બહાર થઇએ અને બીજો સમાજ આપણને પોતાના કરી માને નહિ, ત્યારે આપણે શું કરવું! આપણને શ્રીમંત હોત તો બધું ક્ષંતવ્ય થાય, પણ તેમ નથી. માટે હવે મારા વડીલોએ મારે માટે જે પ્રતિમા પસંદ કરી હોય તેનોજ હાથ ઝાલવા દે!"

સદા—"ભલે તે તારે લાયકની થાઓ! તારી બેન તરીકે હું તારે ત્યાં આવીશ અને તેને રીતભાત શીખવીશ."

હું—"તારા મોટા મન માટે તને ધન્યવાદ આપું છું."
સદા—" અને આપણી આ વાત.............."
હું—" ગાંડી થઇ! એ મને કહેવું પડે?"

ત્યાર પછી એ મને બહુ વખત મળી હશે, પણ એની બુદ્ધિમાં ફેર થયો નથી; પણ એણે કહ્યું હતું તેમ એ મારે ત્યાં રહેવા આવી પણ નથી. મારૂં લગ્ન થયું અને પછી સ્વાભાવિક નિયમ પ્રમાણે અમારૂં ઘરસંસારી ગાડું ગબડવા લાગ્યું. કાળાંતરે એને સંતાન થયાં અને તેમાંથી ચાર[1] છોકરા હાલ હયાત છે. તે બધા ધંધે લાગેલા છે, અને તેમાંથી ત્રણને પણ છોકરાંનો વિસ્તાર છે. ✓

મારી સ્ત્રી આવી એટલે માઢ ઉપરથી મારો મુકામ દાભઇ પટેલની ખડકીમાં આણ્યો. તેમણે મને પોતાના કુટુંબી જેવો માનીને પોતાના સામે જ એક ઘર ખાલી કરી આપ્યું.

એવામાં અધિક માસ આવ્યો. ગામના લોકો સ્વામિનારાયણના ધર્મમાં હોવાથી બ્રાહ્મણોને બદલે સાધુ જમાડતા, અને કોઇ મરે ત્યારે તેની શય્યા પણ વડતાલ જઇને કરે! દશેક ઘર બ્રાહ્મણનાં—ભિક્ષુકનાં હતાં, પણ તેમને ગામ તરફ શેર દાણાનું પણ મળતર ન હોતું. મારા સ્નેહી માધવરામ પુરાણીએ મને આ વાત કરી અને અધિક માસમાં બ્રાહ્મણોને

૧ હાલમાં બે પુત્ર—મોહનલાલ અને ગણપતરામ વિદ્યમાન છે. [સં.]

કોઇ મળે તેની યુક્તિ કરવાનું કહ્યું. મેં આ તેક અધ્યાયનું એક 'ગુપ્તગંગા-માહાત્મ્ય' નામે સંસ્કૃત શ્લોકબદ્ધ પુસ્તક રચ્યું અને પુરાણીને તે આપ્યું. પુરાણીએ પ્રથમ પોતાના ઘરમાં અને પછી પોતાના ફળીયામાં વાંચ્યું. વાત પ્રસરી અને ગામનાં જુદાં જુદાં ફળિયાંમાં ગુપ્તગંગામાહાત્મ્યની કથા થવા માંડી. અમે જ્યાં હંમેશાં નહાવા જતાં ત્યાંજ ગુપ્તગંગા આવી હતી. તેથી થોડા લોકો અધિક માસમાં ત્યાં નહાવા જવા લાગ્યા, અને બ્રાહ્મણો ત્યાં પાથરણું નાખીને બેસે તેને દાણા મળવા લાગ્યા. એ માહાત્મ્ય તો આસપાસનાં ગામડાંમાં પસર્યું અને બે બે ચાર ચાર ગાઉથી લોકો ત્યાં નાહીને બ્રાહ્મણોને દાન કરવા લાગ્યા. મને લાગ્યું કે બીજા બધા જૂનાં માહાત્મ્યો આવી રીતે તો નહિ રચાયાં હોય ! એ ગુપ્તગંગામાહાત્મ્યની નકલ મારી પાસે છે. એમાં અદ્દ્ભુત, ભય અને રતિ એ સ્થાયિભાવોનું પોષણ કરવા યત્ન કર્યો છે.

ખાડીમાં દરરોજ નહાવાના અભ્યાસથી હું થોડું થોડું તરતાં શીખ્યો હતો. એક વાર ચોમાસામાં ખાડીમાં રેલ આવી હતી. તેની દરકાર ન કરતાં બે ચાર મોટા વિદ્યાર્થીઓને લઇને, હું ખાડીએ નહાવા ગયો અને તરવા પડ્યો. એમાં ડૂબી જતો હતો, પણ અકસ્માત આવી ચઢેલા મારા પડોશી બે પાટીદારોએ મને બચાવ્યો. ઘેર આવી મેં " વરુણ હાસ્ય ચંપૂ " એટલે પાણીની મશ્કરી સંબંધી ગદ્યપદ્યાત્મક પુસ્તક લખ્યું. એ પણ મારી પાસે છે.

ભુવામાં એક વખત ચોરી થઇ હશે, તેની તપાસ કરવાને પોલિસ ઇન્સ્પેક્ટર મે. હાજીકુબ સાહેબ આવ્યા હતા. તેમને મેં નિશાળમાં વિઝિટ માટે બોલાવી આણ્યા. તે ગુજરાતી ઘણું સારું બોલતા, કેમકે તેઓ કહેતા કે મારો જન્મ વડોદરા કેમ્પમાં થયો છે. છોકરાઓને કવિતા બોલાવી અને થોડાકને વંચાવી પંદરેક મિનિટ બેસી વિઝિટ બૂકમાં Progreses fair નો શેરો કરી જવાનુ કરતા હતા, તેવામાં મેં તેમને બે મિનિટ

બેસવાની વિનંતી કરી અને તે વખતે હું લૉર્ડ ક્લાઇવ વાંચતો હતો તેમાંથી મારા બે શંકા સ્થળ તેમને પૂછ્યાં. ' Babilonish gangs ' તે શું ? અને ' Prophet's gourd ' શું ! એ મારી શંકાઓ હતી. તેમણે થોડીવાર વિચાર કરી મને કહ્યું કે "એ કાંઇ સ્ક્રિપ્ચરનાં એલ્યુઝન છે. હું તે સમજી શકતો નથી. મેં તો મેકોલે, જોનસન, બેકન એવા બીજા લેખકોનાં પુસ્તક વાંચ્યાંજ નથી ".

મેં કહ્યું: " પણ આપની માતૃભાષા અંગ્રેજી છે, તેથી અમારા કરતાં આપ સહેલાઇથી સમજી શકો."

તેમણે મને કહ્યું: " ગુજરાતીમાં છાપેલી યુકિલડની ચોપડી છે ?"

મેં તેમને તે આપી. સાહેબ નિશાળમાં આવે ત્યારે સ્વાભાવિક રીતે ગામડામાં લોકો નિશાળમાં ભરાઇ જાય છે. તેમાં લોકો નિશાળના બારણા આગળ ઉભા હતા. તેમાંથી એક પાઘડીવાળા પાટીદારના જુવાન છોકરાને બોલાવી પૂછ્યું " કયાં સુધી ભણ્યા છો ? "

" છઠ્ઠી ચોપડી સુધી. "

" ત્યારે આ વાંચો. " એમ કહી યુકિલડમાંથી ગમે તે એક પૃષ્ઠ કાઢીને આપ્યું. તેણે વાંચ્યું, એટલે પછી સાહેબે પૂછ્યું. " શું સમજ્યા ? "

" સાહેબ, કાંઇ સમજણ પડતી નથી !"

" પણ તમારી જન્મભાષા તો ગુજરાતી છે ને ! "

હું હસ્યો. અને સાહેબને કહ્યું: "ખુલાસો થઇ ગયો, સાહેબ".

પછી સાહેબે પોતાની કેટલીક અભ્યાસસંબંધી, ગુજરાતીની પરીક્ષામાં નપાસ થવા સંબંધીની, ઘ અને ઢ, ધ અને ઠ, એ અક્ષરોમાં પડતી ગુંચવણ સંબંધી કેટલીક વાતો કરી પછી વિદાય થયા.

આ વખતે મારો નાનો ભાઇ નારાયણ અને મારી સ્ત્રી એજ મારી સાથે હતા મારા વચલા ભાઇ શિવલાલને અંગ્રેજી શીખવા માટે એક ઘર ભાડે રાખી ભરૂચમાં રાખ્યો હતો, તથા તેની સાથે મારી એક નાની બેનને, બાને અને બાપાને રાખ્યા હતા અમારૂં અનીદરાનું ઘર વાસી મૂકયું હતું વસ્તી ગીચ અને પાડોશ સારો હતો તેથી ઘર સાચવવાની કાંઇ કાળજી નહોતી. ભરૂચમાં શિવલાલ ટ્યુશન આપીને થોડા પૈસા લાવતો અને મારા પિતા કોઇના જપાનુષ્ઠાન કરીને થોડું લાવતા, અને બાકીના ખર્ચના પૈસા હું મોકલતો, તેથી તેઓ યથાકથંચિત્ નભાવતા હતા મારા પગારમાંથી હું ભરૂચ આશરે રૂ ૪૦ ) દર વર્ષે મોકલતો, તે સિવાય અનીદરે માતરના વાણીયા ગોરધનભાઇનું દેવું હતું તેમને વ્યાજ પેટે આશરે ૪૦ ૪૨ રૂપિયા મોકલતો, અને બાકીના રૂપિયામાંથી અમારા ત્રણનો નિર્વાહ થતો, એવામાં મારો નાનો ભાઇ ઘણો માંદો થઇ ગયો, તાવ, કફ, અને ઘેન હતું. ગામમાં કોઇ વૈદ્ય નહોતો. હું વૈદક જાણતો હતો પણ આવા ભારે મંદવાડમાં મારા પ્રયોગ અજમાવવાની મને હિમ્મત આવી નહિ મને ખબર પડી કે અમનેશ્વરના પરસોતમ વૈદ્ય કોઇક ગાઉ પર તણછા ગામે આવ્યા છે. તેથી હું ત્યાં ગયો ત્યાં તે ન મળ્યા, પણ તે આમોદ ગયા છે એમ જણાવાથી હું આમોદ ગયો. ત્યાં પણ તે ન મળ્યા આમોદમાં ડાહ્યાભાઇ તથા હીરાભાઇ બે વૈદ્ય હતા પણ તેમને બુરે તેડી લાવવાને વાહન નહોતું. તેથી આખરે અપયશને હું પાછો આવ્યો મારી મુશ્કેલી મેં દાભઇને જણાવી. તેમણે કહ્યું કે ત્રિકમદાસ અનીન મારા છે. તેમને માટે આવતી કાલે હીરાભાઇ વૈદ્ય આવશે. ધીરજ રાખો. ઈશ્વરેચ્છા હશે તેમ થશે! બીજે દિવસે હીરાભાઇ આવ્યા અને રોગીને જોઇને કહ્યું કે એને ક્યારે પાણી ગયું છે એમ કહીને આ બે ગોળીઓ દીધી, એક અત્યારે આપો અને સારો ન થાય તો બીજી ચાર કલાક પછી આપજો, સારો થાય તો ન આપજો તે પ્રમાણે એક ગોળી આપવાથી ખૂબ સારો થયો અને મારો ભાઇ ધીમે ધીમે સારો થતો ગયો.

થોડાક દહાડા પછી એક નોટપેડ કાગળ મળ્યો. મારા મોટા કાકા મૂળજીભાઇએ તે લખ્યો હતો. તેમાં જણાવ્યું હતું કે "માતરના વાણીયા વલ્લભદાસનું રૂા. ૨૦૦)ને આશરે તમારે દેવું છે, તે વસુલ કરવા તેણે ફરિયાદી કરી હુકમનામું મેળવ્યું છે. અને તમારૂં ઘર હરરાજ કરાવવાનો તેનો ઇરાદો છે. માટે તમે તાકીદે આવી નિકાલ કરી જાઓ, નહિ તો ઘર જતું રહેશે. આ બાબતનો એક કાગળ મેં તમારા દાદાને મહેમદાવાદ પણ લખ્યો છે." આ પત્ર વાંચી શું કરવું તે મને સૂઝ્યું નહિ. કોઇ રીતે એટલા રૂપીઆ મેળવવાનો સવડ નહિ હોવાથી હું ભરૂચ કાગળ લખી બેશી રહ્યો. હું જાણતો હતો કે ભરૂચથી કાંઇ બનવાનું તો નથી, તથાપિ તેમને સમાચાર તો પહોંચાડવા.

એ ચાર દહાડે બીજો એક કાગળ મારા દાદાએ મેહેમદાવાદથી લખેલો મળ્યો. તેમાં લખ્યું હતું કે "અલીંદરાવાળું તમારૂં ઘર હરાજ થઇ જતું હતું તે અટકાવવાને અહીંથી એક વડાદરા શાહુકારને ત્યાંથી રૂપિયા ઉપાડી અલીંદરે જઇ રૂપિયા ૨૩૪)માં નીકાલ કર્યો છે, તથા હુકમનામું લેઇ લીધું છે. માટે આ કાગળ દેખત તરત રૂપિયા મોકલી આપજો. બધા ન મોકલો તો અરધા પણ મોકલજો. જો નહિ મોકલો તો આબરૂ રહેશે નહિ." માઢની નીચેના ઓટલા પર બેશી કાગળ વાંચી ઉદાસ થઇ હું બેઠો હતો. તેવામાં દાભાઇ પટેલ બહાર આવ્યા અને મારા હાથમાં કાગળ તથા મને ઉદ્વિગ્ન જોઇને બોલ્યા :—"કેમ મેહેતાજી ? કોનો કાગળ છે ? કાંઇ સનાનના સમાચાર હોય એમ જણાય છે !" મેં કાગળ તેમના હાથમાં આપ્યો. તેમણે વાંચ્યો અને કહ્યું : "રૂપિયા મોકલાવી આપો"

મેં કહ્યું કે, " દાભાઇ ! તમે તો તમારા ઉપરથી બીજાની કલ્પના કરો છો, પણ રૂપિયા ક્યાંથી મોકલાવી આપું ? "

દાભઇ—" તમારી પાસે હાલ કેટલા રૂપિયા છે ? "

મેં કહ્યું:—" આશરે ત્રીશેક હશે. "

દાભઈ—" લાવો, અને હું કાગળ લખી આપું તે લેઇ આમોદ જાઓ. ત્યાંથી તમને હુંડી રૂ ૧૦૦) ની આપશે, તે ટપાલમાં તમારા દાદાને મોકલી આપો. ઉઠો, હમણાં જ જાઓ."

હું ઉઠ્યો અને માધવરામ પુરાણીને તેડીને આમોદ ગયો, તથા હુંડી લખાવી મેહેમદાવાદ રવાના કરી. ત્યાંથી જવાબ મળ્યો કે તમોએ તરત રૂપિયા મોકલ્યા તેની ઘણી સારી અસર થઇ છે. બાકીના રૂપીઆ ગમે ત્યારે મોકલી શકશો.

મારી વિદ્યાઅભ્યાસની તત્પરતા જોઇ એક વખત દાભઈએ કહ્યું કે "તમે નોકરી છોડી દો અને કોઇ સ્કૂલ કે કોલેજમાં જોડાઇ ગ્રેજ્યુએટ થતા સુધી અભ્યાસ કરો. તમારો બધો ખર્ચ હું પૂરો કરીશ. અને મેં તમારે માટે ખર્ચેલા રૂપીઆ તમને રૂ. ૧૦૦ કરતાં વધારે પગાર મળે ત્યારે આપજો, નહિ તો માંડી વાળવામાં આવશે."

મે કહ્યું —"પણ ધારો કે મારા અભ્યાસ દરમીયાન તમારું શરીર ન રહે તો! તમારા છોકરા કાંઇ મને આપે નહિ."

દાભઈ—" ત્યારે તમારી ખાત્રી માટે હું વીલ કરી તેમાં તમને અભ્યાસ પૂરો થતા સુધી પૈસા મળ્યે જાય તેવી વ્યવસ્થા કરું!"

મેં કહ્યું—"હમણાં હું મેટ્રિકનો અભ્યાસ કરું છું, અને મારા મિત્ર કહે છે કે તમારું સંસ્કૃત સારું છે, તેથી તમે પાસ થશો તો તમને નાના શંકર શેઠની રૂ. ૨૦)ની સ્કૉલરશિપ મળશે. અને એમ થાય તો પછી તમને તસ્દી થોડી આપવી પડે. જો મને સ્કૉલરશિપ ન મળે તો પછી તમે મદદ કરજો; પણ હમણાંજ નોકરી છોડી દેવાનું કારણ નથી. ઘરમાં માતાપિતા અને બાઇ બેન છે, તેમનો પણ મારે વિચાર કરવો પડે."

દાભઈ—"તેમની તમે કાળજી રાખશો નહિ"

આવી વાત થઇ, પણ તુરતાતુરત નોકરી છોડી દેવાની મારી ઇચ્છા થઇ નહિ. મને તે વખતે રૂ. ૨૨ાા પગાર મળતો હતો.

થોડા દહાડા પછી મને તાવ આવ્યો અને તે ઘણા દહાડા રહેવાથી બરોળ વધી ગઈ. વળી મને લીવરનું દરદ ઉપડી આવ્યું. હું તેને પિત્તગુલ્મ સમજી તેના ઉપાય કરવા લાગ્યો. આમોદમાં એક પારસી ડૉકટરે ખાનગી દવાખાનું કાઢ્યું હતું. તેને મારા મિત્ર દામોદરે ભલામણ કરી તેથી તે મને અડધી ફીએ એટલે દરરોજ ફકત દોઢ આનો લેઇને બરોળની તથા તાવની દવા આપતો. ગામના લોકો મારૂં શરીર જોઇ મને ઘેર જવાની ભલામણ કરતા. એમ છતાં બે ત્રણ મહિના મેં ચલાવ્યું. આખરે એક મહિનાની રજા મેળવી હું મેહેમદાવાદ ગયો.

એક દિવસ ત્યાંની ડિસ્પેન્સરીમાં એક અંગ્રેજી પેપર જોતાં મને જણાયું કે મદ્રાસમાં મેટ્રિકની પરીક્ષામાં આશરે ૪૦૦૦ ઉપરાંત વિદ્યાર્થીઓમાંથી ફક્ત ૮૦૦ ને આશરે પાસ થયા ! આ વાંચી મને વિચાર થયો કે આ બધા પરીક્ષ્યોએ સ્કૂલમાં અથવા ખાનગી માસ્તરો પાસે અભ્યાસ કર્યો હશે. કોઇ મારા જેવા સ્વયં શિક્ષિત નહિ હોય ! તેમ છતાં તેમાં ઘણાં નપાસ થયા તો મારા જેવાએ પાસ થવાની આશા રાખવી એ મિથ્યા છે. અને ખરે જ ! તે વખતથી જ મેટ્રિકમાં જવાની અને અંગ્રેજી વધારે વાંચવાની મારી વૃત્તિ બદલાઇ ગઇ !

દવા કરતાં મારી પ્રકૃતિ સુધરી એટલે હું શાળામાં હાજર થયો. થોડા દહાડામાં મને હુકમ મળ્યો કે તમારી બદલી જંબુસર તાલુકાના કહાનવા ગામે કરવામાં આવી છે. માટે ત્યાં હાજર થવું.

---

# પ્રકરણ ૫ મું

## કહાનવા, દીવા, વગેરે ગામોમાં મહેતાજી

મારો આટલો બધો વખત કાહાનમના વૃક્ષો વગરના પ્રદેશમાં ગયો હતો, તે જ્યારે દાદર ઉતરીને પેલી તરફ વાકળના પ્રદેશમાં ગયો ત્યારે ત્યાંની રેતાળ જમીન અને ઝાડીઓથી ભરપૂર પ્રદેશ જોયો ત્યારે આનંદ થયો. તે વખતે મે મહિનો હતો અને આસપાસના આંબા ઉપરથી કેરીના મરવા નીચે પડી ગાડાના ચીલામાં છુંદાઇ જતા હતા ! મને મૂકવા આવેલા બે છોકરા ગાડામાંથી નીચે ઉતરી તે વીણી લેવા લાગ્યા.

મારા ગુરુ વૈજનાથ શાસ્ત્રીને મેં મારી બદલી કહાનવા થયાની વાત કરી ત્યારે તે બોલ્યા હતા કે, "तत्र तु निरक्षराणी वसतिः।" આ વાત યાદ આવતાં હું લગાર દિલગીર થયો, તથાપિ એકંદરે સુખરૂપ કહાનવા પહોંચી ગયો. નિશાળ ગામને પાદર હતી. તેથી મારું ગાડું આવતું જોઇ ત્યાંનો પંડ્યો અનિરુદ્ધ ઉઠીને સામો આવ્યો તથા મારે માટે રાખેલા ઘર તરફ ગાડું હંકાવી ગયો.

આ ગામમાં આશરે સો ઘર દધીચ બ્રાહ્મણના હતાં, ત્રણ ઘર અમારી ન્યાતિનાં હતાં; વીશેક ઘર કણબીનાં હતાં, તથા ૫૦૦ ઉપરાંત ઘર કોળીનાં હતાં. રીતસર શાળામાં ચાર્જ લેઇ કામ કરવા માંડયું. પંડ્યો અનિરુદ્ધ મહારાજ મહીધરજી ઉપરાન્ત પોતાનું કામ કરતો, તથા શાળામાં વહેલો મોડો આવતો. તેને નિયમિત કરવાને માટે કાળજી ખૂબ રાખવી પડી!

ગામની આસપાસ ગાયકવાડી રાજ્યનાં ગામ આવેલાં હતાં અને તેમાં નિશાળો નહોતી. તેથી તે ગામના ઘણા છોકરા કહાનવાની શાળામાં ભણવા આવતા. તેથી એક ગામે'ા કરીને ગામ પાસે હતું ત્યાં મેં એક વર્ગ

સ્થાપન કર્યો અને એક આસિસ્ટંટની ત્યાં યોજના કરી. આ ગામમાં મારો એક જૂનો મિત્ર અને સંબંધી તલાટી હતો એમ મને પાછળથી માલમ પડ્યું. પછી તે વારંવાર કહાનવે આવતો અને હુ ગામેડે જતો. ગામેડાના મારી શાળાને લગતો વર્ગને આબાદ કરવાને તેણે સારી મદદ કરી. તેમનો મિત્ર એક દક્ષણી બ્રાહ્મણ તજવીજદાર હતો. તે વખતોવખત મોરોપંતની આર્યાઓ બોલતા અને તેમાંની કેટલીક હું ઉતારી લેતો. તેના યોગથી મેં મરાઠી મોડીમા છાપેલી પહેલી તથા બીજી ચોપડી તથા બાળબોધ ટાઇપમા છાપેલી તે જ ચોપડીઓ મંગાવી મોડી લખવા વાંચવાનું શરૂ કર્યું. મારી પાસે એક હિંદુસ્તાની અને ઉર્દૂ લિપિ શીખવનારું કોઇ અંગ્રેજ વિદ્વાનનું રચેલું એક વ્યાકરણ હતું. આ ચોપડી પરથી ઉર્દૂ મૂળાક્ષરો થોડાક હુ શીખ્યો હતો, પણ તે અભ્યાસમા વધારો કરવાને મેં ઉર્દૂ પહેલી, બીજી અને ત્રીજી એ રીતે ત્રણ ચોપડીઓ મગાવી અને વાંચવાનુ શરૂ કર્યું.

ચિત્રાલ કરીને કહાનવાંની પૂર્વમા બે ગાઉ પર એક ગાયકવાડી ગામ હતું. ત્યાંનો એક ફકીર દર ત્રીજે દહાડે મારી નિશાળ આગળ થઇને ગામમા માગવા જતો એક દહાડો મેં તેને બોલાવી પાસે બેસાડી પૂછ્યું કે, "કુછ પઢે હો?" તેણે કહ્યું, "હા, કુછ ઉર્દૂ કિતાબેં વાચના હૂં ઔર કુરાને શરીફકે સબ સિપારે પઢા હૂં." મેં તેને ઉર્દૂ પહેલી ચોપડીમાથી એક બે ગકા સ્થળ બતાવ્યાં. તેણે તે વાચીને તેનો ખુલાસો કર્યો. મને આનંદ થયો. ફકીરને બે પૈસા આપીને કહ્યુ, "સાંઇ સાહેબ, જબ ઇધરકો આવો તબ મેરેકો મિલનેકી મહેરબાની કરતા રહેના." આ વાતનો સ્વીકાર કરી ખુશી થઇ ફકીર ગામમા ગયો.

આ ફકીરની મદદથી મે ત્રણ ચોપડીઓ વાચી પછી ફકીરે મને એક 'કિસ્સેબારી' નામની બાર વાતોની ચોપડી આપી. હું તે બધી વાચી ગયો અને મને લાગે છે કે હુ સમજ્યો પણ ખરો એમા "સમઝમાણ

ચોપડી" નામે એક વાતે મારા મન પર બહુ અસર કરી દુનિયાના મોજમજાનું પોકળપણું તથા અશાશ્વતપણું તે વાતમાં વર્ણવ્યું હતું

અમારી શાળાઓમાં બુદ્ધિપ્રકાશ આવતું નહોતું તેથી હું તેનો ગ્રાહક થયો હતો. કોઈ કોઈ વાર તેમાં લેખ મોકલતો તથા સમસ્યાપૂર્તિઓ પણ લખી મોકલતો. એક વખત 'કાયાની શી માયા, કાયા વાદળની છાયા જેવી, રેતીના રચાયા પાયા, એવી કાચી કાયા છે," આ ચરણથી આરંભિત થતી ઉપદેશાત્મક કવિતા વાંચી તેમાંના શબ્દલાલિત્ય ઉપર હું મુગ્ધ થઈ ગયો, અને તેના જેવી કવિતાઓ કરવા હું લલચાયો. મેં પણ વ્યભિચારી પુરુષને ઉપદેશ કરવાને "તારી છે પોતાની તેની યારી તે ન ધારી ચિત્ત, પ્યારી તે વિચારી પરબારી કેરી નારીની" ઇત્યાદિથી શરૂ થતી કેટલીક કવિતાઓ રચી મારા ગામડાવાળા મિત્ર રેવાશંકરને બતાવી. તેઓ કવિતાના શોખીન અને રસજ્ઞ હતા. તેમણે આ કવિતા વડુના અમીન ઈશ્વરભાઈને બતાવી. અમીનની ઇચ્છા એવી થઈ કે છોટાલાલ પાસે એક કવિતામય શૃંગાર રસની પણ ઉપદેશાત્મક વાર્તા રચાવી મારે બહાર પાડવી. આ ઉપરથી મેં કામશાસ્ત્રની રચના કરી. એમાં 'કામે કરાળ" — 'કામના ઉપર ક્રૂર દૃષ્ટિ' એવા અર્થના પ્રસંગો ચીતર્યા છે. એ ચોપડીની બીજી વારની આવૃત્તિ વડોદરાના એક બુકસેલરે પ્રકટ કરી હતી.

આ વખતે હું સ્વદેશવત્સલમાં નિયમિત લેખ મોકલતો હતો અને તેના બદલામાં મને માસિક મફત મળતું હતું.

આ ગામમાં હું હતો ત્યારે તેત્રીસો કાળ પડ્યો હતો, અને ચોત્રીસના શ્રાવણમાં તાવ બહુ ચાલ્યો હતો. આ વિષે મેં એક 'શરદ વર્ણન' નામે કવિતા લખી હતી.

આ ગામ રસાળ હતું. મોસમમાં કેરીઓ, રાયણો, સીતાફળ વગેરે ઘણાં અને ન્યારાં થતાં. ગામના કેટલાક બ્રાહ્મણો પણ મારે ટોપનો મુખ્ય

રાયણ્ું વેચવા પરગામ જતા. રાયણુ બિયાંને પીલી તેલ કાઢતા, તેને કળિગેલ કહેતા. અને તે ઘીના ભાવથી ઘીને ઠામે વપરાતું. ત્યાંના લોકો વરાવાજનમાં પણ કળિગેલ વાપરતા.

નડિયાદના સંતરામના ગુરુભાઇ કલ્યાણદાસ મહારાજે ગામથી થોડેક દૂર જંગલમાં એક જગો બંધાવી છે તેને કલ્યાણદાસ મહારાજનો બંગલો કહે છે. જગો વિશાળ છે અને આસપાસ કોઠી, લીમડા, આંબા, જાંબુડા, રાયણ, મહુડા, વગેરે સુંદર ઝાડોની ઘટા છે. તેથી જગો રમણીય લાગે છે. જગોની આસપાસે કોટ કરી વચ્ચેના ગોગાનમાં ચોરસા જડાવી તેમાં ઠામ ઠામ બોરસલીનાં વૃક્ષો વાવ્યાં છે, જગોની પૂર્વમાં એક તલાવ ખોદાયું છે અને ત્યાં આરો બંધાવ્યો છે, ઇત્યાદિથી ત્યાં બે ઘડી બેસવું ગમે એવું છે. હું ત્યાં હતો ત્યારે ગાયકવાડી રાજ્યના મરાઠા અને દક્ષણી સરદારો અને ઑફિસરો ઘણી વાર ત્યાં આવતા. એક વાર શ્રીમંત મહારાજા સાહેબ પણ માતુશ્રી જમનાબાઈ સાહેબ સાથે ત્યાં પધાર્યાં હતા, અને અમે બધા તેમના દર્શન કરવા ગયા હતા.

આ બંગલામાં ધ્યાનદાસ કરીને એક મહાત્મા રહેતા હતા. તેમની પાસે શ્રીમદ્ ભાગવતની પોથી હતી. દરરોજ સાંજે શાળા છોડયા પછી ત્યાં હું નિયમિત જતો અને શ્રીમદ્ ભાગવતના એક બે અધ્યાય ત્યાં આવેલા શ્રોતાઓને વાંચી સંભળાવતો. હાલ ત્યાં શ્રી ભગવાનજી મહારાજ છે. તેમણે પોતાના સંપ્રદાયનું એક પુસ્તક પ્રકટ કર્યું છે. આ મહારાજ મારા વિદ્યાર્થી હતા, અને વડોદરે આવે છે ત્યારે મને દર્શન આપે છે.

મારા મિત્ર રેવાશંકરની નોકરી તજવીજદારની થઇ હતી, અને તેથી હવે તેમને પાદરામાં રહેવાનું થતું. મારે કોઇ પ્રસંગે મેહેમદાવાદ વગેરે સ્થળે જવું હોય તો નજીક સ્ટેશન વડોદરા હતું તે મારા ગામથી પંદર ગાઉ થતું. તેથી હંમેશાં હું પાદરે રાતે રહી દિવસે વડોદરે જતો. પાદરામાં રેવાશંકરના યોગથી ત્યાંના એક પ્રખ્યાત વિદ્વાન અને ગૃહસ્થ બાબર જોશી સાથે તથા

પ્રસિદ્ધ વૈદ્ય મયાશંકર અને તેમના પુત્ર છોટાભાઇ સાથે મારે પરિચય થયો હતો. બાબર જોશીને કવિતાનો શોખ હતો તેથી તેઓ મારી કવિતા જોઇ મારા પર સારો સ્નેહ રાખતા.

વળી વડોદરા રાજ્યના સુબા રઘુનાથરાવ કેલકરનો એક વખત કરખડી (કહાનવાથી એક ગાઉ દૂર) મુકામ હતો ત્યારે મેં તેમની પાસે જઇ મારી શાળાની મુલાકાત લેવા વિનંતી કરી હતી. તેઓ સંસ્કૃતના પક્ષપાતી હતા અને મારા સંસ્કૃત જ્ઞાનથી પ્રસન્ન થઇ તેમણે બીજી વાર મળવાનો મને આગ્રહ કર્યો હતો.

આ વખતે રા. સા. ગણપતરામ ગૌરીશંકર શાસ્ત્રી અમારા ડે. એ. ઇ. હતા. જંબુસર મુકામે તેમના મુકામમાં જવાનો પ્રસંગ આવતાં મેં તેમની પાસે મારા સંસ્કૃત અને અંગ્રેજી જ્ઞાનનું માપ કાઢી જોવા વિનંતી કરી. તેમણે એક ઉર્દૂ માસિક મને આપ્યું. તેના ઉપર અંગ્રેજીમાં એક જાહેર ખબર હતી. એ જાહેર ખબરનું સંસ્કૃત કરી લાવવા મને કહ્યું. મેં ત્યાં જ બેસીને તે લખી આપ્યું અને તે જોઇ તે ઘણા પ્રસન્ન થયા.

કહાનવેથી મારી બદલી ફેરવાડે અને ત્યાંથી થોડાજ દહાડામાં અંકલેશ્વર તાલુકાના દીવા ગામમાં કરી. કહાનવા જેમ કોળીનું ગામ હતું તેમ આ મહોરાઓનું ગામ હતું. આ ગામની ચારે બાજુ તાડનાં વન હતાં. અંકલેશ્વર ત્યાંથી આશરે માઇલ કે પોણો માઇલ હતું. એ ગાઉ ઉત્તરમાં નર્મદા અને તેને કિનારે સુંદર ભરૂચ શહેર દેખાતું. ગામમાં કંદમૂળ, શાક, સેરડી, વગેરે પુષ્કળ થતું. ફુદીનાનાં ખેતરો આગળ થઇને સુગંધથી હૃદય આનંદ પામતું! ગામમાં ચાર ઘર બંધાયાં પછી ઉપરે અને એક બંગલો ગામના નૈઋત્ય ખૂણામાં બની ગયો: તેની બારીઓમાંથી દક્ષિણે અને પશ્ચિમે દૂર સુધીનો પ્રદેશ દેખાતો, તથા હવા અજવાળાની ત્યાં ઘણું મનોહર હતી. પાસે દેવળોનું એક ફળિયું હતું. ને થોડે પણ

માયાળુ અને મિલનસાર હતા. માત્ર એ ગામમાં નહોતું કોઇ દેવમંદિર કે શિવાલય; નહોતો કોઇ કથાકાર, હરિભક્ત કે પુરાણી; નહોતો કોઇ વિદ્યાવ્યાસંગી કે પ્રખ્યાત એવી મહાભારત કે રામાયણની વાર્તાને પણ જાણનાર; નાશેક રજપૂતનાં, તેટલાં પાટીદારનાં અને દશેક બ્રાહ્મણનાં ઘર સિવાય આશરે ૫૦૦ ઘર તલવાડાનાં અને ૭૦૦ ઘર વહોરાઓનાં હતાં. ગામના મુખી મનાહાગે પણ વહોરા હતા.

મારી નિશાળમાં ચારેક આસિસ્ટંટ હતા. કેટલેક દિવસે નર્મદાકાંઠ પરના ઓરભાટામાં મારી શાળાને લગતો એક વર્ગ મેં ઉઘાડયો હતો અને એક આસિસ્ટંટને ત્યાં રોકયો હતો. પાટીદાર લોકોમાં કબીરપંથીને મળતો કોઇક ધર્મ ચાલતો. સાંજરે નિશાળેથી આવતાં સૌથી પ્રતિષ્ઠિત અને ડાહ્યા ગણાતા એક પટેલનું ઘર મારા રસ્તામાં આવતું. પટેલ પાપડી ફોલતા હોય તે વખતે તેમની પાસે બેસી હું એરેબિયન નાઇટ્સમાંની કોઇ વાત કહેતો તે સાંભળી ને ઘણા પ્રસન્ન થતા, અને મારી વિદ્વત્તાનાં વખાણ કરતા. તે મને વખતોવખત શાકપાન મોકલ્યા કરતા.

એ ગામમા એક નાનાભાઇ બારોટ કવિ હતા. તેઓ હાંસોટ તરફનાં ગામોમા પોતાના યજમાનોને ત્યા ફરતા હશે, ત્યાં તેમના જોવામા 'કામકટાક્ષ' નામની ચોપડી આવી, અને તેનો રચનાર એમના જ ગામમાં મેહેતાજી છે એમ તેમને તપાસ કરતા જણાયું એટલે તે ઉતાવળ કરી દોવે આવ્યા અને તરતજ મને મળ્યા. આ બારોટને હિંદી સાહિત્યનો ઘણો ભાગ મુખપાઠ હતો. હું સાહિત્યનો કોઇપણ શ્લોક બોલું કે તેનું ભાષાન્તર તરતજ તે હિંદી કવિની કવિતામાથી બોલી બતાવતા. એમની સાથે મારે થોડા વખતમાં ગાઢ મિત્રતા થઇ અને અમે રાત્રીના બારબાર વાગતાં સુધી કવિતાવિનોદમાં વખત ગાળતા.

આ વખતે મારા અંગ્રેજી ભાષાના શિક્ષક અને મિત્ર દામોદર અવલ કારકુન તરીકે અંકલેશ્વરમાં નીમાયા હતા, તથા તેમની પાસે મામલતદારનો

ચાર્જ હોવાથી.—' પોતાના તાબાના ગામમાં એકલા જવાથી આપણી મહત્તાને ખામી લાગશે ' એમ તાબાના કારકુન વગેરેએ કહ્યા છતાં પણ મારા સ્નેહને ખાતર તેઓ સાંજે ઘણુ વાર ફરવા જવાને બહાને મારે ઘેર મળવા આવતા. થોડાજ વખતમાં તેમની બીજે સ્થળે મામલતદાર તરીકે નીમણુંક થઇ ગઇ, તેથી તેમના મેળાપનો મારો લાભ જતો રહ્યો.

અંકલેશ્વર મારા ગામથી ઘણું પાસે હોવાથી ઘણી વખતે કાર્યપ્રસંગે મારે ત્યાં જવાનું થતું. એક વાર હું બજારમાં જતો હતો ત્યારે એક ગાંધીની દુકાને હું સોપારી ખરીદવા ગયો. દુકાનપર એક વાણીયો ભસ્મત્રિપુણ્ડ્ર કરીને, ગળામાં રુદ્રાક્ષની માળા પહેરીને હાથમાં સંસ્કૃત શંકરદિગ્વિજયનાં પાનાં લેઇ વાંચતો હતો ! ત્યાં જઇ હું ઉભો રહ્યો એટલે દુકાનદારે વાંચવામાંથી નિવૃત્ત થઇ મારા તરફ જોઇ પુછ્યું. " શું જોઇએ છીએ ? ".

મેં કહ્યું: " સોપારી. "
" કેટલાં ? "
" પાશેર. "
" કેવાં ? "
" ગેવર્ધનાં. "

દુકાનદારે પુસ્તકનાં પાનાં નીચે મૂકી ઉંચી બાજુઠીઓમાં સોપારી જોખી આપી અને આપી. અને તેની કીમતનો દોઢ આનો મેં તેને આપ્યો.

તે સોપારી લેવા ગયો હતો તે દર્મીયાન મેં પુસ્તકનાં પાનાં જોયાં, તે શંકરદિગ્વિજયનાં હતાં. તે એક સુંદર કાવ્ય છે એમ હું જાણતો હતો. આમોદમાં જ્યારે હું તર્કસંગ્રહદીપિકા ભણતો હતો ત્યારે એ પુસ્તક મારા ગુરુના ઘરમાં હતું તે મેં વાંચવા માગ્યું હતું; પણ તે વાંચવાની હજી મારી યોગ્યતા થઇ નથી એમ કહી તે વખતે મને તે તેમણે આપ્યું

નહોતું. હવે આ પુસ્તક વાંચવાની મને ઇચ્છા થઇ આવી તેથી ગાંધીને મેં પુછ્યું: !' તમે આ પુસ્તક સમજી શકો છો ?"

ગાંધી—" અહીંથી બે ગાઉ ઉપર સજોદ કરીને ગામ છે, ત્યાંના પુરાણી દુર્લભરામ અહીં કોઇ વખત આવે છે ત્યારે હું તેમની પાસે સમજી લેઉં છું."

મેં કહ્યું—" દુર્લભરામ તો મારા ગુરુ વૈજનાથના જમાઇ થાય ![1]"

ગાંધી—" એમ ! તમે સંસ્કૃત જાણો છે ? તમે કયાં રહો છો ?"

મેં—" હું દીવામાં મહેતાજી છું. પહેલાં અમલેશ્વરમાં હતો ત્યારે તેમની પાસે મેં કાવ્ય અને વ્યાકરણાદિનો અભ્યાસ કર્યો હતો."

ગાંધી—" ઓહો ! પરમ લાભ થયો." પુસ્તકમાં એક શ્લોક બતાવીને, " આ શ્લોક તમને બેસે છે ?"

મેં શ્લોક વાંચ્યો અને તે તેમને સમજાવ્યો. ગાંધી ઘણા પ્રસન્ન થયા, અને તેમનું ઘર જે ઘણું જ પાસે હતું ત્યાં તેડી ગયા. ત્યાં અમે કેટલીક વાતો કરી અને શંકરદિગ્વિજયનુ પુસ્તક વાંચવાની મારી ઇચ્છા જણાવી. ગાધીએ પ્રસન્ન થઇ મને પુસ્તક આપ્યુ. આ પુસ્તક હું વાંચી ગયો અને તેનું વિસ્તૃત અવલોકન મેં સ્વદેશવત્સલમાં પ્રકટ કર્યું.

હવે ગાંધી સાથે મારી મિત્રતા વધતી ગઇ. ગાંધીનું નામ ભૂખણભાઇ હતું. પહેલાં તે બી. બી. સી. આઇ. માં વલસાડ તરફ સ્ટેશન માસ્તર

---

૧ દુર્લભરામભાઇ એ વૈજનાથ શાસ્ત્રીના મોટા જમાઇ થાય, અને ગંગાશંકરભાઇ એ નાના જમાઇ થાય. આ ગંગાશંકરભાઇ વડોદરાના મ. મ. તર્કવાચસ્પતિ બદરીનાથ શાસ્ત્રીના સાળા થાય. હાલમાં ગંગાશંકરભાઇનાં પત્ની અને પુત્ર અમદાવાદમાં છે. (સં.)

હતા, અને તેમની સદ્વિચારી દુકાન તેમના મોગાભાઇ ચલાવતા મોગાભાઇ ગુજરી જવાથી ભૂખણભાઇએ નોકરી છોડી દીધી અને દુકાનનું કામ સંભાળતા માંડ્યું ભરૂચના મહાન નૈયાયિક સ્વામી અદ્વૈતાનન્દના[૧] તે શિષ્ય હતા, અને તેમના યોગથી વેદાન્તમા તેમણે સારો પ્રવેશ કર્યો હતો.

એક વખત ભૂખણભાઇએ મને કહ્યું કે અદ્વૈતાનદ સ્વામી અહીં આવવાના છે, તેમનો સમાગમ કરવાની તમારી ઇચ્છા હોય તો તે આવે ત્યારે હુ તમને ખબર આપું મે હા કહી થોડા દિવસ પછી તે આવ્યા ત્યારે હુ તેમના દર્શન માટે ગયો. તે શરીરે ઘણા સ્થૂલ હતા, અને તેમની ન્યાય વેદાન્તમા ઉત્તમ પ્રવીણતાની ખ્યાતિ હોવાથી હુ તેમને પ્રણામ કરી બહુ મર્યાદાથી તેમની પાસે બેઠો. ભૂખણભાઇએ સ્વામીને મારો પરિચય આપતાં કહ્યું કે, એ સસ્કૃત ઘણું સારૂ જાણે છે તથા ન્યાયશાસ્ત્રનો પણ એમણે અભ્યાસ સારો કર્યો છે

મે કહ્યુ " નહિ, સ્વામીજી ! હજી તો હુ આરભ કરૂં છુ "

ભૂખણભાઇ મને કહે કે "સ્વામીને કાઇ પુછવુ હોય તો પૂછો "

સ્વામીજીએ પણ કહ્યું કે ' ઠીક છે, કાંઇ ચાલવાદો '

મે કહ્યુ " મને તો વેદાન્તસિદ્ધાન્ત વિષયક કાઇક શકાઓ છે, આપની આજ્ઞા હોય તો તે પૂછુ ".

સ્વામી—' ઠીક બોલો "

મે કહ્યુ —" વેદાન્તીઓ આ જગતને મિથ્યા માને છે ત્યારે પાપપુણ્ય, સ્વર્ગનરક અને તે પ્રતિપાદન કરનારા શાસ્ત્ર પણ મિથ્યા જ ઠરે છે ' અને

---

૧ સ્વામી અદ્વૈતાનન્દનો મઠ ભરૂચમા નર્મદાતટે જોવામા આવે છે મઠમા હસ્તલિખિત ગ્રન્થોનો સારો સગ્રહ છે સ્વ મોતીલાલ મોહનલાલ ઝવેરી, સ્વ હરિલાલ ઝવેરી, સ્વ. માણેકલાલ હુમરી વગેરે સ્વામીજીના શિષ્યો હતા (સ૦)

તે મિથ્યા શાસ્ત્રોએ ઠરાવેલા ધર્માધર્મ, આચાર, ઇત્યાદિ પણ મિથ્યા ઠરે છે ! આમ થવાથી લોકો સ્વૈરાચરણ કરે તો તેને શાસ્ત્રવિરુદ્ધ કહેવાય નહિ ! આનો શો ખુલાસો છે ?"

સ્વામી—"બીજું કાંઇ પૂછવું છે ?"

મેં કહ્યું —"જગતકર્ત્તા ઈશ્વર વેદાન્તીઓને મતે માન્ય છે કે નહિ ? હોય તો તે આકાર છે કે નિરાકાર ?"

સ્વામી—"વળી કાંઇ પૂછવું છે ?"

હું બોલ્યો—"પૂર્વજન્મ સત્ય છે કે માત્ર કલ્પનાજ છે ?"

સ્વામી—"વળી કાંઇ શંકા છે ?"

હું—"મેં વેદાન્ત શાસ્ત્રનો અભ્યાસ કર્યો નથી. આપાતતઃ જે વાતો સાંભળું છું તેમાંથી આ શંકાઓ ઉદ્ભવી છે, માટે આપ આટલા પ્રશ્નોનો નિર્ણય સમજાવો, તે પછી કાંઇ શંકા રહેશે તો પૂછીશ."

સ્વામી—"આ તમે પૂછો છો તે વાદના હેતુથી પૂછો છો કે સમજવાને માટે ? કેમકે અમે નૈયાયિકો વાદીના પ્રશ્નનો ખુલાસો કરવા બંધાયા નથી. અમે તો તેના મોમા મુઠી ભરી ધૂળ નાખીએ ! અર્થાત્ તેને બોલતો બંધ કરીએ."

હું—"આપની સાથે વાદ હોય ! ફક્ત સમજવાજ માટે."

સ્વામી—"ત્યારે તો તમે વિચારસાગર વાંચો, અને પછી શંકા રહે તો મને પૂછજો."

હું—"આ પણ વાદીને બોલતો બંધ કરવાનો જ એક ઉપાય છો મેં જે પ્રશ્નો કર્યા તે સંબંધી આપ કાંઈ તો કહો"

સ્વામી—(હસીને)" એમ તમારી ઇચ્છા છે? ચાલો આપણે થોડોક વાદ કરીએ પ્રથમ આપણે તમારો ઈશ્વર સંબંધી પ્રશ્ન લેઈએ. વારુ,

ઈશ્વરના સંબંધમા તમે કાંઈ નિર્ણય કરી મૂક્યો છે કે નહિ?"

મે વિચાર કર્યો કે નૈયાયિકો ઈશ્વરનુ અસ્તિત્વ માને છે, સ્વામી પણ નૈયાયિક છે માટે તેમને પણ ઈશ્વરનુ અસ્તિત્વ માન્ય હોવું જોઈએ. મારા પ્રશ્નનો ઉત્તર માગી પામે અપાવવામા સ્વામીની વાદી તરફિની ચાલાકી હુ મર્મજ્ઞ શકયો નહિ, અને તેથી મેં કહ્યુ કે," હા, હું તો ઈશ્વરનું અસ્તિત્વ માનું છુ "

સ્વામી—" ત્યારે તમારે મતે તે ઈશ્વર સાકાર કે નિરાકાર છે?"

મે વિચાર્યું કે, સાકાર કહીશું તો ઈશ્વર પરિચ્છિન્ન થવાથી સર્વ-વ્યાપકના વગેરેમા વાધો આવશે માટે 'નિરાકાર' કહેવું ઠીક છે. એ હેતુથી મે કહ્યું " ઈશ્વર નિરાકાર છે. "

સ્વામી— અને ઈશ્વર જગતનો કર્તા છે એમ પણ તમે માનતા હશો."

મે— " હા. '

સ્વામી— " એ જગત્ વિચારપૂર્વક રચ્યું કે અવિચારપૂર્વક ? "

મે— ' વિચારપૂર્વક. "

સ્વામી— " એ વિચાર કરવાનું ઇન્દ્રિય જે મન ઈશ્વરના કયા ભાગમા રહેતુ માનો છો ? હાલમાં કેટલાક નવીનો કહે છે તેમ માથામા કે પ્રાચીનોની પેઠે હૃદયમા ? "

મે કહ્યું —"માથું કે હૃદય તો નિરાકારને હોય નહિ !"

સ્વામી— " ત્યારે વિચાર કયા થાય ? "

* હું કાંઇ ઉત્તર આપી શકયો નહિ

સ્વામીએ કહ્યું કે "વાદમાં તમે નિરુત્તર થયા છો. સાકાર કહેશો તો ઇશ્વિરની વ્યાપકતા નહિ ઘટે અને નિરાકાર કહેશો તો વિચારપૂર્વકર્તા નહિ ઘટે."

મેં કહ્યું— "પણ એ તો મારો પ્રશ્ન હતો !"

સ્વામી— "તમારા પ્રશ્નના તમને ઉત્તરદાતા બનાવવાની એ નૈયાયિકોની ચાલાકી છે !"

હું બોલ્યો, "ત્યારે મારા પ્રશ્નોનો ખરો ખુલાસો આપ નહિ કરો ?"

સ્વામી— "તે મેં કહ્યું છે કે "વિચાર સાગર" અગર "પંચદશી" જેવા ગ્રંથો તમારે આરંભમાં વાંચવા જોઇએ, કેમકે જે વિષય આપણને અવગત ન હોય તે સંબંધી પ્રશ્ન કરવામાં પણ આપણે ભૂલ ખાઇએ છીએ ! માટે ઉક્ત ગ્રંથોમાંથી કોઇ પણ વાંચી તમને શંકા રહે તો મારી પાસે આવજો; એમ કરવાથીજ તમને લાભ થશે."

પછી મારી ઇચ્છા જાણી ભૂખણભાઇએ મને વિચારસાગર આપ્યો. મેં તેને બે ત્રણ વાર વાંચ્યો, પણ બરાબર સમજાયો નહિ, થોડીક શંકાઓ રહી ગઇ, અને સ્વામી પાસે જવાનો કાંઇ યોગ આવ્યો નહિ. તે પછી વેદાન્તના નાના નાના પ્રકરણ ગ્રંથો ઘણાક વાંચ્યા. તેમાંનું વક્તવ્ય સમજ્યો, પણ નિઃશંક ગ્રંથો સમજાયા નહિ. મારો આ અભ્યાસ ચાલતો હતો તે વખતે " અપભ્રષ્ટ શબ્દપ્રકાશ ચંદ્રિકા " નામે એક પુસ્તક કોઇ પ્રભાકર રામચંદ્ર નામે વિદ્વાને લખેલું મારા જોવામાં આવ્યું. આ પુસ્તકની રચના અને ભાષાના શિક્ષણમાં તેની ઉપયોગિતા મને સારી લાગવાથી તેનું અવલોકન મેં સ્વદેશવત્સલમાં પ્રકટ કર્યું. તે વખતે સ્વદેશવત્સલ ચોપાનિયું ગાયકવાડી રાજ્યની તમામ શાળાઓ અને ઓફિસોમાં જતું હતું; અને તેના કર્તા ગાયકવાડી રાજ્યની શાળાઓમાંના એક ડે. એ. ઇ. હતા; તેથી તેમના વાંચવામાં તે આવ્યું. પુસ્તકનું અવલોકન નિષ્પક્ષપાત રીતે

લખાયલું હોવાથી તે લખનાર પ્રત્યે તેમને સદ્ભાવ પ્રકટ્યો; અને લેખક કોણ છે તેની તપાસ કરી એક પત્ર લખી મારો ઉપકાર માન્યો, તથા તેમનો મુકામ સિનોર હતો ત્યાં તેમને મળી જવાની તેમણે મને પ્રાર્થના કરી. નર્મદામાં પનાઇ માર્ગે થોડા વખતમાં ત્યાં જઇ શકાય તેવું હતું, એમ છતાં મારી શાળા અને મારો વ્યાસંગ છોડીને ત્યાં જવાનો મને અવકાશ મળ્યો નહિ.

મારા માતાપિતા અને બાઇ ભરૂચમાં રહેતાં હતાં એમ મેં પાછળ જણાવ્યું છે. હું ઘણી વખત દીવેથી ભરૂચ જતો આવતો. એક વખત હું રવિવારે સવારમાં ભરૂચ ગયો હતો અને ત્યાંથી નીકળતાં મને છેક સંધ્યાકાળ થઇ ગયો. નદી ઉપર આવતાં હોડીઓ બધી જતી રહેલી હતી. એક છેલ્લી હોડી ઉપડવાની તૈયારીમાં હતી તેમાં હું કૂદી પડ્યો. એ હોડીમાં એક ઘાસનો ભારો નાખી એક ઢેડ બેઠો હતો, તેને મેં પૂછ્યું કે ક્યાં જવું છે? તેણે કહ્યું કે "દીવા". મને આનંદ થયો, કેમકે પવન સામો હતો તેથી હોડીને હરિયા ખવરાવી હોડીવાળો લેઇ જતો હતો અને તેથી સામે કાંઠે પહોંચતાં આશરે આઠ વાગે તેમ હતું, અને ખરેજ! અમે સામે કાંઠે ઉતર્યા ત્યારે ઘણું અંધારું થઇ ગયું હતું. ઢેડ ઉતરી ચાલવા લાગ્યો અને તેની પાછળ હું પણ ચાલ્યો. મારી પાસે એક લાકડી અને બે ચાર સોડાની નાની દાબડીઓ રૂમાલમાં બાંધેલી હતી. થોડેક ગયા એટલે દીવે જવાના બે રસ્તા આવ્યા. એક મોટો રસ્તો અંકલેશ્વર જવાનો હતો અને તે દીવા ગામને પૂર્વ છેડે થઇને જતો હતો અને બીજો રસ્તો બોરભાઠા ગામ થઇને દીવાને પશ્ચિમ છેડે જતો હતો. દીવા ગામ પણ પાધરી પને લાંબું હતું, અને તેથી જો હું ઢેડની પાછળ ન જાઉં તો મારે આશરે અરધા પોણા ગાઉ જેટલું ચક્કર ખાવું પડે! આ કારણથી હું પશ્ચિમને માર્ગે ચાલ્યો. વચમાં અરધેક ગાઉ પર બોરભાઠા આવવાનું હતું. અને ત્યાં મેં ધર્મ ઉપાડેલો હોવાથી મારો આશ્રિત વિષ્ણુરામ ત્યાં રહેતો હતો. તે કોઇક વખતજ દીવે રાત રહેવા આવતો. હું ગામની નજીક ગયો અને ત્યાં રાત રહેવાનો વિચાર

ર્યો, કેમકે આશરે નવ વાગ્યા હશે એમ મને લાગ્યું પણ વળી યાદ આવ્યું કે જો હું ઘેર નહિ જાઉં તો વચમાં નદી ઉતરવાની હોવાથી ઘેર આગળ ફીકર થશે કેમકે કોઇ રવિવારે, હું સાંજે દીવે આવ્યા સિવાય રહેતો નહિ. આથી હું એકદમ આગળ ચાલ્યો. ઉનાળાના દહાડા હતા અને એ પ્રદેશમાં સાપનો ભય વધારે, તેથી વાડની પાસે ન ચાલતા વચમાંજ ચાલતો હતો. આગળ જતાં એક નેળ આવી તેની આસપાસ બે મોટા મગ ઉગેલી હતી, અને ઉપર ખેતરો હતા. તેથી વચમાં અંધકાર ઘણો હતો તેમાં હું ચાલતો હતો, તે વખતે અંકલેશ્વરનું એક મુડદું મોટે રસ્તે નર્મદા પર લેઇ જનારા ડાઘુઓનો 'રામ કહો ભાઇ રામ' અવાજ મને માને પડયો આ વખતે એ અવાજથી મારી છાતીમાં ભય ઉત્પન્ન થયો એવામાં નેળની પેલે પાર બે ચાર ધોળાં કપડાવાળી આકૃતિઓ મેં જોઇ, આ લોકો ગામે જતા હશે એમ જાણી તેમને પકડી પાડવાને હું ઉતાવળે ચાલ્યો, પણ તેઓ તો સામા આવતા હતા તે કોઇ વટેમાર્ગુ હશે એમ ધારી હું કાંઇ બોલ્યા સિવાય આગળ ચાલ્યો. ચારે પાસે ઊંચા ઊંચા તાડના ઝાડનું વન અને પવનના જોરથી પાંદડાનો ખડખડાટ તથા બે સામજોયો રાતના એકાંતમાં જોરે શબ્દ કરતો ડાઘુઓનો અવાજ, એ બધાથી મારા મનની સ્થિતિ ભયભીત થઇ ગઇ હતી, એવામાં એક કાટખુણો જેવી વાગીવાળો રસ્તો આવ્યો એ રસ્તામાં હું ચાલતો હતો ત્યારે ઢોરને હાંકીને કોઇ જતો હોય તેવો ડચકારો એ સાંભળ્યો. મેં ધાર્યું કે કોઇ ગોવાળિયો પોતાના ઢોર હાંકી જતો હશે! હું તેના મોઢા આગળ અથવા મારખુણાના ખુણા આગળ આવ્યો. બાજુ પરથી એક બીજી નેળ ત્યાં આવીને મળતી હતી મેં તે તરફ જોયું તો એક ભેંસ જેવું જાનવર જોયું અને ધાર્યું કે ખેતરમાંથી કોઇ ભેંસ હાંકીને ઘેર જાય છે. પછી તેની પાછળ તેનો હાંકનારો જોવામાં આવે તો નહિ, તેથી મને કલ્પના થઇ કે આવી મોડી રાત્રે ભેંસ ઘેર લાવવાની હોય નહિ, માટે આ જંગલનો ભેંસો હશે જંગલી પાડો માણસને મારી નાંખે છે એમ પણ તરતજ યાદ આવ્યું વળી જો આપણે તેનાથી બ્હીએ ડીએ એમ માલમ પડે તો

તે જરૂર આપણી પાછળ દોડીને આપણને મારે છે. આવા વિચારો સામગ મારા મનમાં આવવાથી સ્વાભાવિક રીતેજ હું ઉતાવળો ચાલ્યો. મારી પાછળ મને પાડાના પગના, સંભળાયા. હું દોડ્યો, પાડો પણ દોડતો હોય એમ તેના પગના સાંભળ્યા પાછળ જોવાનો મને વખત નહોતો હું દોડતો હતો ત્યાં વગર પહોળો રસ્તો હતો રસ્તાની વચ્ચે કંથારનું મોટું જાળું હતું તેથી રસ્તાના બે ભાગ થયા હતા અને બાજુના બે ખેતરોમાં બે કૂવા હતા. તેમાં પાણી હશે પણ તેના મોઢા જમીન બરાબર હોવાથી અને આસપાસ ઊંચું ઘાસ ઉગેલું હોવાથી અજાણ્યો માણસ ખેતરમાં થઈને ચાલે તો તેમાં પડી જાય. ત્યાં કૂવા છે તેની મને ખબર હતી, અને હું દોડતો હતો તે જગો ખડીયાવાળી હતી, કેમકે રસ્તાનો તે નીચાણનો ખાડાવાળો ભાગ હોવાથી ત્યાં ચોમાસામાં પાણી ભરાઇ રહેતું હોવાથી અને ઉનાળામાં તે સૂકાઇ જવાથી ત્યાં ઠેસો વાગે એવી જમીન હતી ગભરાટમાં હું રસ્તાની વચમાંના જાળાની બીજી બાજુ ઉપરાણે રસ્તે ન જતાં સીધોજ ખાડાટેકરાવાળી જગો પર દોડ્યો અને ઠેસ વાગતાં ઊંધે માથે પડી ગયો ! પાઘડી, લાકડી અને કાગળીઓની પોટલી દૂર થઇને પડ્યાં ! પાડાના પગલાં છેક મારી પાછળ લગોલગજ મેં સાંભળ્યાં હતાં, તેથી હવે પાડાનું શીંગડું મારી પીઠ પર હમણાં પડે છે એમ હું વિચારી ઈશ્વર-સ્મરણ કરી રહ્યો હતો ! બે ચાર સેકન્ડ થઇ, પણ પાડાનું માથું વાગ્યું નહિ, મેં ડોકું ઊંચું કરી જોયું, પણ પાડો દેખાયો નહિ ! પાડો ભૂલ્યો, અને જાળાની બેની બાજુએ રસ્તે ચઢી ગયો ! તથા આગળ જઇને મને રોકીને ઊભો રહેશે ! ,

હું ઉઠ્યો, લાકડી, પાઘડી અને પોટલી લીધાં. સામે જ એક ખેતર અને તેની નજીક વડનું ઝાડ હતા. ખેતરની વાડમાં એક છીંડું વડના ઝાડ પાસે હતું હું તે તરફ ખેતરમાં પેસી જવાના તથા જરા પાછળ રહી ગયેલા પાડાની નજરે નહિ પડવાના ઇરાદાથી હું ચાલ્યો. અંધારમાં મારા આગ્રા પરથી ખેતરના માલિક તે છીંડું પૂરી દીધું. ખેતરવાળાને બે ચાર ગાળો

મનમા દેઈને હું પાછો (નેળને) રસ્તે પડયો. પાડો કાંઇ દેખાયો નહિ, તેમ તેના પગલાં પણ સંભળાયાં નહિ; રસ્તાની જમીન રેતાળ હતી. થોડેક દુર એક ખેતરમા તાપણું કરી ત્રણ ચાર આદમી બીડીઓ પીતા બેઠા હતા તે ખેતરમાં મરચીઓ વાવી હતી. તેની સામે પાસે એક ખોડીબારામાં થઇને ખેતરમા જવાનું હતુ, તથા તે રસ્તો ગામમાં જવાનો હતો. ખોડીબારામાં દાખલ થઇ થોડીવાર હું ઉભો રહ્યો અને શ્વાસ ખાધો! રાત્રે દશેક વાગે હું ઘેર ગયો.

બીજે દિવસે મને તાવ આવ્યો. મારા પાડોશી ખેડુતોને મેં રાતની વાત કહી! તે બોલ્યા કે તમે ઘેર આવ્યા તે સારૂં થયું! નહિ તો એ પાડો તમને મારત તો નહિ પણ આખી રાત સીમમાં ભમાવત અને સવારમાં અવાપ થઇ જાત! જે એ કૂવા બાજુપરમાં ખેતરોમાં છે તેમા એક જણ પડી જઇ મરણ પામ્યો હતો તે ભેંસાસુર થયો છે; ઘણા જણને તે બ્હીવરાવે છે અને આખી રાત ઝાડોમાં ફેરવે છે.

મારો તાવ બે ત્રણ દિવસે મટયો. બીજી વાર દિવસે એ રસ્તેથી હું જતો હતો ત્યારે મને સમજાયુ કે ખડિયાવાળી કડબ, જમીનમા લોઢાના નાળવાળા મારા જોડાના અવાજને સાભળીને તે મેં મારી પાછી આવતા પાડાના પગલાનો અવાજ ધાર્યો હતો, આડી નેળના અંધારાને મેં પાડાનો આકાર કલ્પ્યો હતો, કેમકે તે પહેલાં મેં કોઇનો અવાજ સાભળ્યો હતો. શાંત રાતે દૂરનો અવાજ પણ નજીક હોય તેમ સંભળાય છે, તેથી મેં ભેંશની અને પાડાની કલ્પના કરી હતી. પાડો હતો જ નહિ, પણ મારા કલ્પિત પાડાએ મને દોડાવ્યો અને તાવ આવ્યો! વેદાન્તીઓ કહે છે કે આપણું જ કલ્પેલું જગત આપણને સુખદુઃખ આપે છે તેમા કાંઇ ખોટું નથી.

—. આ વખતે ભરૂચમા મારી બા માંદી પડી અને મરી ગઇ. ભરૂચમાં આ વખતે અમારી નાતિના ખેડિયા વ્યાસ કાળીદાસ પુરાણી હતા. તેમને

દીક્ષા મયારામ મોતીરામ અને અણુતગર્મ બાપુ ઉત્તર અને પરગણુ ગદરથી હતા તેમના ઘરની સ્ત્રીઓ અને પુરુષોએ રાજને અત્યેષ્ટિ સરભર માટે સ્મશાનમા લેઇ જવામા અને બીજા ત્રીજા કામમા અમને ઘણી મદદ કરી તે ન હોત તો મને ઘણી જ ચણુ પડી હોત ગણુપતરામના પુત્ર શાસ્ત્રી મગનલાલ પણ પરમ વૈષ્ણવ અને વિદ્વાન છે૧ તથા તેમના જમાઇરા ગોવિંદલાલ એમ એ જે વગેરા કાનેજમા પ્રોફેસર છે તે પણ મારા ઉપર ઘણો સ્નેહ રાખે છે

મુનરમાર્ગી અહીં અમરેશ્વર થઇ તે વખતે જીમ મહિનો ચાલતો હતો અને હોડીમા બેઠા બાડભૂત થઇ અમને ઘર જવાનુ હતુ હુ થોડાક કામચલાઉ સામાન સાથે બાડભૂત ઉતર્યો અને મારો સામાન એક જૂના ઓળખીતાને ત્યા મૂકી અમરેશ્વર ગયો ત્યા સ્થિર થયા પછી મારો બાકીનો સામાન જે મોરબાગમા મારા આસિ ની પાસે મૂક્યો હતો તે લેવા ગયો જે ઘરમા મારો સામાન હતો તે ઘર તો રેલમા તણાઇ ગયુ હતુ, પણ મારા આસિસ્ટંટે તે વખતસર ચેતીને બીજા ઘરમા મૂક્યો હતો તેથી બચી ગયો હતો તે વખતે ચોમાસુ હતુ અને નર્મદા નદી એક નાના સમુદ્રની માફક પથરાઇ હતી બાડભૂત સામાન રહેવા દઇ અમરેશ્વરથી ઘોડા મોકલી સામાન મગાવી લીધો એ ધરતીમા ચોમાસામા ગાડી ચાલતી નથી

અહી મને મારા જૂના મિત્રો મળ્યા પરશોતમ વૈદ દયારામ પટેલ, બાપુભાઇ ઉઘરાતદાર પુરાણી વિશ્વનાથ વગેરે મને જોઇ બહુ આનદ પામ્યા હુ ત્યાર પછી બીજા ગામો ફર્યો તે દરમિયાન મારા જે જે ઓળખીતા ગુજરી ગયા હતા તેમના સ્મરણાર્થે સ્વર્ગની મુસાફરી નામે એક વિનોદાત્મક પદ્યબંધ ચોપડી બનાવી મારા મિત્રોને તે માગણી પ્રમાણે આપી

૧ પ્રો મગનલાલ શાસ્ત્રી તા ૧૮-૭-૧૯૩૫ના રોજ મરુચમા હરિશરણ થયા (સ)

મારા એક જૂના સ્નેહી કવિ રણછોડરામ મહુભાઇ તે વખતે મુંબઇમાં હતા. તેમની ઇચ્છા પુરાણાર્થપ્રકાશ નામે માસિક પ્રકટ કરવાની થઇ. તેથી તેમણે મને તે કામ કરવાનું પૂછાવ્યું. મેં હા પાડી, અને પ્રથમ માર્કંડેય પુરાણનું ભાષાન્તર શરૂ કર્યું. તેમા ગરુડનો સંવાદ મુખ્ય છે, માટે ચોપાનિયાના મુખપૃષ્ઠ ઉપર ગરુડનુ ચિત્ર તથા તેને લગતો એક શ્લોક મેં રચી આપ્યો, તે મૂકી ભાષાન્તરનો આરંભ કર્યો. આ પુરાણમાં સપ્તશતી અથવા ચંડીપાઠનો સમાવેશ થયેલો છે, માટે તેનું ભાષાન્તર મૂળ સહિત છાપવાની પ્રકટ કરનારની ઇચ્છા હતી, તેથી તેમણે મુંબાઇમાં શાસ્ત્રીઓની સભા કરી મારૂં ભાષાન્તર તપાસવા વિનંતી કરી. તેમણે તપાસી ઉત્તમ અભિપ્રાય આપ્યો. આ વાત મને રા. રણછોડરામે જણાવી તેથી મને પણ મારા ભાષાન્તરની યથાર્થતા માટે સંતોષ ઉપજ્યો.

આ વખતમાં મારા ગુરુ જેમની પાસે મે વ્યાકરણ, કાવ્ય અને વૈદકનો અભ્યાસ કર્યો હતો તે, માંદા પડયા. તે અપુત્ર હતા. મારા ગુરુપત્ની તથા તેમના માતુશ્રી ઘરમા હતા, પણ વ્યાધિ એવો હતો કે તેમની ચારવારમા પુરુષની જરૂર પડે પિશાબ વખતો વખત અટકી જતો અને શળી મૂકી તે કરાવવો પડતો. જ્યારે જ્યારે પિશાબ અટકી જાય ત્યારે ત્યારે મારા ગુરુપત્ની બિચારા મારે ઘેર આવે. તે વખતે રાતના બાર વાગ્યા હોય તો પણ હુ તરત ઊઠીને ત્યાં જઇ તેમની ચારવાર કરતો.

ગુરુનુ શરીર દિવસાનુદિવસ ક્ષીણ થતું ચાલ્યું, અને તેમની પાસે હમેશા મનુષ્યની જરૂર છે એમ મને લાગ્યું, તેથી મેં એક માસની રજા મેળવી અને ગુરુપાસે રહેવા લાગ્યો. ગુરુને તેથી ઘણો આનંદ થયો. ગુરુને ઇચ્છા થઇ કે તેમને અધ્યાત્મ રામાયણ તથા શંકરાનંદી ગીતા મારે સંભળાવવી. મેં તેનો આરંભ કર્યો, અધ્યાત્મ રામાયણ પૂરૂં થયું.

ગુરુએ મને પૂછ્યું કે મારા ઘરમા ઘણાક પુસ્તકો છે તેનો શો વિનિયોગ કરવો ? મેં તેમને સલાહ આપી કે મહાભારત કીમતી પુસ્તક છે તે તમારા

જમાઇ દુર્લભરામને આપવું; રામાયણ નમારી નાતિના જોશીના પુત્રને આપવું. બીજાં નાના નાના પુસ્તકો તમારા વિદ્યાર્થીઓ જેમાંથી જેને જેનો ઉપયોગ હોય તેમને આપવાં. તેમણે મારે માટે શ્રીમદ્ભાગવત જે તેમની સાસુએ લખ્યું હતું તે, શંકરાનંદી ગીતા, અધ્યાત્મરામાયણ, પંચદશી અને ભર્તૃહરિશતકત્રય મને આપ્યા. મેં તે લેવાની આનાકાની કરી, તથાપિ તેમનો આગ્રહ જોઇ અધ્યાત્મ રામાયણ અને શંકરાનંદી ગીતા સિવાયના પુસ્તકો મારે ઘેર મોકલ્યા. ભર્તૃહરિ શતકત્રય માટે પુરષોત્તમ વૈદે ઇચ્છા બતાવી તેથી તે મેં તેમને આપ્યા.

શંકરાનંદી ગીતાનો છઠ્ઠો અધ્યાય ચાલતો હતો તે વખતે ગુરુનું અવધાન શ્રવણમાં ન જોઇને મેં પુસ્તક બંધ કર્યું. અને તેજ રાત્રે ગુરુએ દેહ છોડયો. ગુરુને અગ્નિસંસ્કાર કરી પાછા આવી મેં જોયું તો એ બે પુસ્તકો ત્યાં નહોતાં. કોઇ ઉઠાવી ગયું એમ નિશ્ચય થવાથી તેની મેં ઝાઝી ચોળાચોળ કરી નહિ.

અમલેશ્વરમાં રહેતો હતો ત્યારે સામાન્યપણે મારો એક નિયમ હતો કે સાંજે શાળા છૂટયા પછી ગામનાં ત્રણે દેવાલયોમાં દેવને પ્રણામ કરીને ઘેર જવું. ગામમાં ત્રણ દેવાલય હતાં: એક મહાદેવનું દેરું, બીજું રામ મંદિર, અને ત્રીજું લક્ષ્મીનારાયણનું મંદિર. આ છેલ્લા મંદિરની સ્થાપનાની વાત લગાર રમૂજી છે. પણ તેમાં મારે કાંઇ લાગતું વળગતું નથી તેથી અહીં આપતો નથી. આ મંદિર એટલે ગામડાનું એક ઘર. મંદિરની બહાર રવેશ. તેની બહાર ખુલ્લી જગામા બે પાસે ઓટલો અને વચમાં રસ્તો. તથા તેની બહાર ખડકી. એક વખત હું મંદિરમાં સાંજે ગયો તે વખતે મંદિરના દક્ષિણ તરફના ઓટલા પર ગામના મુખી ડાહ્યાભાઇ પટેલ, એક મતાદાર, પરસોત્તમ વૈદ, અને બીજા બે ત્રણ જણ બેઠા હતા. ઉત્તરનો ઓટલો પરોણો હતો, પણ તે ઉપર એક મૃગચર્મ બિછાવીને પચીસેક વર્ષનો સુંદર તરુણ લાંબા પગ કરી સુતો હતો. આ તરુણે ભગવા રંગનું પહેરિયું તથા ઝબ્બો પહેર્યાં હતા. માથે વાળ હતા. મંદિરના બાવાને

ત્યાં આવેલો કોઇ અતિથિ હશે એમ ધારીને ગામના ઓટલા પર જગા ન હોવાથી દર્શન કરી આવીને હું તેના પગ આગળ બેઠો.

એ ગામના મુખીએ મને પ્રશ્ન કર્યો કે, "મહેતાજી ! રાવણને દશ માથાં હતાં એમ બધા કહે છે તે વાત સાચી હશે ?"

મેં કહ્યું "આ તમારી પાસે પુરાણી અને વૈદ્ય બેઠા છે તેમને પૂછી જુઓ."

પટેલ—"અરે એ તો હા એ હા કરે છે, પણ કાંઇ ખાત્રી થતી નથી."

હું બોલ્યો—"આપણને કેટલા પગ ?"

પટેલ—"બે."

"અને ગાયને ?"

"ચાર."

"અને માખીને ?"

"છ."

"અને કરોળિયાને ?"

"આઠ."

"અને કાનખજૂરાને ?"

"ઘણા પગ !"

મેં કહ્યું—જ્યારે ઇશ્વરની સૃષ્ટિમાં પગ પણ વત્તાઓછા હોય ત્યારે માથાં પણ વત્તાં ઓછાં કેમ ન હોઇ શકે ! એક અંગ્રેજી પુસ્તકમાં લખ્યું છે કે "There is nothing impossible in the nature" એટલે સૃષ્ટિમાં કાંઇ અસંભવિત નથી."

આ સાંભળીને પેલો સુતેલો સંન્યાસી બોલી ઉઠ્યો કે,

"Friend; a little knowledge is dangerous!". એ વાક્ય એ બે ત્રણ વખત બોલ્યો, અને હું આશ્ચર્યથી તેના તરફ ફર્યો.

મેં કહ્યું: " Beg your pardon; What did you say ? "

તેણે ફરીને એજ વાક્ય કહ્યું.

અમારી વાતમાં બીજાને રસ પડે માટે મેં હિંદીમાં કહ્યું: "मेरेको इंग्लिश ठीक ठीक नहि बोलने आता, और इंग्लिश भी मेरा कच्चा है। आप कृपा करके हिन्दीमें बोलिये."

તે બોલ્યો, " But I don't know Hindi. "

મેં કહ્યું, " But you understand Hindi !"

તેણે કહ્યું: " I am a native of Bengal; something of Hindi and something of Sanskrit I can understand, but cannot speak ! "

આ રીતે સાધારણ અંગ્રેજીમાં મારી અને તેની વાત ચાલી. તે અંગ્રેજી બહુ ઝડપથી અને સારું બોલતો હતો. તેણે મને કહ્યું કે, "હું કોણ છું, ક્યાં જાઉં છું, વગેરે તમે મને કાંઇ ન પૂછતાં તત્ત્વજ્ઞાન અથવા જ્યોતિષ અથવા ધર્મને લગતું કાંઇ પૂછવું હોય તો પૂછો. હું યથામતિ ખુલાસો કરવાની આશા રાખું છું."

મેં કહ્યું, પણ તમારું ઇંગ્લિશ હું સમજણ કરી શકીશ નહિ એમ મને ભય છે."

તેણે કહ્યું કે "નહિ, હું બહુ સહેલા શબ્દોમાં ધીમેથી તમને કહીશ. તમારે શાનું પૂછવું છે ?"

મેં કહ્યું કે "હા. પ્રથમ તો તમે મને એ કહો કે ઇશ્વરને આપણે જોઈ કે જાણી શકીએ કે નહિ? અને બીજું મનુષ્ય જ્યારે મરે છે ત્યાર પછી પાછો તે અવતાર લે છે કે નહિ? અને લેતો હોય તો શી રીતે?" આ બે મારા પ્રશ્ન છે.

તે બંગાળી રાજી થયો હોય તેમ દેખાયો, અને મારી સાથે નીચેની મતલબની વાતચીત કરી.

તેણે કહ્યું: "તમે આ પ્રશ્નોના ઉત્તરો આપણાં ન્યાયવેદાન્તાદિ શાસ્ત્રોમાં કહેલી રીતે માગો છો કે હાલની નવીન વૈજ્ઞાનિક પદ્ધતિથી?"

મેં કહ્યું: "નવીન પદ્ધતિથી."

બંગાળી–"ત્યારે તમને થોડુંક સાયન્સનું જ્ઞાન હોવું જોઇએ. તમે આકર્ષણના નિયમો સમજો છો?"

મેં કહ્યું: "હા."

તે–"ત્યારે સાંભળો તમારા પહેલા પ્રશ્નનો ઉત્તર. તમે વેદાન્તાદિ શાસ્ત્રોનો અભ્યાસ કરશો તો તમને સમજાશે કે આત્મા અને પરમાત્મા એ બે વસ્તુ નથી. અર્થાત્ પરમાત્માને જોવાને કે જાણવાને ઇચ્છનારાથી પરમેશ્વર જુદી વસ્તુ તરીકે દૂર ઉભેલો નથી, પણ જે જોનારો છે તે પણ પરમાત્માજ છે; અને એમ હોવાથી કર્તા તે કર્મ હોઇ શકે અને જ્ઞાતા તે જ્ઞેય હોઇ શકે નહિ.

મેં કહ્યું: "એ હું સમજ્યો. હવે બીજા પ્રશ્નનો ઉત્તર!"

તેણે કહ્યું:–"પ્રથમ તમારે એક દેહમાંથી બીજા દેહમાં જનારી વસ્તુ, જેને તમે જીવ કહો છો તે, શું છે તે જાણવું જોઇએ. જેમ અનેક ઘડાઓમાં પાણી ભર્યું હોય અને તેમાં આકાશ કે સૂર્યનું પ્રતિબિંબ પડે,

તેમ ભિન્ન ભિન્ન શરીરોમાં ભિન્ન ભિન્ન અંતઃકરણો છે, અને તેમાં સર્વવ્યાપી ચૈતન્ય પરમાત્માનું પ્રતિબિંબ પડે છે તેને આપણે જીવ કહીએ છીએ. અર્થાત્ અંતઃકરણ, અથવા ટુંકમાં કહીએ તો મન, જ્યાં જ્યાં જાય, ત્યાં ત્યાં સર્વવ્યાપી ચૈતન્ય હોવાથી તેનું પ્રતિબિંબ તો પડવાનું જ; અને તેથી આપણે જીવ એક સ્થળેથી બીજે સ્થળે ગયો એવો વ્યવહાર કરીએ છીએ. ખરૂં જોતાં મન જ સ્થાનાન્તર કરે છે. પણ એ મન શું છે અને કેમ સ્થાનાન્તર કરે છે તે જાણવું જોઇએ.

આ સૃષ્ટિ પંચભૂતાત્મક કહેવામાં આવે છે, તેના કરતાં ત્રિગુણાત્મક કહીશું તો આપણો સિદ્ધાન્ત સહેલથી સિદ્ધ થશે. તમામ જડ પદાર્થોનો તમોગુણમાં સમાવેશ થાય છે; ક્રિયાત્મક અને મનને ઉશ્કેરે એવા પદાર્થોનો રજોગુણમાં સમાવેશ થાય છે; અને શાન્ત, સ્વચ્છ અને સુખરૂપ પદાર્થોનો સત્ત્વ ગુણમાં સમાવેશ થાય છે. મનુષ્યોનું મન આ ત્રણ ગુણોનું બનેલું છે, અર્થાત્ આ ત્રણ ગુણો ઓછા વત્તા પ્રમાણમાં મનુષ્યના મનના ઘટક અવયવો છે. ઉદાહરણ તરીકે ધારો કે આપણે મનના હજાર અંશ કલ્પીએ તો તેમાંથી કોઈ મનમાં ૫૦૦ અંશ સત્ત્વના, ૨૫૦ અંશ રજસના અને ૨૫૦ અંશ તમસના છે; બીજા એક મનમાં ૪૦૦ અંશ સત્ત્વના, ૫૦૦ અંશ રજસના અને ૧૦૦ અંશ તમસના છે, બીજા એક મનમાં ૬૦૦ અંશ તમસના, ૩૦૦ અંશ રજસના અને ૧૦૦ સત્ત્વના છે. આ રીતે જોઇએ તો મનના અનેક પ્રકાર થઇ શકે; પણ જેમાં સત્ત્વગુણ વધારે હોય તેને આપણે સાત્ત્વિક, રજસ વધારે હોય તેને રાજસ, અને તમોગુણ વધારે હોય તેને તામસ મન કહીએ છીએ.

સૃષ્ટિનો નિયમ છે કે સમાન ગુણો એક બીજા તરફ આકર્ષાય છે. એ રીતે સાત્ત્વિક મનનું આકર્ષણ તેને મળતા આવતા અથવા સમાન અંશવાળા સાત્ત્વિક મન તરફ સ્વાભાવિક રીતે થશે; રાજસ મનનું આકર્ષણ રાજસ તરફ અને તામસ મનનું આકર્ષણ તામસ તરફ થવાનું. જ્યારે મનુષ્ય જીવનો

હોય છે ત્યારે પણ એવા સમાન ગુણોમા મિત્રતા આપણા જોવામા આવે છે, જ્યારે તે એકનો હોય છે ત્યારે પણ તેના મનના વિચાર પોતાના મનના ઘટકના પ્રમાણે સાત્ત્વિક, રાજસ કે તામસ હોય છે. પણ જ્યારે મરણાવસ્થ હોય છે ત્યારે તેની મૂર્છિત અવસ્થા થતા પહેલા તે પોતાના સમાન ગુણો તરફ આકર્ષાઇ ગયેલું હોય છે. પછી તે મૃત્યુ પામે છે અને તેનું મન જ્યા ગયુ ત્યા જ સ્થિર થઇ જાય છે. હવે તમને શ્રીમદ્ ભાગવતનો પેલો શ્લોક સ્પષ્ટ સમજાશે કે " यथा तृणजलौकेव देही कर्मगतिं गत." ધામમાકડી એક આગલો પગ પ્રથમ બીજા ધામના પાંના પર ગોઠવી પછી પાછલો પગ ઉપાડે છે, તેમ જીવ એક દેહમાથી બીજા દેહમા પોતાનો પગ જમાવ્યા પછીજ પહેલાનો દેહ છોડે છે, એમ કહેવાની એ શ્લોકની મતલબ છે. તમને હવે સમજાયું હશે કે એક દેહમા રહેલો જીવ અથવા મનમા પડેલું ચૈતન્યનું પ્રતિબિંબ બીજા દેહમા જતું નથી, પણ એકનુ મન પોતાની સૂક્ષ્મ ઇન્દ્રિયો અને વાસનાઓ વગેરે સહિત બીજા શરીરમા પ્રવેશ કરે છે. એનેજ શાસ્ત્રોમા સૂક્ષ્મ શરીર અથવા પુર્યષ્ટક કહે છે. ચૈતન્ય તો સૂર્યની પેઠે સર્વત્ર વ્યાપક, શુદ્ધ અને મનના સાત્ત્વિકાદિ ગુણોથી અલિપ્ત હોઇને જ્યા મન જાય ત્યા તેનામા તાતૃત્વરૂપ પ્રતિબિંબ પાડે છે આ રીતે પરજન્મની, Theory, કલ્પના છે"

તેના આ ખુનાસાથી મને બહુ આનંદ થયો, અને બીજે દિવસે મેં તેને ભિક્ષા માટે આમંત્રણ કર્યું. પણ તેણે બીજે દિવસે સવારમાજ વહેલા જવાનો નિશ્ચય કરેલો હોવાથી તે માન્યુ નહિ.

ત્રીજે દિવસે પાછા આવ્યા અને મંદિરના બાધુ પાસે એક સ્લેટ હતી તેમા મને લખી મોકલ્યુ કે "હું પાછો આવ્યો છુ, મારે વાચવાને માટે કાઇ પણ અંગ્રેજી પુસ્તક મોકલી આપો, સાજે મને મળજો."

મારી પાસે તે વખતે "રેમ્પનમાર" નામે એક અંગ્રેજી ચોપનિયુ

પડયું હતું. ભરૂચમાં કોઇ ગાંધીની દુકાને વાળવા કાગળો લાવ્યો હતો ત્યાં મેં તે જોયું અને તેની કીમત એક શિલિંગ જ્યાં એક આને તે મેં ખરીદ્યું હતું.

આ ચોપાનિયું મેં તેમને મોકલી આપ્યું અને સાંજે હું મંદિરમાં ગયો. તેમણે મને કહ્યું કે "મારો ઇરાદો દેહેજ બંદરે થઇ ભાવનગર જવાનો હતો, પણ ત્યાં હાલ બંદર નથી એ મેં ત્યાં ગયા પછી જાણ્યું, તેથી પાછો આવ્યો અને હવે ભરૂચ થઇ રેલ્વે માર્ગે ભાવનગર જઇશ." બીજે દિવસે દાળ અને ભાત ખાવાની શરતે મારૂં આમંત્રણ સ્વીકારી મારે ત્યાં જમ્યા અને આ "ટેમ્પલબાર" વાંચી જવા ભલામણ કરી. મેં તેમને વાટખરચી માટે જોગવાઇ કરી આપવા બહુ કહ્યું પણ તે તેમણે માન્યું નહિ, અને ભરૂચ તરફ ચાલ્યા ગયા.

તેમના ગયા પછી મેં ટેમ્પલબાર વાંચ્યું અને તેમાંનો "ડયુક ઓફ વેલિંગ્ટન" નામનો લેખ મને સુંદર લાગવાથી "સ્વધર્માચરણ" નામના મથાળાથી લગભગ તેનું ભાષાન્તર કરી તે લેખ મેં બુદ્ધિપ્રકાશમાં પ્રકટ કરાવ્યો હતો.

પાદરાના બાબર જોશીનો એવો આગ્રહ હતો કે મારે ગાયકવાડી રાજ્યમાં શાળાખાતામાં આવવું. અને તે વખતે તે ઓફિસરોમાં ફરનારા જોશી હોવાથી તેમણે તે વખતના શાળાખાતાના ડિરેક્ટર રા. સા. ભોગીલાલભાઇને મારે માટે ભલામણ કરી હતી, અને તેમને થોડાક નવીન શ્લોક લખી મોકલવા મને સુચવ્યું હતું. મેં શ્રીભોગીલાલપ્રશસ્તિ એ મથાળાથી આશરે વીશ કે પચીશ શ્લોક બનાવી તેમને મોકલ્યા. નમુના માટે તેમાંના એક બે શ્લોક અહીં લખું છું.

परगुणवचनैर्वैरैर्निरस्यापितोऽपि
विहित इव परैर्वै बालको बालभाव ।

# પ્રકરણ ૬ ઠું

## વડોદરામાં નિત્યવાસ અને સાહિત્યપ્રવૃત્તિ

એવામાં મારા ભાઇના લગ્નપ્રસંગથી મારૂં વડોદરામાં આવવું થયું. મારા એક મિત્ર તે વખતે વડોદરામાં વકીલાતનું કામ કરતા હતા તે મને મળ્યા. મારો સુબાસાહેબ રઘુનાથ મહાદેવ કેલકર સાથેનો પરિચય તે જાણતા હતા, તેથી તેમણે મને ખબર આપી કે તેઓ હાલ વડોદરામાં સુબાની જગોએ છે માટે તેમને મળશો તો તેમને સારૂં લાગશે. હું તેમને મળવા ગયો; અને તેમને ફક્ત હું એક જ વાર મળ્યો હતો તથા એક વાર તેમને મે સંસ્કૃતમાં નાગપાશપ્રબંધ (ચિત્રકાવ્ય) લખી મોકલ્યું હતું. તેમ છતાં મને જોતાંવાર તેમણે મને ઓળખ્યો, અને મારી સાથે વાતચીત કરી. મારા મિત્ર ખુશાલીથી જણાવ્યું કે, "એમને વડોદરે આવવાની ઇચ્છા છે". તે ઉપરથી તેમણે મને એક ચીઠી લખી આપી અને રા. બા. હરગોવિંદદાસને મળવાનું કહ્યું. હરગોવિંદદાસને હું મળ્યો અને તેમણે વડોદરા રાજ્યના કેળવણી ખાતામાં આવવાની મારી ઇચ્છા છે એવી મતલબની મારી અરજી માગી. મેં તે ત્યાં જ લખી આપી. થોડા દિવસમાં મને હુકમ મળ્યો કે વડોદરા પહેલા નંબરની શાળામાં આસિ. માસ્તરની જગોએ મારી નિમણુંક કરવામાં આવી છે માટે મારે ત્યાં હાજર થવું.

મારો હુકમ મને મારા ઉપરી ગ. સા. ગણપતરામ ગૌરીશંકર શાસ્ત્રીની મારફતે મળ્યો હતો. તે રવાના કરવાના શેરા સાથે માર્જિનમાં તેમણે જે લખ્યું હતું તે વાંચી મને લાગ્યું કે આમ એકાએક જૂની જગા છોડી જવામાં હું કાંઇક ભૂલ કરૂં છું, તેથી હું તેમને મળવા અરસ ગયો. તેમણે મને સમજાવ્યું કે "તમે અહીંથી એકદમ રાજીનામું આપી ચાલ્યા જાઓ તે કરતાં બાર માસની પગાર કાપતા રજા લેઇ તમારો હક અહીં રહેવા દો

જાઓ તો સારું, કે જેથી કદાચ તમને ત્યાં અનુકૂળ ન આવે તો, અહીં હાજર થઇ શકાય. મેં એ પ્રમાણે કર્યું અને બાર માસની રજા મેળવી વડોદરે જઇ ગુજરાતી શાળા નં. ૧માં હાજર થયો.

મેં અમલેશ્વર છોડયું ત્યારે મને રૂ. ૨૫) મળતા હતા, અને અહીં વડોદરામાં રૂ. ૧૮) બાબાશાહીથી દાખલ થયો, કેમ કે મારા સૌથી નાનાભાઇ તથા છોકરાંના વગેરેના અભ્યાસની સવડ મને ભરૂચ છલ્લાના ગામડામાં હતી નહીં. વળી વડોદરા રાજ્યની શાળાઓમાં સંસ્કૃત શિક્ષણ દાખલ કર્યું હતું અને તેમાંની એકાદ જગા મને મળવાનો સંભવ હતો. અહીં આવ્યે આશરે ત્રણેક માસ થયા હશે એટલામાં મુંબઇમાં રહેતા મારા મુરબ્બી રા. રણછોડલાલ ગંગારામની ભલામણથી એજ્યુ. સોસાયટીના પ્રેસમાં પ્રૂફરીડરની જગોએ મારી માગણી થઇ. એ જગો રૂ. ૭૫) થી ૧૨૫) સુધી હતી. મને ત્યાં હાજર થવાનો હુકમ મળ્યો ત્યારે તે લેઇને રા. બા. ને બતાવી તેમની સલાહ લેવા હું ગયો. રા. બા. જો કે મારા ઉપરી હતા તથાપિ ખાનગીમાં તેઓ મારા હિતૈષી મિત્રની પેઠે વર્તતા. તેમણે મારી પાસે મુંબઇની પ્રેસની નોકરી, ત્યાંનું ચાર ભાષામાં પ્રૂફ વાંચવાનું કંટાળાભર્યું કામ, ત્યાંનો ભારે ખર્ચ, જે હેતુથી મેં અંગ્રેજી રાજ્યની પેનશનેબલ વધારે પગારની નોકરી છોડી ગાયકવાડી રાજ્યમાં થોડા પગારથી નવી નોકરી સ્વીકારી તે હેતુની મુંબઇમાં અસિદ્ધિ, વગેરે બાબતો; અને વડોદરામા તે હેતુની સિદ્ધિ, શિક્ષણ જેવું મને અનુકૂળ પડી ગયેલું કામ, સરકારી પેનશનેબલ નોકરી, પગારમા વધારો થવાનો સંભવ, મુંબઇના પ્રમાણમાં હવાપાણી સારાં, આ બન્ને બાબતોની તુલના કરવા સમજાવ્યું ત્યારે મને થોડા પગારની વડોદરા રાજ્યની નોકરી સારી લાગી, અને મેં મુંબાઇ જવાનું માંડી વાળ્યું.

આ વખતે રા. બા. હરગોવિંદદાસ ઇન્સ્પેક્ટરની જગા પર હતા અને રા. બા. ભોગીલાલભાઇ ડિરેક્ટર હતા. 'કોઇ કોઇ વખત આવતા રહેજો'

એમ મને તેમણે કહ્યું હતું, તેથી હું કોઈ કોઈ વખત એમને ઘેર જતો. એક વાર તેમણે મને એક સંસ્કૃત પુસ્તક આપ્યું અને તે કયા વિષય પર લખાયું છે તે નક્કી કરવા કહ્યું. તેના આરંભમાં શ્લેષઅર્થવાળા શ્લોક હતા, જેમાંના— "धातो रूपाणि सृजतिः पातिः संहरतिस्तथा" એટલું માત્ર મને આજ યાદ છે. એમાં કૃષ્ણાવતાર અને નિર્ગુણબ્રહ્મની સમાલોચના દેખાતી હતી,[1] પણ કયા મુખ્ય વિષયને ઉદ્દેશીને આ બધું લખાણ છે તે કાંઈ સમજાતું નહોતું. ધીરજથી મેં તેનું પારાયણ કરવા માંડ્યું. જ્યારે આશરે ૧૦૦-૧૨૫ પાનાં હું વાંચી ગયો ત્યારે મને માલમ પડ્યું કે એટલા બધાં પાનામાં શ્રીમદ્ ભાગવત વેદસ્તુતિના ભાષ્યનું ઉપોદ્‌ઘાતરૂપ અવતરણ આપેલું હતું! રા. બા. ભોગીલાલભાઈને તે મેં કહ્યું ત્યારે તેમને પરમઆનંદ થયો.

આ વખતે મરાઠી અને ગુજરાતી શાળાઓ માટે સંસ્કૃત શિક્ષકની બે જગો નીકળી હતી. રા. બા. ભોગીલાલભાઈની ઇચ્છા ગુજરાતી સાઇડની જગો મને આપવાની હતી, પણ મે. કીર્તને સાહેબની ચિઠ્ઠી લેઈને એક દક્ષિણી વિદ્વાન તેમની પાસે આવ્યા તેથી તે પણ તેને આપવી પડી અને તે જગો મને મળી શકી નહિ![2] એમ છતાં મને નિરાશ ન કરવાના હેતુથી તેમણે ગુજરાતી સાઇડના બે ભાગ પાડી મને નં. ૩ માં હેડમાસ્તર નીમી ત્રણ શાળાઓમાં સંસ્કૃત શીખવવાનું સોંપ્યું. થોડા દિવસમાં આ બીજા

---

[1] ... [2] વડોદરા રાજ્યની આવી પરિસ્થિતિ માટે મહુંમ દિવાન સાહેબ ફિરોઝશાહ રુસ્તમજી દાદાચાનજીનું નીચેનું વાક્ય વિચારવા જેવું છે:—

"In the Baroda service, circumstances had called into being caste prejudice and partialities, and very few escaped the contagion."

(શ્રી. વ. શ્રી. ઠાકોર અને ડૉ. સુમન્ત મ્હેતાએ સંપાદિત "અંબાલાલ ચરિત્રની સમગ્રી" એ નામના લેખમાં દિ. સા. ફે. રૂ. દાદાચાનજીના સ્મરણો, સમુગી, વર્ષ ૫, આસો ૧૯૮૫ પૃ ૬૬૭). (સં.)

દક્ષિણી વિદ્વાનને ટ્રેનિંગ કૉલેજમાં સંસ્કૃત શિક્ષક તરીકે મોકલી મને ગુજરાતી શાખામાં સ્વતંત્ર શિક્ષકનું કામ સોંપ્યું.

આ વખતે સંસ્કૃત અષ્ટાંગહૃદય (વાગ્ભટ) નામે વૈદક ગ્રંથનું ભાષાન્તર માસિક પત્રરૂપે કરવાનું કામ મને મળ્યું હતું. તે પાંચ ફરમાનું માસિક હતું; બીજું એક ચાર ફરમાનું માસિક વાલ્મીકિ રામાયણનું મને સોંપાયું હતું; અને મહાભારતના શાન્તિપર્વનું ભાષાન્તર પણ રા. મણિશંકર મહાનંદે મને આપ્યું હતું. આ માસિકો નિયમિત રીતે હું લખ્યે જતો હતો, અને તે ઉપરાંત વ્યવહારમયૂખ, શિવગીતા, ડંકમાહાત્મ્ય ઇત્યાદિ છૂટક ગ્રંથોમાંથી પણ કોઇ એકનું ભાષાન્તર બૂકસેલરો મારી પાસે લખાવતા હતા. સંસ્કૃત શિક્ષકની જગોએ હેડમાસ્તર જેવી જવાબદારી અને સરકારી કામ ન હોવાથી મને પુષ્કળ વખત મળતો, અને તેની કીમત હું સમજતો, તેથી મારા અવકાશની દરેકે દરેક મિનિટ હું નકામી કાઢતો નહિ. હું દિવસ અને રાત્રિના કયા કલાકે શું કામ કર્યું તેની પણ નોંધ રાખતો. કોઇ વખત નકામા નાતજાતના તડાકા મારનાર મારી પાસે આવી વાતે વળગતા તો સભ્યતાની ખાતર તેમની સાથે હું વાતો કરતો, પણ તેમના ગયા પછી તેટલા કલાક તેમને ખાતે હું ઉધારતો. આ વાતની જાણ પડ્યા પછી કેટલાક તો મારી સાથે ઉપયોગ જેટલી જ વાત કરી ચાલ્યા જતા. (હજી મારી પાસે તેની નોંધના કાગળિયાં પડેલા છે.)

મારો વિદ્યાવ્યાસંગ જોઇને (તે વખતે વડોદરા કૉલેજમાં શિક્ષણમાં યોજાયલા) રા. છગનલાલ પંડ્યારદાસ મોદી, રા. હામુભાઇ ડાહ્યાભાઇ મહેતા, રા. ગિરધરલાલ મોદી, (જેઓ પાછળથી વડોદરા રાજ્યના મોટા હોદ્દાદારો થયા હતા) મારે ઘેર આવતા, મારી સાથે સીધીખુણીની ચટાઇ પર એઓ કલાકો સુધી વાર્તાલાપ કરતા (અને આજ સુધી પણ તેમણે મારા તરફ મિત્રતા ભર્યો સ્નેહ રાખ્યો છે)

હું વડોદરામાં પહેલવહેલો આવ્યો ત્યારે મારા એક સંબંધી અને મિત્ર[1] મહમદવાડી રંગમહોલમાં રહેતા હતા. તેમની ઇચ્છા અને સલાહને માન આપી હું તે પોળમાં આવી ભાડે રહ્યો હતો, અને પાછળથી એજ પોળમાં ઘર વેચાણ રાખી સ્થિર થયો છું. આ વખતે મારા બે છોકરાઓને ઉપવીત સંસ્કાર પણ મારે ગામ અનીંદરે ન જતાં અહીં જ કર્યો

અમારી પોળમાં એક નાથાશંકર પૂજાશંકર નામે અમારી જ્ઞાતિના બ્રાહ્મણ રહેતા હતા. તેમની ચોથી પેઢીએ રૂપરામ શાસ્ત્રી નામે વિદ્વાન થઇ ગયા. ગાયકવાડ સરકારે તેમની વિદ્વત્તાથી પ્રસન્ન થઇ તેમને છત્રી, મશાલ અને રૂ. ૧૨૦૦) નું વર્ષાસન આપ્યું હતું. તેમના પછી તેમના પુત્રો તેવા વિદ્વાન થયા નહિ, જેથી તેમનું વર્ષાસન ઘટીને છેવટે નાથાશંકરના વખતમાં રૂ. ૩૦૦) મળતા હતા, તથાપિ તેમનું ઉપનામ 'શાસ્ત્રી' ચાલુ રહ્યું હતું. નાથાશંકરને નિર્વાહ માટે કમાવાની ફિકર નહોતી, તેથી ગુજરાતી શાળામા વાંચવા લખવા જેટલો અભ્યાસ કરી તે સરખા સોબતીઓની ટોળી જમાવી પતંગો ઉડાવતા હતા અથવા બાગમા જઇ (તેમનો એક બાગ અને બંગલો પણ રણમુકતેશ્વર પાસે હતો) ગમ્મત કરતા. અંબાશંકરભાઇ! તમે પણ તેમની ટોળીમાં હશો, કેમકે નાથાશંકર જેવા રખડાઉ છોકરાની સોબત ન કરવાને તમારા પિતાશ્રીએ તમને શીખામણ આપ્યાનુ મેં સાંભળ્યું છે. પા. ઈશ્વરભાઇ, પા. પ્રેમાનંદ, પા. ત્રિભોવન, પા. ગિરધરભાઇ, વૈદ્ય ઘનશ્યામ, વ્યાસ બાપુશંકર, અને બીજા કેટલાક તેમની ટોળીના માણસો હતા, પણ છેલ્લા બે પોતાના અભ્યાસમાં ગુંથાયલા હોવાથી કવચિત જ તેમની સાથે ફરતા.

નાથાશંકરનું લગ્ન નાનપણમાં થયું હતું અને કન્યા સમાન વયની (કદાચ બે વર્ષે મોટી) હોવાથી તેઓ તરુણાવસ્થામા આવતાં જ તેમણે

---

૧ સ્વ. કરુણાશંકર જયશંકર વ્યાસ જે સ્વ. બાપુશંકર જયશંકર વ્યાસના મોટાભાઇ થાય. (સં.)

ભણવા ગાવાનું છોડી દીધું હતું, પણ તેમના પિતરાઇ ઇચ્છાશંકર માસ્તર તે વખતે હાઇસ્કૂલમાં માસ્તર હતા. તેમના ઉપદેશથી ઇચ્છાશંકર પાસે તેમણે અંગ્રેજી ભણવાનું શરૂ કર્યું અને તે માટે તેઓ ઇચ્છાશંકરને ઘેર ભણવા જતા. એક વખત ઇચ્છાશંકરે પોતાના ઘરમાં તેમના વિષે કાંઇ નાપસંદ વાત કરી તે તેમણે ઘરમા પેસતાં સાંભળી અને ત્યાંથી તે બારોબાર ઘેર ચાલ્યા ગયા અને એક બે ચોપડી ભણ્યા પછી અભ્યાસ પડતો મુકયો.

આ વખતે રા. બા. હરગોવિંદદાસે પ્રાચીનકાવ્યનું એક પુસ્તક પ્રકટ કર્યું. નાથાશંકરના જોવામા તે આવ્યું. તેમને લાગ્યું કે પોતાના ઘરમાં પણ એવી ચોપડીઓ ઘણી છે માટે તેમાંથી હું પણ એક છપાવું તો ઠીક. સામળભટની "વિદ્યાવિનેચટ" અથવા "વિદ્યાવિલાસી" નામની ચોપડી તેમને હાથ આવી. રા. ભાઇશંકરની[1] મદદથી તેની પ્રેસકોપી કરી તે છપાવી. માત્ર તેનુ અર્પણપત્ર દી. બા. મણિભાઇ સાહેબને આપવાનું હતું, તે કેમ લખવું તેની ગુંચવણમાં તેઓ પડયા.

એવામાં કોઇ પરોણાઓને તેમણે ચાહ પાણી માટે બોલાવ્યા હશે તેમાં હું પણ હતો. મને જોઇને તેમણે ચોપડીના ફરમા મારા હાથમાં મુકયા તથા મે. દી. બા. સાહેબને યોગ્ય અર્પણપત્ર અવકાશે લખી આપવા મને વિનંતી કરી. મેં કાગળ અને પેનસીલ માગી લેઇ થોડીક આર્યાઓ ત્યાંજ લખી આપી. તે જોઇ તેઓને હર્ષ અને વિસ્મય થયો.

મેં કહ્યું:—એમાં વિસ્મય પામવા જેવું કાંઇ નથી; આ તો સાધારણ પદ્યબંધ છે. ખરી કવિતા માટે તો ખાસ એકાગ્રતાની જરૂર ખરી.

---

૧ શ્રી ભાઇશંકર જયશંકર વ્યાસ (જન્મ, તા. ૭-૧૦-૧૮૬૩, મૃત્યુ, તા. ૩-૧૨-૧૯૪૧) વડોદરા રાજ્યના કેળવણી ખાતામા નોકરી કરતા હતા, અને કાઠી પોળમા રહેતા હતા. (સં)

આ વખતે હું ન્યસહારમયૂખનું ભાષાન્તર લખતો હતો. અમદાવાદના જ્ઞૂફસેવર કસ્તુરચંદને તેની બહુ ઉતાવળ હતી, પણ મને સાધારણ ન્યાવ આવતો હતો તેથી એવીને લખાતું ન હોતું. નાથાશંકર સાથે હવે મારે સ્નેહ થવા માંડ્યો હોવાથી મેં તેમને આવું તેમ લખવા માટે વિનંતી કરી.

તેમણે કહ્યું:—"હું લખીશ તો ખરો પણ હસ્વદીર્ઘ અને વિરામ ચિહ્ન હું જાણતો નથી!"

મેં કહ્યું —"કાંઇ ચિન્તા નહિ. હું બધું કહીશ"

પછી હું સૂતો સૂતો લખાવતો, હસ્વ, દીર્ઘ તથા વિરામ ચિહ્નો કહેતો, તથા તે નકલ કરતા એ નકલ તપાસી જઇ હું કસ્તુરચંદને મોકલતો.

આ રીતે, નાથાશંકર સાથે મારે પરિચય વધતો હતો. તેવામાં રામજી સંતુજી આવટે, અને કમળાજી ગવરોજી, નામે બે મરાઠા ગૃહસ્થ મારા એક સ્નેહીએ મુંબાઇથી મારાં ઉપર લખેલો કાગળ લેઇને મારે ઘેર આવ્યા રા. રામજી આવટેની વડોદરામાં "વડોદરા વત્સલ" નામે એક સપ્તાહિક ગુજરાતીમાં કાઢવાની ઇચ્છા હતી, અને તેના ગુજરાતી લેખક તરીકે મદદ કરવાનો સ્વીકાર કરવાને તેણે મને વિનંતી કરી, તથા તે બદલ દમીમા કમી રૂ ૩૦) આપવાનું તેણે મને જણાવ્યું.

મેં કહ્યું : કે, "હું સરકારી નોકર છું, માટે સરકારની પરવાનગી સિવાય હું તે કરી શકું નહી",

તેણે કહ્યું — "અમે તમારૂં નામ નહિ આપીએ. અને તમારા લેખોનું જોખમ અમારે માથે રાખીએ છીએ. અમારે આવતા દસરાના તેહેવારને દિવસે પહેલો અંક બહાર પાડવાનો છે અને હવે ફકત દશજ દિવસ રહ્યા છે, માટે હમણાં તો બે ચાર અંક તમે જરૂર લખી આપો, અને પછી તમે બીજા કોઇને શોધી આપશો તો ચાલશે, કેમકે અમો વડોદરાથી છેક અજાણ્યા છીએ"!

મેં તે કબુલ કર્યું. અને બીજે દિવસે પત્રના મુખપૃષ્ઠપરની કવિતાની ચાર લીટી, પત્રના ઉપોદ્‌ઘાતરૂપ પ્રસ્તાવના, અને એક ચાલુ બાબત પરનો લેખ લખી આપ્યો તથા તેમણે મોકલેલાં તાજાં વર્તમાનપત્રોમાંથી કેટલાક સમાચાર લખ્યા.

કેટલાક અંકો લખ્યા પછી મેં. રા. બ. હરગોવિંદદાસને વાત કરી અને પરવાનગીની જરૂર વિષે પૂછ્યું. તેમણે કહ્યું કે "તમારે મને વાત કરવીજ નહોતી; પણ તમે પૂછો છો ત્યારે કહું છું કે એ રૂલવિરુદ્ધ તો ખરું." મને પણ મારાં સીધી રીતનાં ભાષાન્તરો મૂકી આ પીડામાં પડવું પસંદ નહોતું. તેથી મેં નાથાશંકરને આ વાત કહી તેમને તેમાં જોડાવા સમજાવ્યું. મેં તેમને સમાચાર મેળવવાની કેટલીક યુક્તિઓ કહી તથા અગ્રલેખ કેમ લખવા તે પણ સમજાવ્યું, અને જરૂર હશે તો તેમના લખેલા લેખ સુધારી આપવાનું વચન આપ્યું, અને નાથાશંકર એડિટર તરીકે ગોઠવાયા.

આ વખતે 'ગ્રંથકર્તા' એ નામનો એક મારો લેખ બુદ્ધિપ્રકાશમાં પ્રકટ થતો હતો કોઇના તરફ પણ રાગ દ્વેષ રાખ્યા વિના માત્ર પ્રસિદ્ધ થયેલાં પુસ્તકો, માસિકો અને વર્તમાનપત્રોના લેખ અને તેની શૈલી ઉપર હું ગુણદોષાત્મક વિવેચન કરતો હતો. તેનો લેખક કોણ છે તે તરફ મેં દૃષ્ટિ રાખી નહોતી. આ રીતે લખવામાં શ્રીનૃસિંહાચાર્યજીના એકાદ પુસ્તકની ભાષાશૈલી ઉપર મેં કાંઇક લખ્યું હશે, પણ તેમના કેટલાક શિષ્યવર્ગને તે ભારે પડી ગયું. આપણીના લેખ ઉપર એક સાધારણ મહેતાજી-શુભાશુભ ઉચ્ચારજ કેમ કરી શકે? એની ખબર લેવી જોઇએ! અને જે ખબર મળી હતી તે સાચી હોય તો તેમણે મને કોર્ટમાં ખેંચવાનો પહેલો વિચાર કર્યો. તેમાં તેઓ સફળ થાય એમ ન લાગવાથી મને બોલાવી મારી સાથે કજિયો કરવાનો વિચાર કર્યો. તેમાં પણ સફળ ન થવાથી મને શાળાખાતામાંથી કમી કરાવવાને રા. બ. હરગોવિંદદાસ

તરફ લાગવગ ચલાવી જોઇ. તેમાં પણ ન ફાવ્યાથી આખા શાળાખાતામાં જતા સ્વદેશવત્સલમાં મારા વિરુદ્ધ કટાક્ષમય લેખ લખી મને ફજેત કરવાનો વિચાર કર્યો એ ઉપક્રમ તે ઉપક્રમજ રહી ગયો; કેમકે તે એક બે મહિના પ્રકટ થયા પછી અને મારી વિદ્વત્તાની મશ્કરી કર્યા પછી ગ્રંથના વિષયને સ્પર્શજ કર્યો નહિ.

રા. બ. હરગોવિંદદાસે પ્રાચીન કાવ્ય ત્રિમાસિક શરૂ કર્યું અને તેમાં રત્નેશ્વર તથા ધીરા વગેરેની કવિતા ઉપર કોઇ કોઇ વખત મારી પાસે ટીકા લખાવતા. તે જોઇ રા. નાથાશંકર અને તેના મિત્રમંડળે મળી પોતે પણ પ્રાચીન કવિયોની કવિતા પ્રસિદ્ધ કરવાને એક હેન્ડબીલ પ્રસિદ્ધ કર્યું.

રા. બ. હરગોવિંદદાસે તે જોઇને નાથાશંકરને પૂછ્યું કે "તમારી પાસે જૂના કવિયોનાં પુસ્તકોનો સંગ્રહ કેટલોક છે ?"

નાથા.—"ઘણો છે; તેમ અમે બીજેથી મેળવી શકીએ તેમ પણ છે."

રા. બ.—"તે ઉપર ટીકા કોણ લખશે ?"

નાથા.—"રા. છોટાલાલ ભટ્ટ અમને ટીકા લખી આપવાનું આશ્વાસન આપ્યું છે."

રા. બ.—"પણ તેમની બદલી બીજે સ્થળે થાય તો."

નાથા.—"ત્યાંથી પણ તેઓ લખી શકશે."

રા. બ. હરગોવિંદદાસે તેમને સમજ આપી કે "પુસ્તકો પ્રકટ કરવા તો સહેલ છે, પણ તે ખપાવવાં કઠણ છે ! મારો દાખલો લેઇ તમે સાહસ કરશો તો ખોટમાં આવી પડશો. હું પ્રાચીન કવિતાઓ પૈસા પેદા કરવા બહાર પાડતો નથી, પણ આપણી જૂની ગુજરાતી ભાષા જાણવામાં આવવાથી ભાષાની સમૃદ્ધિમાં વધારો થાય એ હેતુ છે. તમે પ્રાચીન પુસ્તકો બહાર પાડવામાં મારી સાથે જોડાઓ; તમારે ફક્ત પુસ્તકોજ

લાગી આપવાં, અને મારે ટીકા વગેરે કરી છપાવવાં, છપાવવામાં ખોટ જાય તો તે મારે ભોગવવી અને નફો થાય તો તે તમારે લેવો. આ સરત તમને કબૂલ હોય તો તમે સ્વતંત્ર કાવ્યું પડતું મૂકી મારી સાથે જોડાઓ."

નાથાશંકરે તે કબૂલ કર્યું અને પ્રાચીન કાવ્ય ત્રિમાસિક પ્રકટ થવા માંડ્યું. એમાં કેટલાંક રા. બ. હરગોવિંદદાસે મેળવેલાં હતાં અને કેટલાંક નાથાશંકરે તથા વૈદ્ય અંબાશંકરભાઇએ મેળવી આપેલાં હતાં.

મારા 'ગ્રંથકર્તા'ના લેખમાં મેં મુંબાઇમાં કોઇ બૂકસેલરે પ્રસિદ્ધ કરેલા વૈદ્યજીવનમાં ઘણી ભૂલો જોઇ કડક ટીકા કરી હતી. તે ઉપરથી તેના માલિકે મને તથા ગુ. વ. સોસાયટીના તે વખતના સેક્રેટરી રા. સા. મહીપતરામભાઇને નોટીસ આપી હતી. બુદ્ધિપ્રકાશ જેવા લોકપ્રિય માસિકમાં આવો ટીકાત્મક લેખ પ્રસિદ્ધ થયેલો જોઇ તેમણે મને તરત ત્યાંથી ખુલાસો કરવાની ખબર આપી.

મેં તેમને પત્ર લખી ખાત્રી કરી આપી કે 'મારા લખેલા એકે શબ્દમાં અતિશયોક્તિ નથી; અમદાવાદમાં પણ કોઇ વૈદ્યશાસ્ત્રના જાણનાર હોય તેમને આપ બતાવી જોશો કે મારું લખવું સત્ય છે કે નહિ?" વળી નોટીસ આપનાર બૂકસેલરને મેં લખ્યું કે "તમારા પુસ્તકમાંથી ફક્ત બે ચારજ ભૂલો મેં બતાવી છે, પણ તમે જો ચાર દિવસમાં તમારી નોટીસ પાછી ખેંચી લેઇ રા. સા. મહીપતરામભાઇની માફી નહિ માગો તો તમારા આખા ગ્રંથની કોડીબંધ ભૂલો છે તે બધી હું પ્રકટ કરીશ." તેણે માફી માગી નહિ, અને તેથી બુદ્ધિપ્રકાશના નીકળતા અંકમાં આશરે બાવીશ મહત્ત્વની ભૂલો મેં પ્રકટ કરી. બૂકસેલર મૌન રહ્યો.

વડોદરામાંના તમામ શિક્ષકોની એક જ્ઞાનવર્ધક નામની સભા રા. ના. ભોગીલાલભાઇની પ્રેરણાથી સ્થાપન થયેલી હતી. તે આજ સુધી ચાલે છે પ્રથમ એ સભા દર અઠવાડિયે ભરાતી અને તેમાં શિક્ષકો શિક્ષણના વિષય પર ચર્ચા કરતા કે શિક્ષણવિષયક ભાષણો કરતા.

એક વખતે જ્ઞાનવર્ધક સભામાં મેં દરખાસ્ત કરી કે "સભા તરફથી સભાના મુખપત્ર જેવું કોઇ માસિક શા માટે કાઢવામાં આવે નહિ? આપણે શરૂઆતમાં નાનું સરખું ફંડ જોઇશું અને તે માટે શિક્ષકો પાસેથી ઉછીનાં નાણાં લેઇશું અને પછી માસિકના લવાજમમાથી તે નાણાં પરત કરી શકીશું. વળી આપણે આપણુ માસિક યોગ્ય લવાજમથી દરેક નાળામાં રાખવાને મે. ડિરેકટર સાહેબને અરજ કરીશું, અને મને આશા છે કે આપણે તેમા મફળ થઇશું."

આ દરખાસ્ત બધાએ ઉપાડી લીધી અને અનુમતિ આપી. તે વખતે રા. રા. ગૌરીશંકરભાઇ, હરિ દામોદર પંડિત, વાસુદેવ નરહર ઉપાધ્યે, વાસુદેવ ગણેશ, અને બીજા એવાજ વિદ્વાનો પ્રાથમિક શાળાઓમાં શિક્ષકો હતા. આ કામ માટે મંજુરી મેળવવા જવાને ગૌરીશંકરભાઇ વગેરે બે જણને પસંદ કર્યા. તેમણે જઈ તે વખતના ડિરેકટર સાહેબ રા. બ. હરગોવિંદભાઇને વાત કરી. રાવબહાદૂરે એમને કહ્યું. "બહુ સારી વાત છે! એમ થાય તો ખાતાની પણ પ્રતિષ્ઠા છે. પણ એ માસિક લખશે કોણ?"

તેમણે મારું નામ આપ્યું. રા બ. કહે કે "તે તો હું જાણું છું. પણ ધારો કે તેમની બદલી થઇ ગઇ અથવા એ કામ તેમને અડચણ આવી, તો પછી તે કામ કોણ કરશે? માટે બે ચાર યોગ્ય શિક્ષકોનાં નામ સાથે મને લખી મોકલો એટલે તમારા માસિકને શાળાઓમાં રખાવવા યોગ્ય તે કરીશ."

આ જવાબ સાંભળી તેઓ ઠંડા થઇ ગયા અને એ વાત પડતી રહી. થોડા વખત પછી મારી બદલી વસો થઇ.

પ્રાચીન કાવ્ય ત્રિમાસિકમાં કાંઇ નફો થતો નહિ અને રા. નાથાશંકરને તેઓ પુસ્તકો લાવી આપે તેના બદલામાં કાંઇ મળતુ નહિ, તેથી રા. બ. હરગોવિંદદાસે તેને શાળાખાતા માટે એક માસિક કાઢવો સૂચના કરી, તથા

તે માટે લખનારાઓના નામ આપવા કહ્યું. નાથાશંકરે તે વખતના કેટલાક પ્રસિદ્ધ લેખકોના નામ રજુ કર્યા. ચોપાનિયાના નામ માટે તથા તેના મુખપૃષ્ઠ અને શરૂઆત માટે તેઓ મારી પાસે આવ્યા. મેં તેમને "કેળવણી" નામ પસંદ કરવાનું કહ્યું. રા. બ. ને પણ તે પસંદ પડયું. શરૂઆતમા એકાદ કવિતા તથા મુખપૃષ્ઠ ઉપર સરસ્વતીનુ ચિત્ર અને શ્લોક પણ મારા કહેવા પ્રમાણે રાખ્યા. ચોપાનિયું ચાલુ થયું. શાળાઓમા રાખવાની મંજુરી મળી અને સ્વદેશવત્સલ લેવાનું બંધ થયું થોડા દહાડા તો તેમને ઇતર લેખકોએ લેખ આપ્યા, પણ હંમેશાં એમ કાંઇ બને? નાથાશંકરે મને વિનંતિ કરી અને ખૂટતા લેખો મેં આપવાનું સ્વીકાર્યું.

હું વસો ગયો તે આગમચ શાળાઓમા સંસ્કૃત શીખવવા માટે માર્ગોપદેશિકા ગુ. ભાષાન્તર વાળી મળતી નહોતી અને થોડા વખતમા તેની નવી આવૃત્તિ થવાનો પણ સંભવ નહોતો, તેથી રા. બ હરગોવિંદદાસભાઇએ મારી પાસે તેનાજ જેવી એક સંસ્કૃતશિક્ષણ નામે નવી ચોપડી રચાવી, અને તે તપાસવા વડોદરા પ્રાંતના એજ્યુ ઇન્સ્પેકટર નારાયણરાવ ભાસ્કર પંડિતને આપી. નારાયણરાવે એક રૂપાવળી છપાવી હતી, પણ તેમા કેટલીક જગ્ગોએ ભૂલો હતી, તથા શિક્ષણમા જેમ બને તેમ ગોખાવવાની હું વિરુદ્ધ હતો, તેથી એ ચોપડી હુ છોકરાઓ પાસે ખરીદાવતો નહિ એવામા કોઇકે મુબઇના ગુજરાતી પેપરમા એ ચોપડીની ભૂલો બતાવી તે ઉપર સખ્ત ટીકા કરી. આ લખનાર હુ છુ એવો રા ના નારાયણરાવને સંશય થયો, અને મારી લખેલી સસ્કૃત ચોપડીનો અભિપ્રાય લગભગ એક વર્ષ સુધી મળ્યો નહિ અને તેથી તે છાપવામા પણ આવી નહિ

વસોમા મુખ્યશાળાના મુખ્ય શિક્ષક તરીકે હુ ગયો હતો તેથી મારો ઘણો વખત શાળાના કામમાં રોકાતો. એમ છતા "વાગભટ" વગેરેના ભાષાન્તરોનું કામ ચાલુ હતું. કેળવણીમા તથા બીજા માસિકોમા પણ લેખ લખતો. મુબાઇના જયરામ રઘુનાથે મારી પાસે શિવગીતા, શિવકવચ

અને ચમત્કારચિન્તામણિ (જ્યોતિષ) વગેરે પુસ્તકોનાં ભાષાન્તર કરાવ્યાં હતાં, અને વળી તે "ગુર્જર વિજય" નામે માસિક કાઢવાની ઇચ્છા રાખતા હતા, અને તેના લેખક તરીકે મારી પસંદગી કરી હતી. તેનો પહેલો અંક પણ મેં તેમને લખી મોકલ્યો હતો. પણ તેમને બીજી અનિવાર્ય અડચણો આવવાથી તે બંધ રાખવું પડયું હતું.

રા. બ. હરગોવિંદદાસે મારી પાસે કાવ્યશાસ્ત્રમાં વર્ણવેલા રસના સંબંધમાં એક વિસ્તૃત પુસ્તક લખાવ્યું હતું. સાહિત્યદર્પણ વગેરે સંસ્કૃત ગ્રંથોને આધારે તે મેં લખ્યું હતું. પણ તેમાં શૃંગારરસ અને નાયિકા–ભેદનાં પ્રકરણો હોવાથી તે શાળાખાતા તરફથી છપાવવાનું તેમને વાજબી ન લાગ્યું. આ પુસ્તક વસોના મારા મિત્ર રા. મગનલાલ પુરુષોત્તમે છપાવી પ્રસિદ્ધ કર્યું. રા. મગનલાલ પણ કાવ્યસાહિત્યના શોખીન હતા, તથા તેઓ પોતે પણ પ્રસંગોપાત્ત કવિતાઓ લખતા. એવી રીતે તેમનું લખેલું 'ખલક ખેલ બાવની' નામે એક પુસ્તક પણ રસશાસ્ત્રને છેડે છાપવામાં આવ્યું હતું. રસશાસ્ત્રની નકલો આજ દુર્લભ છે. તેની બીજી આવૃત્તિ થાય એમ ઘણાક ઇચ્છે છે, પણ એ ખટપટમાં ઉતરવા જેવી હવે મારી સ્થિતિ નથી.

વસોમાં ગયા પછી મારા દાદાએ તથા પિતાશ્રીએ અમારી કેટલાક ખેતર વગેરે જમીન ઉપર રૂ. ૧૦૦) કરજ લીધું હતું, અને તે રકમ વધીને લગભગ રૂ. ૨૦૦) સુધી થઇ હતી. એટલા રૂપિયા માટે આશરે રૂ. ૫૦૦) ની જમીન જતી રહેની હતી. મારે અહીંઆ રહેવાનો વિચાર નહિ હોવાથી મેં મારા કાકાના દીકરાઓને તથા મારા ભાઇઓને તે દેવું પતાવી જમીન રાખી લેવા આગ્રહ કર્યો, પણ તે બધાએ ના કહેવાથી આખરે તે દેવું ચૂકાવી મેં જમીન રાખી લીધી. એજ વખતે મેં મેહેમદાવાદ અને બીજે સ્થળે જે દેવું હતું તે તમામ પતાવી દીધું, અને તે પછી જ પૈસાસંબંધી મારી સ્થિતિ કાંઇક ઠીક થતી ચાલી.

હું વસોમાં હતો ત્યારે સંતરામ મહારાજનું એક યોગસંબંધી પુસ્તક તેમના એક શિષ્યે મારી પાસે ભાષાન્તરરૂપે તૈયાર કરાવ્યું હતું અને છપાવ્યું હતું. અહીં મારે મહાભારતમાં વ્યાસ ભગવાને કહેલી નીતિ–"न हि कश्चित् कृते कार्ये कर्तारं समवेक्षते । तस्मात्सर्वाणि कार्याणि सावशेषाणि कारयेत्"–નું અવલંબન કરવું પડયું હતું.

વસોમાં રહેતાં છતાં હુ કોઇ કોઇ વાર વડોદરે જતો. આ વખતે દિ. બ. મણિભાઇ હતા. રા. બ. હરગોવિંદદાસને નાથાશંકરે કેટલાંક પુસ્તકો બતાવ્યાં, અને તેમાં કવિ પ્રેમાનંદનાં હસ્તબંધ કેટલાંક પુસ્તકો હતાં. આ પુસ્તકો પ્રસિદ્ધ કરવાના હેતુથી રા. રા. પીતામ્બર જેઠાભાઇ, અને બીજા ત્રણ ગૃહસ્થોની એક કમિટી નીમી તેમની દેખરેખ તળે પુસ્તકો પ્રકટ કરવા માટે પ્રથમ રૂ. ૧૨૦૦૦) ની ગ્રાન્ટ સરકારે આપી. પણ તે પહેલાં તે પુસ્તકો જોવાની ઇચ્છા નામદાર દિવાન સાહેબે બતાવી. તે ઉપરથી નાથાશંકરે એક પુસ્તકોની યાદી[1] નંબરવાર તૈયારી કરી તથા પુસ્તકો પોતાને ઘેર લાવીને નંબરવાર ગોઠવ્યાં. નામદાર દિવાન સાહેબ તથા રા. બ. હરગોવિંદદાસભાઇ તથા કમિટીના એક બે સભ્યોએ આવી આ પુસ્તકો જોયાં. પુસ્તકનું નામ વાંચી તે પુસ્તક છોડીને જોઇ લેતા. એ રીતે નીમતાનદારની પેઠે અમુક પુસ્તકો જોવાથી જ્યારે તેમની ખાત્રી થઇ કે યાદીમાં લખેલા પુસ્તકો મોજુદ છે, ત્યારે તેમણે રૂ. ૧૨૦૦૦) ની ગ્રાન્ટ આપી હતી.

આ કામ ચાર માણસોની એક સ્વતંત્ર ઓફિસ સ્થાપન કરીને ચલાવવામાં આવવાનું ઠરાવ્યું. નાથાશંકરે પુસ્તકો લાવી આપવાનું કામ કરવાનું હતું. (કેમકે બતાવવા માટે આણેલાં પુસ્તકો જેનાં તેને પરત

૧ આ યાદી રા. ભીખાભાઇ શુકલે નાથાશંકર શાસ્ત્રીના જીવન ચરિતમાં પરિશિષ્ટ તરીકે છાપી છે, (બુદ્ધિપ્રકાશ, વર્ષ ૮૯, અંક ૪ અને વર્ષ ૯૦, અંક ૧ માંથી પુનર્મુદ્રિત, પૃષ્ઠ ૪૨–૪૭). (સં.)

કરી દેવામાં આવ્યાં હતાં). પુસ્તકોને ટીકા વગેરે કરી સંપાદન કરવા માટે મારી નીમણૂંક થઇ; કોપીઓ વગેરે કરવા માટે વૈદ્ય ઘનશ્યામની, અને હિસાબ રાખવા તથા પુસ્તકોની વ્યવસ્થા કરવા કારકુન તરીકે એક ગિરધરભાઇ નામે કારકુનની યોજના થઇ[1]. મને વસો હુકમ મળ્યો અને ત્યાંથી પાછો વડોદરે આવી હું તે કામમાં જોડાયો.

પ્રથમ પુસ્તક પ્રેમાનંદ કૃત દ્રૌપદીહરણ હતું. છંદો અને વૃત્તોવાળું પુસ્તક મેં રત્નેશ્વરનું જોયું હતું. તે સિવાય આ તે જાતનું પ્રેમાનંદનું રચેલું પુસ્તક પ્રથમ જ જોયું. તેમના રચેલા નાગદમણમા ભુજંગી છંદો હતા ખરા, પણ તેમને શુદ્ધ ભુજંગી વૃત્ત કહી શકાય નહિ તેવા છે. (કદાચ અજ્ઞાન લેખકોની પરંપરાથી એમ થયું હોય તો કોણ જાણે!) આ દ્રૌપદીહરણ જોઇને મને પરમ આનંદ થયો! તેમાની કવિતામાં કંઇક કૃત્રિમતા જેવું લાગવાથી મને લાગ્યું કે કદાચ વૃત્તો રચવાનો આ તેમનો પ્રથમ પ્રયાસ હોય! પણ મને નિશ્ચયાત્મક નિર્ણય કાંઇ સુઝાયો નહિ. આખા ગ્રંથની ટીકા તથા વિવેચન લખ્યા પછી મારો આનંદ પ્રદર્શિત કરવાને મેં તેમાં એક પ્રેમાનંદપ્રશસ્તિ પણ લખી! ટીકા લખવામાં ગ્રંથાર્થ સ્ફુટ કરવા સિવાય વિશેષ ઊંડા ઉતરવાનું મારે પ્રયોજન નહોતું. આ ગ્રંથની એક લેખી પ્રત મને બતાવવામા આવી હતી, પણ તે કોઇ પ્રેમાનંદના શિષ્યે લખેલી હોય એમ મને લાગ્યું.

નાથાશંકર જહુધ્ધ પડિયાળી પોળમાંથી પુસ્તક લાવતા એમ મને તેમની'દીક્ષ્યાલયથી જણાયું હતું, પણ તે સ્થળ તેમણે કોઇને બતાવ્યું નથી. દ્રૌપદીહરણની ટીકા વાંચીને તેમને એટલો આનંદ થયો કે તેમણે મને પોતાની માલકી પેકી કાંઇ પણ આપી દેવા ઇચ્છા બતાવી, પણ માત્ર "પુસ્તક કયાથી લાવું છું તે તમારે મને પૂછવું નહિ" એ શરતે. આટલી બધી ગુપ્તતા રાખવા જેવું કારણ પૂછતાં તેમણે મને જણાવ્યું કે,

1 જુવો બાબાભાઇ શુક્લ: નાથાશંકરનું જીવનચરિત, પૃષ્ઠ ૧૮ (સં.)

"દ્રૌપદીહરણ ઉતારતી વખતે હું તેમાંનો ઘણો ભાગ સમજ્યો ન હોતો; તમે તે સમજ્યા અને સ્પષ્ટ કરી બતાવ્યો. વળી તમે તેમાંથી અલંકાર વગેરે બતાવી તેનાં લક્ષણ ઘટાવી બતાવ્યા છે. એ અલંકારનાં નામ પણ મને ખબર નથી. અર્થાત્ તમારા જેવા વિદ્વાન કરતાં પણ રા. બ. મને પાંચ રૂપિયા પગાર વધારે આપી ઑફિસના મુખ્ય તરીકે રાખી રહ્યા છે તેનું કારણ ફક્ત પુસ્તકોવાળી જગાની તેમને માહિતી નથી એજ છે[૧]. જો એ સ્થળની તેમને ખબર પડી જાય તો તેઓ સાધનસંપન્ન હોવાથી પોતેજ પુસ્તકો મેળવે અથવા નકલો કરાવી લે, અને મારી તેમને જરૂર રહે નહિ. તમને હું કહેતો નથી તેનું કારણ પણ એવું છે કે તમે કદાપિ વાતચિતમાં નિષ્કપટ ભાવે એ વાત તેમને જણાવી દો, તો મારી કીમત ઘટી જાય. બીજા કોઇને – મારા પરમ મિત્ર ઘનશ્યામ વૈદ્યને – પણ આ કારણથીજ હું જણાવતો નથી. હું બહુ ઝડપથી સામટુંજ ઉતારી લાવું છું અને પછી તેની રીતસર કોપી કરી તમને આપવામાં આવે છે. આ સિવાય બીજી વાત મને નહિ પૂછવાની મેહેરબાની કરશો."

નાથાશંકરના આ ખુલાસા પછી મેં તેને કાંઇ પણ પૂછ્યું નથી. ફક્ત એકવાર કંઇ કામ માટે હું તેમને ઘેર ગયો ત્યારે તેઓ અંદરના ભાગમાં હતા. હું બિછાનાના તકિયા આગળ બેઠો અને ત્યાં પડેલો એક કાગળ મેં હાથમાં લીધો. તેમા એક મનહર લખેલો હતો અને તેના છેલ્લા શબ્દ છેક્કાને ત્યા આગળ "શાહના સજે હકો" એમ લખેલું હતું. મનહરની શૈલીપરથી તે મને પ્રેમાનંદના પુત્ર વલ્લભ કવિના જેવો લાગ્યો. અને તરત જ મારા મનમાં આવ્યું કે ફક્ત પ્રાસ મેળવવાની ખાતર અસલ કવિતાના ચરણોના શબ્દો બદલીને આ 'હકો' શબ્દ લખ્યો છે! જૂના કવિઓ પ્રાયઃ ભાવવાચકનું બહુવચન લખતા નથી, અને 'હક' ના 'હકો' કર્યા છે તે આધુનિક રૂપ છે!

૧ જુઓ બાપાભાઇ શુક્લ નાથાશંકરનું જીવનચરિત, પૃષ્ઠ ૨૧ (સં.)

નાથાશંકર બહાર આવ્યા ત્યારે મેં તેમને ખુલાસો પૂછ્યો. ત્યારે તેમણે મારા હાથમાંથી કાગળ લેઇ તેને નકામો કહી ફાડી નાખ્યો. મેં વધારે જીદ કરી ત્યારે તેમણે એટલું કબુલ કર્યું કે "પ્રાસ ન બેસતો હોય, અથવા અર્થ ન બેસતો હોય, અથવા લેખકદોષથી કોઇ ભાગ રહી ગયેલો લાગે, ત્યારે તેમાં સ્વબુદ્ધિથી સુધારો કરી લેવામાં શો અડચણ છે? એથી કાંઇ મૂળ ગ્રંથકારની પ્રતિષ્ઠા ઘટી જતી નથી પણ ઉલટી વધે છે. કવિશ્રી દલપતરામભાઇએ પણ શામળની કવિતામાં એવો ઘણો ફેરફાર કર્યો છે!".

મેં કહ્યું :— "જરૂર તમે કાવ્યસાહિત્યમાં નિપુણ હશો, પણ એડિટ કરવાની પદ્ધતિ આવી નથી, કોઇ વખત એમાં કવિને અન્યાય થવાનો પણ સંભવ છે. એવું કામ વધારે કસાયલા હાથને માટે રહેવા દેવું એ ઠીક, એવો મારો મત છે."

શાસ્ત્રી—"ઠીક, મારે શું? હું તો છે તેવું જ લખી મોકલીશ, પણ તેમાં તમને બહુ મેહેનત પડશે! જે કવિને આપણે પ્રસિદ્ધ કરીએ છીએ, તેને જેમ બને તેમ સારો કરી બનાવવો એ પ્રસિદ્ધકર્તાનું કામ છે. તમે જ કેમ ગ્રંથવિવેચનમાં કવિના દોષ તરફ લક્ષ ન આપતાં તેના ગુણ જ વર્ણવો છો?"

હું હસ્યો, અને એ વાત પડી મૂકી. જે માટે હું આવ્યો હતો તે વાત કરી ચાલ્યો ગયો.

શાસ્ત્રીને આ વખતે રૂ. ૫૦) છાપખાનામાંથી, રૂ. ૫૦) પ્રાચીન કાવ્યમાળા ઓફીસથી, રૂ. ૨૫) વર્તાસનના, અને છાપખાનાનો તથા કેળવણી માસિકનો નફો મળી સારી જેવી ઉપજ હતી. સંપત્તિ જે ઉન્મત્ત કરે છે તેમાંથી શાસ્ત્રી પણ બાદ થઇ શકે તેમ નહોતું!, વાંચનારા મિત્રો માફ કરશે, પણ મારે પ્રસંગોપાત કહેવું પડે છે કે શાસ્ત્રીમાં પોતાની

બુદ્ધિનો અને શકિતનો ગર્વ થયો હતો તથા તે બીજાનું ન માનનારા એકલહટ્ટા અથવા દુરાગ્રહી થયા હતા. આ દુરાગ્રહનું એક છેલ્લું જ દૃષ્ટાન્ત હું અહીં લખું છું.

વડોદરાના ત્રણ ખેડાવાળ અને એક કંસારો, એ ચારે મળીને કોઇ નાટક કંપનીને નાણાં ધીર્યાં હશે. પાછળથી પૈસા ન પતવાથી એ કંપની, તેનો મેનેજર અને એકટરો એ બધું વડોદરે આવ્યું અને કોઇ તેમની જાળમાં ફસાય નો તે માટે તેમણે તજવીજ કરવા માંડી. એક વખત તેમણે 'મૃચ્છકટિક'નો ખેલ નાખ્યો અને જોવા માટે મને તથા નાથાશંકર વગેરેને પ.સ મોકલ્યા. ખેલ જોઇને ઘેર આવ્યા પછી તે ભજવવામાં રહી ગયેલી ખામીઓની એક યાદી બીજે દિવસે મેં તેમને મોકલી આપી. તેઓ સમજ્યા કે માસ્તર સાહેબ નાટકના શોખી દેખાય છે માટે તેમની મારફતે કાંઇ તજવીજ થઇ શકે તો કરીએ. એમ ધારી મારે ઘેર આવ્યા, અને મને એ સંબંધી વાત કરી તેમનો પ્રપંચ હું સમજી ગયો અને પોતે બચી જઇ બીજાને ખાડામાં ઉતારવાની આ તજવીજ છે એમ જાણી મને તેમના તરફ કાંઇક તિરસ્કાર આવ્યો. અને તેમને બીજું નહિ તો સ્વસ્તિવાચન સંભળાવે એવા મનુષ્ય તરફ મોકલવાની ઇચ્છા થઇ. એવી એક વ્યક્તિ અમારી પોળમાં હતી. તેમના તરફ તેમને મોકલ્યા.

તેણે પૂછ્યું કે, "તમને મારી પાસે કોણે મોકલ્યા ?" તેમણે મારું નામ દીધું. તે સાંભળી તેણે શાંતતાથી કહ્યું કે "નાટક કંપની રાખવી એ મારું કામ નહિ, તેમ મને તેની સમજ પણ નહિ, એ માટે તો શાસ્ત્રી નાથાશંકર સર્વરીતે યોગ્ય છે." તેઓ ત્યાંથી ઊઠી શાસ્ત્રી પાસે ગયા અને અતિશયોક્તિભરી વાતો કરી તેમને લલચાવ્યા. તેથી બીજે દિવસે પોતાના બેચાર જૂના મિત્રો સાથે તેઓ થિયેટરમાં ગયા અને ત્યાંનો ચળકતો અસબાબ અને ફર્નિચર જોયો ! તેમણે તે રાખવાની હા કહી અને બાના તરીકે રૂ. ૧૫૦) આપ્યા.

મને જ્યારે એ વાતની ખબર પડી ત્યારે મેં તેમને ઘણો ઠપકો આપ્યો અને રૂ. ૧૫૦) જતા કરવા, પણ નાટક કંપની ન રાખવી એમ સલાહ આપી. પણ તે તો પોતાના આગ્રહનેજ વળગી રહ્યા. "ભલે પાયમાલ થાઉં, પણ મારું બોલ્યું ફરે નહિ." આ તેમનો આગ્રહ હતો. બીજા ઘણું જણે પણ મારી પેઠે સમજાવ્યા પણ તેમણે કોઇનું માન્યું નહિ. આખરે ભાગીદારોની કંપની ઉભી કરી પોતાના મિત્રો અને સગાઓને ઘણો નફો મેળવવાનું સમજાવી રૂપિયા એકઠા કર્યા. છાપખાનું કર્યું ત્યારે તેમણે રૂ. ૬૦૦)ના શેરથી ભાગીદારો કર્યા હતા, અને એક વખત તેમણે દોઢસો ટકા નફો એટલે દરેક ભાગીદારને રૂ. ૯૦૦) આપ્યા હતા.[1] તેથી આ વખત પણ ઘણા લલચાયા. નાથાશંકરે પોતાની કંપનીનું નામ "ભરત નાટયોદ્ધારક" કંપની રાખ્યું હતું[2]. પછી નાથાશંકરે લોકો પાસે શેરો ભરાવી એક નાટક કંપની ખરીદી લીધી.

આ કંપની માટે નાટકો લખવાનુ કામ તેમણે મને સોંપ્યું. મેં કહ્યું કે "હાલના સાધારણ લોકરંજક નાટકો હું નહિ લખી શકું; માત્ર સંસ્કૃતમાંથી ભાષાન્તર કરી આપીશ અને શ્લોકને ઠામે તમે કહેશો તે રાગના ગાયન લખી આપીશ."

દરેક નાટકના રૂ. ૧૦૦) મને આપવાના ઠરાવ્યા. કેળવણી માસિકમાં તંત્રી તરિકે મારું નામ લખી તે બદલ રૂ. ૩૦) તથા ત્રિમાસિકની ટીકા લખવા બદલ રૂ. ૩૦) આપવા ઠરાવ્યા. (અહીં જણાવી દેવું જોઇએ કે એ બધા કાગ બહુલ અને રૂ. છપાજ મળ્યા હતા!). મેં પ્રથમ પ્રિયદર્શિકા નામે નાટક લખ્યું અને તેમણે ભજવ્યું. પછી ચંડકાશિક

---

[1] જુવો બીખાભાઇ શુક્લ: નાથાશંકરનુ જીવનચરિત, પૃષ્ઠ ९५ (સં.)

[2] જુવો બીખાભાઇ શુક્લ: નાથાશંકરનુ જીવનચરિત, પૃષ્ઠ ૩૫ (સં.)

લખ્યું અને તે પણ ભજવ્યું. ત્યાર પછી વિક્રમોર્વશી લખ્યું, મલયાસુંદરી નાટક લખ્યું, રાધાવિલાસ લખ્યું અને બીજાં બે નાટકો (નામ યાદ નથી) મળી સાત નાટક લખી આપ્યાં. એમાંથી મલયાસુંદરી નાટક એક જૈન-કંપની વાંચવા માટે લેઈ ગઇ, તે કોપી ફરી મળી નહિ.[1] પ્રિયદર્શિકાનાં છપાયલાં ગાયન માત્ર છે; ચંડકૌશિક પૂરૂં છે. બાકીનાં નાટકોની કોપીઓ નાટક કંપની પાસે રહી, અને ભાવનગરમાં જ્યારે નાટક કંપની તૂટી ગઇ ત્યારે તે ચોપડીઓ પણ અસ્તવ્યસ્ત થઇ ગઇ!

નાટક કંપની ચલાવવામાં શાસ્ત્રીનું ધ્યાન રોકાયું એટલે પ્રાચીનકાવ્યમાળા માટે પુસ્તકો મળતાં બંધ થયાં. તેઓ વડોદરે આવીને બે દહાડા રહે ત્યારે વળી થોડુ મેટર મળે! આમ થવાથી વલ્લભકવિનું રચેલું એક મારર્તિવિજય નાટક ઉતારી આપવાની તેમણે શરૂઆત કરી. તેની પ્રસ્તાવના ઉપર મેં ટીકા પણ લખી; પણ તે પછી મેટર મળ્યું નહિ અને પ્રાચીન કાવ્યમાળાનું કામ બંધ કરવું પડયુ.

એમની કંપની એકવાર વડોદરે આવી હતી ત્યારે મેં "કામલતા નાટિકા અથવા દુરાગ્રહનો ફાસં" એવું એક અંક નાટક એમને ઉદ્દેશીને લખ્યું અને એમને બતાવ્યું. નાથાશંકરે કહ્યુ કે "લાવો, એ હું ભજવીશ." પણ મેં તે તેમને આપ્યું નહિ, કેમકે એ વખતે પૈસા જતા રહેવાથી તથા કંપની ખોટમાં ખેલ કરતી હોવાથી એમના મનની સ્થિતિ વ્યગ્ર થઇ ગઇ હતી. એજ ઉપાધિમાં તેમની કંપની બરૂચ હતી તે વખતે તેઓ માંદા થયા, અને મરણ પામ્યા.[2]

---

૧ શ્રી. છો. ન. ભટ્ટે લખેલી મલયાસુન્દરી નાટકનાં ગાયનોવાળી મૂળ પ્રતિ હાલમા શ્રી મૂળજીભાઇ પીતામ્બરદાસ શાહ (ઓલ ઇન્ડિઆ રેડીઓ, અમદાવાદ) પાસે છે, અને તે પોતે રચેલા રંગભૂમિના ઇતિહાસમાં પ્રકટ કરવાના છે. (સં.)

૨ જુવો ભીખાભાઇ શુકલ: નાથાશંકરનું જીવનચરિત, પૃષ્ઠ ૩૯ (સં.)

નાથાશંકર ગયા પછી કેળવણી માસિક મને સોંપવામાં આવ્યું અને આશરે ૨૦ વર્ષ સુધી તેનું કામ મેં કર્યું. પ્રાચીનકાવ્યખાતું બંધ પડયું તેથી પાછું મારે શાળાખાતામાં જવાનું થયું. આ વખતનો એક રમૂજી પ્રસંગ અહીં લખું છું:—

રા. અંબાશંકર તે વખતે નાયબ વિદ્યાધિકારી હતા; મે. જમશેદજી અરદેસર દલાલ વિદ્યાધિકારી હતા, અને રા. છગનલાલ હરિરામ મોદી એ ઇન્સ્પેક્ટર હતા. રા. છગનલાલભાઇએ બાળજ્ઞાનમાળા માટે મારી પાસે કેટલાક પાઠો લખાવ્યા હતા, તથા મેકમીલનની વાચનમાળા રચાતી હતી ત્યારે તેને માટે એક બે કવિતાઓ મારી પાસે લખાવી હતી. પ્રસિધ્ધ સંસ્કૃતજ્ઞ વિદ્વાન ડૉ. ડોયસન વડોદરા આવ્યા ત્યારે તેમની સાથે રહી લાઇબ્રેરી બતાવવાની મને ભલામણ કરી હતી; અને મારૂં ભાષાન્તર કરેલું પ્રિયદર્શિકા નાટક ભજવાતું હતું તે વખતે તેમની સાથે રહી તેમને સમજાવવાની મને ભલામણ કરી હતી, ઇત્યાદિ અનેક એવા એવા પ્રસંગે તેઓ મને પસંદ કરતા તેથી તેમનો મારા તરફ પક્ષપાત છે એમ રા. અંબાશંકરભાઇને લાગતું હશે. વળી અંબાશંકરભાઇને મે. મોદી સાહેબ સાથે ઠીક મેળ નહોતો એમ પણ જણાતું હતું.

આ કારણથી મારે જ્યારે પ્રાચીનકાવ્યમાળાની સંસ્થામાંથી શાળા ખાતામાં આવવાનું થયું ત્યારે અંબાશંકરભાઇએ મને કહી કે નવસારી પ્રાંતમાં જવાનું કહ્યું. મેં વડોદરામાંજ રહેવાની માગણી કરી કેમકે કેળવણી માસિક વડોદરામાં છાપવાની તથા ત્યાંથીજ બહાર પાડવાની મંજુરી મેં મેળવી હતી. જો હું બહારગામ ન જાઉં તો મારે વડોદરા ટ્રેનીંગસ્કૂલમાં જવું એવો તેમણે હુકમ કર્યો; પણ ટ્રેનીંગસ્કૂલ વરસે કે બે મહિને બંધ થવાનો સંભવ હતો, તેથી ત્યાં જવાની મેં ના પાડી. આથી રા. અંબાશંકરભાઇ ચીઢાયા અને મને કહ્યું કે, "ત્યારે તો જાઓ તમારા મોદી સાહેબ પાસે! હું ધારતો નથી કે તે તમને શહેરમાં જગો આપી શકે!"

હું મોદી સાહેબ પાસે ગયો અને તેમને બધી વાત કહી. તેમણે મને મે. દલાલ સાહેબ પાસે જઇ બધી વાત સમજાવવાને કહ્યું અને તમારો હક્ક શાળાખાતામાં કોઇ સ્થળે પણ રાખી તમને હમણાં ટ્રેનીંગસ્કૂલમાં જવાનું કહે તો તેમ કરવા અડચણ નથી. દલાલ સાહેબ સ્વભાવે બહુ તીવ્ર હતા તેથી તેમની પાસે જતાં બહુ સાવધ રહેવું પડતું; એમ છતાં આ વખતે તો મારે ગયા વગર છૂટકોજ નહોતો.

દીવાળીને બીજે દિવસે હું ગાડી કરી તેમને બંગલે ગયો. વરંડામાં બે ચાર ખુરશીઓ પડેલી હતી તેમાંથી એકના ઉપર રા. દલસુખભાઇ ગોવિંદલાલ (વિદ્યાધિકારી કચેરીના હેડકલાર્ક) બેઠેલા હતા. બંગલાના દિવાનખાનામાંથી ગુસ્સાભર્યો અવાજ આવતા હતા. દલસુખભાઇએ મને ઇશારત કરી પોતાની પાસે બોલાવી બેસાડયો; અને કહ્યું કે, "તમે આવ્યા છો?"

મેં હસીને કહ્યું કે, "તમારા વિરુદ્ધ ફર્યાદ કરવા."

દલ.—"પણ તમે કવખતે આવ્યા છો. સાહેબને એક જરૂરની ચિઠ્ઠી દિવાન સાહેબને મોકલવાની છે, પણ સિપાઇ કોઇ હાજર નથી, તેથી સાહેબ ખીજવાઇ ગયા છે! એમા તમે જશો તો તમને પણ તિરસ્કારથી કાઢી મૂકશે. કોઈ બીજે પ્રસંગે મળશો તો ઠીક થશે."

એવામાં મોટેથી સિપાઈઓને ગાળો દેતા દેતા દલાલ સાહેબ બહાર નીકળ્યા. રામજી સિપાઇ તે વખતે હાજર થયો. સાહેબ તેને કહે છે કે, "અત્યાર સુધી કયાં મરી ગયો હતો!"

સિપાઈએ સલામ કરી કહ્યું: "સાહેબના ઘોડાને કમ્પાઉન્ડના દૂરના ભાગમાં ઘાસ ચરાવતો હતો."

"ઠીક, લે આ ચિઠ્ઠી, હમણાંજ મે દિવાન સાહેબને બંગલે આપી આવ; જા ફ્રેમ પહેરીને જજે."

સિપાઈ ચિઠ્ઠી લેઈ સલામ કરી ચાલ્યો ગયો. ડ્વાશ સાહેબે અમારા તરફ જોયું અને ગુસ્સામાં જ બોલ્યા, "કોણ! છોટાલાલ! આવો."

મેં ઉઠીને સલામ કરી તથા તેમની પાછળ દિવાનખાનામાં ગયો.

તેઓ એક ખુરસી પર બેઠા તથા મને બેસવાનું કહ્યું પછી ગુસ્સામાં પૂછ્યું: "કેમ આવ્યા હતા?"

મેં સમયસૂચકતા વાપરી તેમને કહ્યું: "આજ અમારું નવું વર્ષ હોવાથી સાહેબને મળવા આવ્યો છું."

ડ્વાશ —"આજ તમારું નવું વર્ષ છે?"

મેં—"હા સાહેબ."

ડ્વાશ—"અને તે દિવસે મળવા જવાનો રીવાજ છે?"

મેં—"હા સાહેબ."

ડ્વાશ—"ઠીક, કાંઈ બીજું કામ છે?"

હજી તેમના ગુસ્સાનો વેગ નરમ પડ્યો નથી એમ જોઈ મેં કહ્યું, "આપની પાસેથી એક ભલામણની ચિઠ્ઠી જોઈએ છીએ."

ડ્વાશ—"મારી પાસેથી? ભલામણની? કોની ઉપર?"

મેં—"ઉદવાડાની અગિયારીના મુખ્ય મોબેદ ઉપર."

ડ્વાશ—"કેમ વારુ?"

મેં—"મારી ઇચ્છા તે અગિયારી તથા તેમાં રહેલી અગ્નિની જ્યોત નજરે જોવાની છે."

ડ્વાશ—"પણ તમને તેમાં નહિ પેસવા દે."

મેં—"પણ આપ સાહેબનો ભલામણપત્ર હશે તો!"

દલાલ—"પણ તેઓ તે નહિ માને. મારો ભલામણ કરતાં ધર્મનું ફરમાન વધારે જોરાવર હોય છે."

મેં—"ત્યારે ત્યા બીજા પારસી વગેરે દર્શન કરવા નહિ જતા હોય!"

દલાલ—"પણ જેઓ પવિત્ર થયા હોય તેમને જ પેસવા દે છે."

મેં—"પણ હું તો બ્રાહ્મણ છું. અમે પણ અગ્નિહોત્રમાં અગ્નિનું પૂજન કરીએ છીએ. જો હું સ્નાન કરી, ભસ્મ ધારણ કરી, પવિત્ર થઇ અગિયારીમા અગ્નિની પૂજા કરવા ઇચ્છા કરું તો તેઓ મને શા માટે ના કહે?"

તેમને એકદમ હસવું આવ્યુ, અને હસીને તે બોલ્યા, "વાઉં, તમારા મહાદેવના દેરામા મને પેસવા દેશો?"

મેં—"ના સાહેબ, આપ તો પારસી છો!"

દલાલ—"પણ હું બુટ કાઢીને અને કસ્તી કરીને આવું તો પછી?"

મેં—"તો પણ નહિ, કેમકે આપ પારસી છો."

દલાલ—"પારસી, માટે શું થઇ ગયુ! શું અમે તમારા હિંદુ જેવા નથી?"

મેં—"નહિ સાહેબ. આપ તો ઇંડા વાપરો છો."

દલાલ ખુબ હસ્યા. "અરે પણ ઇંડામા શી હરકત છે? એ કાઇ માંસ નથી."

મેં—"પણ જે લોકો વેદધર્મને માનતા નથી તેમને દેવાલયમા પેસવાનો અધિકાર શી રીતે મળે?"

દલાલ—"ત્યારે એજ વાત તમને પણ લાગુ પડશે. તમે કાઇ પારસી નથી અને અમારા ધર્મને માનતા નથી, માટે જુદ્દીનવાળાને અગિયારીમા તેઓ દાખલ કરે નહિ."

"ત્યારે તો હવે હું રજા માગું છું" કહી ઉભો થયો.

સાહેબે પૂછ્યું "બીજું કાંઇ કામ છે ?"

મેં કહ્યું —"હા સાહેબ, પ્રાચીન કાવ્યમાળાખાતું બંધ થવાથી મારે પાછું શાળાખાતામાં આવવાનું છે. કેળવણી માસિકમા શાળાખાતાના વટહુકમો વગેરે છપાય છે અને પ્રસંગે તે તાકીદના હોય છે. તેથી વડોદરામાં રહીનેજ હું તે કામ કરી શકું. એમ છતા અંબાશંકરભાઇ મને બહારગામ મોકલવા કહે છે!"

એકદમ દલાલ સાહેબ બોલી ઉઠ્યા "દલસુખ! દલસુખ.!"
દલસુખભાઇ એકદમ હાજર થયા.

દલાલ—"અરે દલસુખ! તમે લોકોએ આ શું માંડ્યું છે? એક આવા સારા ભલા માણસને કેમ પજવો છો ? શું તમે એને શહેરમા જગો નથી આપી શકતા ?"

દલસુખ—"સાહેબ, અમે એમને ટ્રેનીંગ સ્કૂલમાં સંસ્કૃત શિક્ષક તરીકે મોકલીએ છીએ પણ એ ના પાડે છે."

દલાલ—( મારા તરફ જોઇને ) "કેમ ? એ તો ઘણું સારું. પ્રાયમરી સ્કૂલ કરતાં તો ચડતા દરજ્જાની! તમે ત્યાં જવા કેમ ના પાડો છો ?"

મેં—"એ સ્કૂલ કદાચ થોડા વખત પછી બંધ થાય તો મારે ક્યાં જવું ? મારો હક શાળાખાતામાં ગમે ત્યાં રહેવો જોઇએ."

દલાલ—(દલસુખને) "એ ખરું કહે છે! શું એનો હક પણ શાળાખાતામાંથી કાઢી નાખી એને ઘેર બેસાડવો છે ?"

દલસુખ—"આપનો હુકમ હું અંબાશંકરભાઇને કહીશ અને એમનો હક ગમે ત્યાં પણ રાખીને ટ્રેનીંગમાં જગો આપશી."

ક્યાલ—(મને) "કેમ હવે તમોને કાંઇ કહેવાનુ છે ?"

મેં—"ના સાહેબ! મારો હક ગમે ત્યાં રહેશે એટલે બસ!"

પછી મેં રજા લીધી. મારો હક નવસારી રાખી મને ટ્રેનીંગકૃલમાં મોકલ્યો. તે વખતે ત્યાં મણિશંકર રતનજી ભટ્ટ હેડમાસ્તર હતા. તેમણે લખેલા "સ્પીડનમોર્ગ"નું અવલોકન મે કેળવણીમાં છાપ્યુ હતું. તેથી તે વિષે તથા બીજી ત્રીજી બાબતો પર અવકાશના વખતમાં અમે લાયબ્રેરી હોલમા મળતા એક વખત નીચે પ્રમાણે વાતચીત થઇ:

મણિશંકર—"તમે પૂર્વજન્મમા માનો છો કે કેમ ?"

મે—"હું માનું છું."

મણિશંકર—"પણ અમે તે માનતા નથી."

મેં—"આપ આત્માને અમર માનો છો કે નહિ ?"

મણિ—"તે માનીએ છીએ."

મે—"ત્યારે તો તે ઉત્પત્તિ વિનાશ વિનાનો હોવો જોઇએ"

મણિ—"તે હોઇ શકે."

મેં—"ત્યારે હાલના શરીરમા આવતા પહેલા અને આ શરીર નાશ થયા પછી પણ તેનું અસ્તિત્વ હોઇ શકે ?"

મણિ—"પણ તે નવા શરીર જોડે ઉત્પન્ન થાય છે અને પછી તે નાશ પામતો નથી, એવી અમરત્વની વ્યાખ્યા કરીએ તો!"

મે—"એ લગાર બેહુદુ જણાય છે. જે ઉત્પત્તિમાન હોય તેનો નાશ પણ થવોજ જોઇએ, અને આત્માનો નાશ માનશો તો સ્વર્ગ નરકાદિ નકામા થઇ પડશે!"

મણિ—"મારો વિચાર તમારી પાસેથી ઉપનિષદો સમજવાનો છે. તમે ઐતરેય ઉપનિષદ્ વાચ્યું છે ?"

મેં—"ના, હજી તે વાંચ્યું નથી."

મણિ—"હું તમને તે આપું છું. એમ કહી તેમણે ઐતરેય ઉપનિષદનું પુસ્તક મને આપ્યું અને કહ્યું કે તમે તે વાંચી જોજો, અને પછી મને સમજાવજો."

મેં હા કહી. ઘેર આવી ઉપનિષદ્ વાંચી ગયો, તે ઉપરનું ભાષ્ય વાંચ્યું, પણ કાંઇ સમજાયું નહિ. તે ઉપર એક દીપિકા છેવટના ભાગમાં આપેલી હતી. તે ઉપરથી કાંઇક ઝાંખો ઝાંખો પ્રકાશ પડ્યો, પણ નિઃસંદિગ્ધ થયો નહિ. કેટલેક દિવસે પુસ્તક પાછું આપ્યું.

આ વખતે અહીં શ્રીસયાજી હાઇસ્કૂલની સ્થાપના થઇ.[1] તેના મુખ્ય સંચાલક રા. રા. હીરાલાલ શ્રોફ એક વખત મારે ઘેર આવ્યા અને અમારા બેનો પરિચય થયો. પછી બહુવાર અમારું મળવું થતું તથા કાવ્ય, સાહિત્ય કે તત્ત્વજ્ઞાન સંબંધી વાતો અમે કરતા.

એક વખત મારા વર્ગના સ્નેહી રા. મગનલાલનો પુત્ર બી. એ. નો અભ્યાસ કરતો હતો તે મારી પાસે શંકર ભાષ્યનો તર્કપાદ સમજવા આવ્યો. મેં તે જોયું પણ સમજાયું નહિ. તે પાછો ગયો પણ મને તે સમજવાની પ્રબળ ઇચ્છા ઉત્પન્ન થઇ. મેં ધાર્યું કે સૂત્રોના અર્થ સમજાય તો પછી ભાષ્યનો વિષય સમજાશે. સૂત્રોના અર્થ તેના ઉપર વૃત્તિ હોય છે તેમાં ટુંકામાં કહેલો હોય છે. એ હેતુથી મેં મુંબાઇથી શંકરાનંદની કરેલી વૃત્તિ મંગાવી. એ પુસ્તક બહુ અશુદ્ધ છપેલું હોવાથી કાંઇ સમજાયું નહિ. તેથી વળી બીજી એક હિંદી ભાષાન્તરવાળી વૃત્તિ મંગાવી. ત્યારે મને માત્ર એટલું સમજાયું કે આ પુસ્તકમાં વેદનાં જુદાં જુદાં વાક્યો લેઇને તેમનો સમન્વય કરેલો લાગે છે, પણ તેનો ઉપક્રમ, ઉપસંહાર શો છે તે ધ્યાનમાં આવ્યું નહિ. આ વખતે અમારી જ્ઞાતિનું એક 'અભ્યુદય' નામે માસિક

---

૧ શ્રીસયાજી હાઇસ્કૂલની સ્થાપના ઇ. સ. ૧૯૦૯માં થઇ છે. (સં.)

મુખ્યત્વે હું લખતો હતો, જો કે કેટલાંક કારણુસર તેમાં તંત્રીનું નામ બીજાનું આપ્યું હતું. આ માસિક ગેયલ આઠ પેજી અઢી ફરમાનું નીકળતું હતું. તેમાં પ્રકટ કરવાને એક લેખ ભાવનગરથી ડૉ. શિવનાથભાઇએ મોકલ્યો હતો. ખરું જોતાં એ એક લેખ નહોતો, પણ સંસ્કૃત પુસ્તક હતું. આ પુસ્તકમાં બ્રહ્મસૂત્રનાં પહેલાં ચાર સૂત્રો (જેને ચતુ:સૂત્રી પણ કહે છે તે) ઉપર ભાષ્ય અને તે ભાષ્ય સમજવાની સંસ્કૃત ટીકા શાન્ત્યાનંદ નામે સંન્યાસીએ લખેલી હતી. આ ટીકા એવી સુંદર હતી કે તે વાંચીને હું ભાષ્ય સમજી શક્યો! ટીકાની ભાષા પ્રૌઢ અને વિષયને યોગ્ય છતાં સરળ હતી. તે જોઇને મને બહુ આનંદ થયો તથા તે લખનાર પ્રત્યે ઘણી પૂજ્ય બુધ્ધિ ઉત્પન્ન થઇ. મેં તેમને સંસ્કૃતમાં એક પત્ર લખ્યો અને તેમાં આ પુસ્તક માસિકમાં ન આપતાં સ્વતંત્ર ગ્રંથ તરીકે છપાવવા જેવું છે એમ જણાવ્યું. વળી તેમનાં દર્શનની પણ ઇચ્છા જણાવી. તેમણે મને સંસ્કૃતમાં જવાબ લખ્યો કે હું વડોદરે આવવા ધારૂં છું; આવીશ ત્યારે તમને મળીશ.

ડૉ. શિવનાથભાઇને આ પુસ્તક સ્વતંત્ર છપાવા મેં ભલામણ કરી, જે તેમણે માન્ય કરી અને પુસ્તક વીરક્ષેત્ર મુદ્રણાલયમાં છપાવ્યું.

રા. હીરાલાલ શ્રોફનો શંકરભાષ્યનો અભ્યાસ સારો હતો, તેથી તેમની પાસે મેં તે શીખવાની ઇચ્છા જણાવી; પણ તેમણે કહ્યું કે, એ તો ક્રમથી ઉલટું થાય; હું વૈશ્ય છું તે તમારો-બ્રાહ્મણનો-ગુરુ થઇ શકું નહિ, અને ભાષ્ય જેવા વિષયમાં તો નહિજ. મેં કહ્યું કે ભલે તમે ગુરુ ન થાઓ, પણ આપણે મિત્ર તરીકે સાથે વાંચીએ તેમાં તમને કાંઇ બાધ છે? એ વાતનો તેમણે સ્વીકાર કર્યો; પણ વાંચવાનો વખત અનુકૂળ પડ્યો નહિ. તેઓ શહેરના ઉત્તર ભાગમાં રહેતા હતા અને હું શેહેરથી દક્ષિણમાં વાડીમાં રહેતો હતો; સાંઝે શાળા છોડ્યા પછી હું અને તે બન્ને થાકેલા હોઇએ. અર્થાત્ એમ વાંચવાનું બન્યું નહિ.

કેટલેક દિવસે મને એક માણસે મારી શાળામાં આવી ખબર આપી કે શાન્તાનંદ મહારાજ રામદ્વારામા આવી ઉતર્યા છે અને તમને મળવા માટે બોલાવ્યા છે. હું તેજ દહાડે સાંજના પાંચ વાગ્યા પછી ત્યાં ગયો. રામદ્વારાની આખી ધર્મશાળા ખાલી દીઠી! મેં કલ્પના કરી હતી કે ચતુ સૂત્રીની ગંભીર ટીકાના લેખક કોઇ ૬૦–૭૦ વર્ષની પુખ્ત ઉમ્મરના ગંભીર મહાત્મા હશે તેથી ધર્મશાળાના એક ખૂણામા કોઇ જુવાન, કાળા અને સુકલકડી માણસને મેં દીઠા, છતા તે તરફ દૃષ્ટિ કરી નહિ. છેવટે એક સાધુ મળ્યો તેને પૂછતા જણાયું કે પેલા ખૂણામા સંન્યાસી એજ તેમના સિવાય બીજું કોઇ આજકાલ રામદ્વારામા આવેલું નથી હું તે તરફ ગયો તેમની પાસે તે વખતે ત્રણ માણસો બેઠેલા હતા તેમને મેં ઓળખ્યા. એક તો નારાયણલાલ ઓવરસીયર હતા, બીજા અનુપરામ નામે ટ્રેઝરી કલાર્ક હતા, અને ત્રીજા હરખચંદ જડિયા નામે એક સદ્ગૃહસ્થ હતા.

મને જોઇ નારાયણલાલે કહ્યું કે "માસ્તર સાહેબ, તમે આ વખતે અહીં ક્યાંથી ?"

મેં કહ્યું "અહીં શાન્તાનંદ સ્વામી આવેલા છે તેમનાં દર્શન માટે આવ્યો છું"

તે સાંભળી શાન્તાનંદ બોલી ઉઠ્યા, 'તમે છેતરાયા !'

મેં કહ્યું: "આપજ શાન્તાનંદ છો ? હું તો બીજે શોધતો હતો !'

પછી અમારી વાતચીત સંસ્કૃતમા ચાલી પાસે બેઠેલા ગૃહસ્થોને તેમા કાંઇ સમજ ન પડવાથી (કે પછી ઘણીવારથી બેઠા હશે તેથી) તેઓ સ્વામીને પ્રણામ કરી ચાલ્યા ગયા. સ્વામીને મેં તેમની પાસે શાંકરભાષ્ય ભણવાની ઇચ્છા જણાવી. તેમણે કહ્યું: "કાલથી અહીં આવો."

મને વિચાર થયો કે આટલી નાની ઉમ્મરમા આ સંન્યાસી કેમ થયા હશે તથા કામ ક્રોધ વગેરે વિકારો શમ્યા હશે કે નહિ. બહુધા વિદ્વાનો છતાં

અને ત્યાગી છતાં પણ મન પર કાબુ રાખીને ક્રોધ પર જેણે જય મેળવ્યો હોય તે જ ખરો સંન્યાસી: માટે લમાર ચીડવીને પરીક્ષા તો કરી જોઉં ! આ હેતુથી મેં તેમને પૂછ્યું : "સ્વામી, આપની ઉમ્મર કેટલી હશે ?"

સ્વામી—"હશે આશરે ત્રીશેક વર્ષ."

મેં—"દીક્ષા લીધે કેટલાં વર્ષ થયાં ?"

સ્વામી—"આશરે આઠેક વર્ષ થયાં હશે !"

મેં—"ત્યારે બાવીશ વર્ષની તરુણ વયે આપને વૈરાગ્ય થયો અને દીક્ષા લીધી !"

સ્વામી—"હા, તેમજ"

મેં—"આપનાં માતપિતા હયાત છે ?"

સ્વામી—"હા."

મેં—"આપને ભાઇ છે ?"

સ્વામી—"તમે આ શું પૂછો છો ? મા છે ? બાપ છે ? ભાઇ છે ? બ્હેન છે ? એ બધું શા માટે પૂછો છો ? સંન્યાસીને તેના પૂર્વાશ્રમ સાથે કોઇજાત સંબંધ રહેતો નથી !"

મેં—"સ્વામી, એ તો અમારા ગુજરાતી લોકના સ્વભાવ પ્રમાણે સહજ ઇચ્છા થઇ ગઇ ! આપને ખોટું તો નથી લાગ્યું ને ?"

સ્વામી—"ના, ના, પણ જેનો સંબંધ ત્યાગીઓએ મનથી ત્યાગ કર્યો છે, તેનો સંબંધ કાયમ હોય એમ માનીને તમે પૂછો છો, એ તમારી ભ્રાંતિ છે, એમ કહેવાનો મારો આશય છે."

મેં—"મારો આશય એ પૂછવામાં જુદો છે ! માતા પિતા પોતાનાં બાળકને કેવા કષ્ટથી ઉછેરે છે તે અમને માલમ છે. એ ઉછેરેલું બાળક

માબાપની સેવા ચાકરી કરવાને વખતે વૈરાગી થઇ જાય ત્યારે માબાપના મનને કેટલો આઘાત થાય, તેનો આપે કાંઇ વિચાર કર્યો છે ! દલપતરામ કવિ લખે છે કે—'મેલી રોતાં માત તાતને, પ્રાણી પરહરે છે પરિવાર'; તમને શું તમારી માએ એટલા માટે ઉછેર્યા હતા કે તેમની વૃદ્ધાવસ્થામાં તમે બેદરકાર જેવા થઇને જતા રહો ? તમે તમારાં માબાપનું ઋણ શું અદા કર્યું ?"

સ્વામી—(હસીને) "પણ મેં તમો સંસારી લોક કરતાં તેમનું વધારે હિત કર્યું હોય તો ?"

મેં—"તે શું ?"

સ્વામી—"જેનો છોકરો સંન્યાસી થાય તેની માને પુનઃ સ્ત્રીનો જન્મ આવે નહિ ?" અને—

હું ઝડપથી બોલી ઉઠયો· "શાથી તમે એવું ધારો છો ?"

સ્વામી—"શાસ્ત્રથી"

મેં—"કયા શાસ્ત્રથી ?"

સ્વામી—"બૌધાયન સ્મૃતિમાં આ વચન છે." એમ કહી એ અર્થનો એક શ્લોક તેમણે કહ્યો.

મેં—"એ સ્મૃતિ દક્ષિણમાં મનાતી હશે; અમારે તે માન્ય નથી. મનુ કે યાજ્ઞવલ્કયે કહ્યું હોય તે બતાવો !"

સ્વામી—"વેદ તો તમારે માન્ય છે કે નહિ ?"

મેં—"ક્યા વેદમાં એવું લખ્યું છે ?"

સ્વામી—"તૈત્તિરીય બ્રાહ્મણમાં." એમ કહી સ્વામી તે બ્રાહ્મણ ગ્રંથ માંનું એક વાક્ય બોલ્યા.

મેં—"પણ એ તો કોઇ મનુષ્યની જ કૃતિ છે ને!"

સ્વામી—"શું વેદ પણ મનુષ્યની કૃતિ શાથી કહો છો?"

મેં—"कण्ठताल्वादिसंयोगाद्वर्णोत्पत्तिर्नान्यथा।" માટે કણ્ઠ, તાળવું, વગેરે વર્ણસ્થાનવાળા મનુષ્યની કૃતિ વેદ હોવાનો સંભવ છે.

સ્વામી—"તમે વેદને મહાભારતાદિની પેઠે મનુષ્યકૃત માનો છો, અને વળી કહો છો કે હું બ્રાહ્મણ છું!"

મેં—"પણ વેદ વર્ણમય છે, વર્ણો કણ્ઠ તાલ્વાદિ વિના હોઇ શકે નહિ, ત્યારે વેદને તેમ કહેવામાં શો વાંધો છે?"

સ્વામી—"વર્ણો સર્વથા કણ્ઠ તાલ્વાદિમાન નથી. તીઃ એ વર્ણ ઉચ્ચારતા પહેલાં એનો આકાર તમારા મનમાં હતો કે નહિ?"

મેં—"હતો."

સ્વામી—"મનમાં કણ્ઠ તાલુ આદિ હતાં કે? વૈખરીમાં ઉચ્ચાર કરવાને વર્ણને કણ્ઠાદિકની જરૂર છે, પણ મધ્યમા, પશ્યન્તી આદિમાં જરૂર હોતી નથી એ રીતે વિચારશો તો વેદ તમને નિત્ય સમજાશે."

પછી સ્ફોટવાદ અને તેવાજ વિષય ઉપર ચર્ચા ચાલતાં છેવટે તેમણે કહ્યું કે "ઉત્તરમીમાંસા શીખતા પહેલાં તમારે પૂર્વમીમાંસાનો થોડોક ભાગ શીખવો પડશે. અને તેમાં તમારા જેવા અનેક પ્રકારના પૂર્વપક્ષ ઉઠાવીને વેદને નિત્ય સિદ્ધ કર્યો છે, માટે તે વાંચ્યા પછી શંકા રહે તો પૂછજો."

અમારો વાદ સંમાપ્ત થયો. સ્વામી ક્રોધથી રહિત છે એમ મને સમજાયું. તેમની પાસે મારે શાંકરભાષ્ય શીખવું છે, પણ આટલે બધે દૂર જવા આવવાનું બને નહિ માટે તેમને એક વસ્તી વિનાના ઘરમાં વાડીમાં આણી રાખ્યા અને ત્યાં મેં તેમની પાસે સવાર સાંજ જવાનું ઠરાવ્યું.

પ્રથમ પૂર્વ મીમાંસાથી શરૂઆત કરી, શાબરભાષ્ય ચાલુ કર્યું. થોડોક ભાગ તેનો વંચાતો હતો તેવામાં ડભોઇ અંગ્રેજી શાળાના હેડમાસ્તર રા. હિમ્મતલાલ સ્વામીના દર્શન કરવા આવ્યા અને મને શાબરભાષ્ય વાંચતો જોઇ તેમણે પુછ્યું: "આ શું ચાલે છે?"

મેં કહ્યું: "શાંકરભાષ્યના પૂર્વોપકરણ તરીકે શાબરભાષ્ય સ્વામી પાસે વાંચું છું."

રા. હિમ્મતલાલે કહ્યું કે "એમાં તો તમારે બહુ વખત જતો રહેશે, અને શાંકરભાષ્ય કદાચ વંચાયા વિના જ રહી જાય! અમે તે વાંચતા નથી (તેમણે શાંકરભાષ્યનું અધ્યયન કરેલું હતું) પણ લૌગાક્ષિ ભાસ્કર (અર્થસંગ્રહ) વાંચીએ છીએ, માટે તમે પણ તે વાંચશો તો ચાલશે."

મેં કહ્યું કે, "ત્યારે હું પણ તેજ મંગાવીશ અને તે આવતા સુધી આ વાંચીશ."

રા. હિમ્મતલાલે મને સૂચના કરી કે "અર્થસંગ્રહ સટીક મંગાવો તેની સાથે થીબોનું અંગ્રેજી ટ્રાન્સલેશન પણ મંગાવજો."

મેં તે બે ચોપડીઓ મુંબઇથી મગાવી અને સ્વામી પાસે તેનું વાચન શરૂ કર્યું. અર્થસંગ્રહ ચાલતો હતો તેવામાં સ્વામીને ઘણી વાર મારે ત્યાં ભિક્ષા માટે લેઇ જતો. મારા ઘરની જગા એમને અનુકૂળ આવી અને છોકરાંઓની રીતભાતથી પણ સ્વામી પ્રસન્ન થયા. તેથી હવે પછીથી વારંવાર મારે ઘેર જ આવવાનો વિચાર રાખ્યો. ચોમાસું તેઓ ભાવનગર કરવાના હતા, તથા પછીથી હું જો ગોપનાથ જાઉં તો તેઓ ગોપનાથ આવે અને જો હું ગોપનાથ ન જાઉં તો તેઓ હિમાલય જશે એમ તેમણે મને કહ્યું. મેં બનશે તો ઉનાળાની મોસમમાં ગોપનાથ આવવા કબૂલ કર્યું, અને સ્વામી ભાવનગર ગયા.

મે માસની શરૂઆતમાં ભાવનગરથી સ્વામીએ પત્ર લખ્યો કે "તમે ગોપનાથ આવો, નહિ તો હું હિમાલય જઇશ." મારી શાળાની પરીક્ષા

જુલાઇમાં હતી તેથી બે માસમાં હું જઇ શકું તેમ નહોતું, તેથી મેં તેમને હિમાલય ન જતાં વડોદરે આવવા આગ્રહ કર્યો; પણ તેઓ તો હિમાલય ચાલ્યા ગયા.

કાર્તક માસના આરંભમાં હિમાલયમાંના હરદ્વારથી મને તેમનો પત્ર મળ્યો કે કાર્તિક સુદી ૧૧ ને રોજ તે વડોદરે આવશે. અને બરાબર તેજ દિવસે મારે ત્યાં આવ્યા. એમને માટે તૈયાર રાખેલા ઓરડામાં એમને લઇ ગયો. ત્યા બેઠા એટલે તરતજ તેમણે કહ્યું: "ચાલો, હવે શાંકર ભાષ્ય લાવો."

મેં કહ્યુ: "જરાક વિશ્રાંતિ તો લ્યો, ફળાહાર કરો, અને પછી વાચીશું."

સ્વામીએ કહ્યું "આપણે તો વેદાન્તવાચન એજ વિશ્રાન્તિ અને તેનું મનન મનમાં પચે એજ ફલાહાર!"

શાંકર ભાષ્ય વાંચવા માટે મેં બે માસની હક રજા મેળવી અને વાચવું શરૂ કર્યું. સ્વામીની ઇચ્છા એવી હતી કે નર્મદા કિનારા જેવા એકાંત સ્થળમાં રહીને વાચીએ, ગૃહીના ઘરમાં બહુ દિવસ રહેવું અમારે માટે ઠીક નથી. મેં તેવી તજવીજ કરવાના યત્નમાં દિવસો ગત કર્યા અને વાચન ચાલુ કર્યું. સવારના સાતથી સાડા દશ સુધી વાચ્યા પછી ભોજનાદિ માટે અમો ઊઠતા. તે પછી સ્વામી એકલા આરામ લેતા અથવા બહુધા કાંઇક લખતા. હું બે અઢી કલાક કેળવણી ઓફિસને લગતું કામ કરતો. (કેળવણી ઓફિસને લગતો હિસાબ રાખવાનો તથા કાગળપત્રોની વ્યવસ્થા કરવાને મેં એક પગારદાર કારકુન રાખ્યો હતો; પ્રૂફ તો હું જ વાંચતો) પછી દોઢ કે બે વાગે શાંકર ભાષ્ય શરૂ કરીને પાંચ વાગે બંધ રાખતા. તે પછી સ્વામી સાથે થોડુંક બહાર ફરી આવતા. રાત્રે કેટલીક જિજ્ઞાસુ મંડળી આવતી તેમની સાથે સ્વામી વાતચીત કરતા. શાંકર ભાષ્યનો સ્વામીનો હું બીજો વિદ્યાર્થી હતો એમ સ્વામી કહેતા. ભાષ્ય તેમને મુખોદ્ગત જેવું હતું.

આ રીતે સતત ૪૨ દિવસ સુધી વાચન ચલાવ્યું. વાંચની વખતે પુષ્કળ ટીપણો લખાવતા હતા. શાંકરભાષ્યનો અવરામાં અઘરો ભાગ ત્રીજા અધ્યાયનો ત્રીજો પાદ કહેવાય છે. મેં ત્યાંથી ભણવાની શરૂઆત કરી (કેમકે સ્વામી કદાચ બહુ વખત ન રહે, એમ હું ધારતો હતો.) અને પછી વખત મળતો ગયો તેમ ત્રીજો અધ્યાય પૂરો કરી, પહેલો, બીજો અને ચોથો અધ્યાય, એ ક્રમે મેં વાંચ્યું હતું. ચોથો અધ્યાય પૂરો થવાને છેવટનાં ચાર કે પાંચ સૂત્ર બાકી હતાં તેવામાં ભાવનગરના ડૉ. શિવનાથ લાહોર કોંગ્રેસમાં ગયા હશે ત્યાંથી આવતાં વડોદરે ઉતર્યા અને સ્વામી મારે ઘેર છે એમ જાણી તેમને મળવા આવ્યા. તેમને દેખતાં જ સ્વામી ઉભા થયા અને દંડ લેઇ તેમની સાથે જવા તૈયાર થયા. મેં સૂત્રો પૂરાં કરવાની વિનંતી કરતાં તેમણે ઉભા ઉભા જ તે વંચાવી લીધાં અને સ્વામી ભાવનગર ગયા.

ત્યાર પછી સ્વામી પ્રતિવર્ષ એકાદ બે માસ મારે ત્યાં રહી જતા અને તેમની પાસે વેદાન્તના બીજાં કેટલાક કઠિન પુસ્તકોનો અભ્યાસ મેં કર્યો હતો, તથા પૂર્વમીમાંસા શાબરભાષ્યના ત્રણ ચાર અધ્યાય કર્યા હતા. આ વખતે અહીંની ફીમેલ ટ્રેનીંગ કૉલેજના સંસ્કૃત શિક્ષક શાસ્ત્રી નારાયણ ગિરધર પણ મારી જોડેના એક ખાલી ઘરમાં રહેવા આવ્યા હતા અને તે પણ મારી સાથે પાઠ શ્રવણ કરતા. અમારી ઇચ્છા વેદાન્તપરિભાષા ઉપર સરલ ટીકા હોય તો ઠીક એવી થવાથી તેની ટીકા સ્વામીશ્રીએ લખવા માંડી. તેઓ પુસ્તક જોઇ ટીકા સંસ્કૃતમાં મોઢેથી બોલતે જતા અને હું અથવા નારાયણ શાસ્ત્રી તે લખી લેતા. ટીકા પૂરી થયે મૂળ સહિત તે પુસ્તક મેં છપાવ્યું અને તેની નકલો વિના મૂલ્યે યોગ્ય વ્યક્તિઓને અથવા જેણે ઇચ્છા જણાવી તેમને મેં આપી હતી. હવે તેની કોપીઓ દુર્લભ થઇ પડી છે. આ ગ્રંથની પ્રેસકોપી હજી મેં જાળવી રાખી છે.

# પ્રકરણ ૭ મું.

## ઉપસંહાર.

ત્યાર પછી કેટલેક વર્ષે સ્વામી દ્વારકાપીઠના શંકરાચાર્ય તરીકે સ્થાપિત થયા તે વખતે તેઓ મારે ઘેર હતા અને અહીંથી જ બધો વિધિ થઇને તેઓ દ્વારકા ગયા હતા. અહીં પ્રસિદ્ધ નૈયાયિક શાસ્ત્રી બદ્રીનાથ તથા ધર્મશાસ્ત્રનિષ્ણાત જોશી અમૃતરામ વગેરેના આગ્રહથી હું તથા કવિ દયાશંકર વગેરે આશરે ૨૦૦ માણસો જોડે ગયાં હતાં. કવિ દયાશંકર વિષે અહીં કાંઇક લખવું મને યોગ્ય લાગે છે તે ખંભાતના પ્રસિદ્ધ કવિ રેવાશંકરના ભત્રીજા અને અમારી જ્ઞાતિના હતા. કાકાના પ્રસંગથી તેમને પણ કવિતાનો શોખ લાગ્યો હતો. તેમના એક સાવકા ભાઇ[1] વીરક્ષેત્ર મુદ્રણાલયમાં મેનેજરનું કામ કરતા હતા, અને તે વખતે મારું રચેલું "શાન્તિસુધા" એ પ્રેસમાં છપાતું હતું. તે વાંચીને તે રચનારના પ્રતિ તેમને પૂજ્યબુદ્ધિ થઇ અને કવિ દયાશંકર મારી પાસે આવ્યા. તે વખતે તેમની ઉમ્મર આશરે ૧૬ કે ૧૭ વર્ષની હશે. તેમણે મારી પાસે આવીને મને વિનંતી કરી કે "મારે તમારી પાસે કવિતા શીખવા રહેવાની ઇચ્છા છે માટે તમે મને શીખવવાનો વખત બચાવી શકશો ?"

મેં કહ્યું કે "તમને પિંગળ અને અલંકારાદિના ગ્રંથો તો હું શીખવીશ, પણ જો ખરેખરા કવિ થવું હોય તો સંસ્કૃત શીખો અને કાલિદાસ, માઘ, શ્રીહર્ષ વગેરેનાં કાવ્યો વાંચો." આ વાત તેમને ખરી લાગી અને અહીંથી ખંભાત જઇ અમદાવાદમાં શાસ્ત્રી રામકૃષ્ણ હર્ષજી પાસે ભણવા જવાનો નિર્ણય કરી તૈયારી કરવા માંડી. ચોટલી બાંધી રાત્રે પોતાની માની પાસે બેસી અને શાન્તિસુધાના શરૂઆતના ફરમા પ્રથમથી માતાને સંભળાવવા

---

[1] જટાશંકર રવિશંકર. (સં.)

માંડ્યા. એમાં નો "જાગી આજણી મૂર્છામાંથી, રઘુવર રઘુવર કરતી" એ આસ્વાદ સાંભળતાં એમની માતાંની આંખોમાંથી આંસુ પડવા લાગ્યાં, અને એ પ્રસંગ બંધ રખાવી માતાએ દયાશંકરને કહ્યું કે "હું તને અમદાવાદ ભણવા જવા દેવાની નથી!" દયાશંકરે બહુ સમજણ પાડી પણ તેમણે આગ્રહ છોડ્યો નહિ અને, અમદાવાદ ભણવા જવાની વાત તે વખતે તો પડતી રહી.

ત્યાર પછી કવિ દયાશંકરને ચંદ્રધર કરીને એક કાશીના પંડિત મળી ગયા. તેમની પાસે તેમણે વ્યાકરણ અને કાવ્ય સાહિત્ય વગેરેનું સારું અધ્યયન કરી વડોદરામાં પરીક્ષાઓ આપી સાહિત્યવાચસ્પતિની પદવી મેળવી. તેઓ ગુજરાતી અને સંસ્કૃત કવિતાઓ ઘણી ઉત્તમ લખતા હતા. તેમનો પુત્ર બાલચંદ્ર એક ગ્રેજ્યુએટ છે અને પોતાના વતનમાંની હાઈસ્કૂલમાં માસ્તર છે. તે પણ સંસ્કૃત ભાષામાં નિષ્ણાત છે. કવિ દયાશંકર થોડું થયા ગુજરી ગયા છે તે જાણી મને પરમ શોક થયો હતો. તેમના સ્મારક તરીકે તેમના અનેક સંસ્કૃત ભાષામાં લખેલા કાવ્ય જેવા પત્રો મેં સાચવી રાખ્યા છે.

આ બધા વખત દરમીઆન વખતોવખત હું પુસ્તકો પણ લખતો હતો. ભૂતનો વળગાડ એ વહેમ છે અને એ વહેમથી મનુષ્યના શરીર ઉપર પણ અસર થાય છે, તે બતાવવાને એક નાની દંતકથા ઉપરથી મેં 'બ્રહ્મરાક્ષસ' નામની વાર્તા લખી હતી. અને શાસ્ત્રી નાથાશંકરે તે પ્રેસમાં છપાવી હતી. એની બીજી આવૃત્તિ પણ કરીને ખડીંના બુકસેલર દોલતરામે કરાવી હતી, અને ત્રીજી આવૃત્તિ વૈદ્ય મનસ્વારામના જમાઈ સોમેશ્વરે કરાવી હતી.

રા. મણિશંકર ઉમિયાશંકર, એ વખતે વડોદરામાં રહેતા હતા અને તેમની દેખરેખ 'નીતિવિદ્યાપ્રકાશ' નામે એક માસિક કાઢવાની શરૂ હતી. તેમણે મને એ માસિક લખવા માટે રોક્યો. એમનો વિચાર એ માસિક-

દ્વારા ચાર ભિન્ન ભિન્ન વિષયના ગ્રંથો તૈયાર કરાવવાનો હતો. તે પ્રમાણે મેં તેમને શાન્તિસુધા (કાવ્ય), ચિત્રપુરના ચમત્કાર (વાર્તા), બૃહત્સંહિતા (જ્યોતિષ ગ્રંથનું ભાષાન્તર), અને વાજીકરણ કલ્પદ્રુમ (વૈદકનો નવીન સંગ્રહરૂપ ગ્રંથ). એવાં ચાર પુસ્તક લખી આપ્યાં. એમાંનો ત્રીજો અપૂર્ણ રહ્યો હતો.

મારા જૂના મિત્ર કવિ ગણપતરામ આ વખતે અમદાવાદમાં રહેતા હતા. એમ છતાં અમે વારંવાર મળતા હતા. એમનામાં કવિતા કે ગદ્યમાં હાસ્ય ગોઠવવાની ક્રિયા સારી હતી જે મારામાં નહોતી. એમનો ભરૂચ જીલ્લાનો કેળવણીનો ઇતિહાસ, લીલાવતીની કથા, પ્રાવંતી કુંવર આખ્યાન, વગેરે કવિતામય તથા 'મનો વિકાર અને આશા નિરાશા વિષે નિબંધ' વગેરે ગદ્યગ્રંથો તથા 'લઘુભારત' નામની આખા મહાભારતની મૂળ કથાની રચના જોઇ એમને હું અશ્રાન્ત લેખક માનતો. એમનો 'મનો વિકાર ઇ૦' નિબંધ મને એમણે બતાવ્યો ત્યારે એમાંથી મનુષ્યના કામાદિ સ્વાભાવિક મનોવિકારને દેશનિકાલ કરેલા જોઇ મને આશ્ચર્ય થયું. જ્યારે મને કહેવામાં આવ્યું કે તે તે પ્રસંગો બુદ્ધિપૂર્વક દૂર કરવામાં આવ્યા છે ત્યારે મને લાગ્યું કે, ગ્રંથનું નામ 'મનોવિકાર ઇ૦' છતાં તેમાંથી મુખ્ય મનોવિકારને ઉડાવી દેનારને ખરેખર ઠપકો ઘટે છે! મેં એક મનહર તે વખતે કવિને લખી મોકલ્યો હતો. તે અહીં મારી સ્મૃતિ પ્રમાણે ઉતારું છું:—

આ મનોવિકાર રૂપ બાગ રમ્ય જ્યાં ખિલેલ,
આશા ને નિરાશારૂપ ખાસા જ્યાં તમાસા છે;
ક્રોધ આદિ વાઘ જેમાં પાંજરે પૂરી બતાવ્યા,
વાઃ વાઃ કવિ વાણી કેરા ઘાટ સરિતાશા છે;
હું જાણું કે આ વડોદરાનો દીર્ઘ બાગ, જેમાં
જાગ જાગ રાગદાયી ભાગ ભલા ભાસ્યા છે;
આટલો નિબંધ છતાં, ક્રિયા મદ્દે વાંચ્યા છતાં,
પેશી તેમાં પુષ્પના ગુલાબ છોડ ફાંસ્યા છે!!

આ બધું હું સંભારી સંભારીને લખું છું તેથી કેટલાંક પ્રસંગ લખવાના રહી ગયા પણ હશે. મને મારા મિત્રોએ માન આપ્યું, શ્રીમંત મહારાજા સાહેબે મને કલાદીપની પદવી આપી. વડોદરા સાહિત્ય સભાએ તથા ગુ. વ. સોસાયટીએ મને માનનીય સભાસદ કરાવ્યો, ઇત્યાદિ બાબતોનો અર્થ હું ન સમજું એવો બાળક નથી; એ બધામાં મુખ્ય કારણો એજ છે: (૧) પ્રેમ; અને (૨) બીજાને ઉત્તેજન. હું તો માત્ર ઉત્તેજનનું દૃષ્ટાંત છું.

ઘર સંસારી બાબતોને મેં આમાં પ્રધાન સ્થાન આપ્યું નથી, કેમ કે તે દેશકાલાનુરૂપ બધે બન્યા જાય છે તેમ જન્મ, મરણ, પરિણય, ઇત્યાદિ વખતો વખત બન્યા જાય છે. હા, એટલું તો અવાસ્તવિક નહિ ગણાય કે, હાલ મારે ચાર છોકરા હયાત છે,[1] તેમનો એક મોટો છોકરો વિધુર છે તથા તેને કાંઇ સન્તાન નથી, બીજા ત્રણને સન્તાન છે, બધા પોતાના પગ ઉપર ઉભા રહે એવા છે, તેમ છતાં માતાપિતાની આજ્ઞાનું ઉલ્લંઘન કરે અથવા તેમનું દિલ દુખાય એવું કરે એવા કોઇ નથી. આથી અદ્યાપિ હું સુખી છું. માત્ર એક નિયમ આ કાળે હું લખું તો તે ખોટો નહિ કહેવાય કે—જ્યાં સુધી છોકરા પરણ્યા નથી હોતા ત્યાં લગી માતાપિતાનું ગૌરવ હોય છે, પણ તેઓ પરણ્યા અને સંતતિ વડે ઘરબારી થયા એટલે પ્રથમ સ્થાન પત્નીને અને માતાપિતાને બીજા નંબરનું સ્થાન મળે છે! કેમ, તમને એમાં કાંઇ વાધા કાઢવા જેવું લાગે છે, ભાઇ અંબાશંકર!

૧ અત્યારે બે છે મોહનલાલ અને ગણપતરામ. (સં)



# અનુપૂર્તિ

(લેખક:—શ્રી વિશ્વનાથ મોહનલાલ છોટાલાલ ભટ્ટ)

આ અરસામાં મારા પૂજ્ય પિતામહની આંખે ઝાંખ વળી હતી તેથી તેઓ વાંચી કે લખી શકતા નહિ, એટલું જ નહિ પરંતુ પોતાની પાસે આવેલા માણસને પણ બરાબર ઓળખી શકતા નહિ. અવાજ ઉપરથી તેઓ દરેકને પારખી શકતા. આંખમાં મોતિયો હતો પણ તે બરાબર પાક્યો નહિ. આવી સ્થિતિમાં તેમને કેટલોક વખત રહેવું પડ્યું. જ્યારે આંખમાં પડેલો મોતિયો બરાબર પરિપક્વ થયો ત્યારે રા. વૈદ્યરાજ ખબાશ કરે તે કઢાવવાની ભલામણ કરી. ઘણા લોકોનો આગ્રહ પણ હતો કે રા. છોટાલાલભાઈ જો આંખનો મોતિયો કઢાવે તો તેમની બંધ પડેલી અસ્ખલિત સાહિત્યસેવાનો પ્રવાહ ચાલુ રહે.

જો કે તેમની નામરજી છતાં મોતિયો કઢાવવાનું નક્કી કર્યું અને તેને માટે ડફરીન હોસ્પીટલ (સયાજી રુગ્ણાલય) માં વ્યવસ્થા કરવામાં આવી. એ દવાખાનામાં તેમને કેટલાક દિવસ રહેવું પડ્યું. મોતિયો કઢાવવામાં આવ્યો પરંતુ તેમાં સફળ થયા નહિ. ઉલટું તેમના દુઃખમાં વધારો થયો. તેઓ જે સહેજસાજ જોઈ શકતા હતા તે પણ ગુમાવવું પડ્યું. આથી તેમના જીવનચરિત્રનો બાકી રહેલો ભાગ લખવાનો બંધ પડ્યો.

તેઓ અંતમાં લખે છે કે—"તેમને નોકરી દરમ્યાન તથા તેમાંથી નિવૃત્તિ લીધા પછી કેટલાક વિદ્વાનો, સત્પુરુષો વગેરે માણસોનો સમાગમ થયો હતો, જેઓની ટુંકમાં હકીકત લેવી હિતકારક લાગે છે જેથી જનસમૂહને તે લાભદાઈ નીવડે" પરંતુ આ કાર્ય તેમનાથી થઈ શક્યું નહિ. જો તે થયું હોત તો તેમાંથી ઘણું જાણવાનું મળી આવત.

કવિ ગણપતરામની પછી તેમના પુત્ર ગોવિંદરામ પણ મારા તરફ અત્યંત આપ્તત્વ રાખે છે. તેમના પુત્ર અનુપમને જોઇને મને બહુ આનંદ થાય છે, કેમકે કવિ દલપતરામના પુત્ર ન્હાનાલાલની પેઠે એણે પણ સંસ્કૃત ઉપર સારો કાબુ મેળવ્યો છે. વડોદરામાં એક વખત[1] વડતાલની પાઠશાળાના મુખ્ય અધ્યાપક શાસ્ત્રી શ્રીકૃષ્ણમાચાર્યના પ્રમુખપણા નીચે આ લેખકને માનપત્ર[2] આપવાનો એક મેળાવડો થયો હતો, તે પ્રસંગે ફક્ત મોઢેથીજ લગભગ અરધા કલાક સુધી સંસ્કૃતમાં અસ્ખલિત ભાષણ અનુપે કર્યું તે જોઇને ત્યાં એકઠા થયેલા વિદ્વાનો આશ્ચર્યમુગ્ધ થઇ પરસ્પર 'એ કોણ! એ કોણ!' એમ પૂછતા હતા. પ્રમુખ શ્રીકૃષ્ણમાચાર્યે પણ એની સંસ્કૃત ભાષાની છટાના વખાણ કર્યા હતા. હજી એ અભ્યાસદશામાં છે, અને હું આશા રાખું છુ કે વિદ્યામાં એથી પણ આગળ વધે!

સને ૧૯૧૦માં મારાં સાઠ વર્ષ પૂરાં થવાથી હું પેનશનપર રિટાયર થયો. તે પછી ચાર પાંચ વખત મેં શંકરભાષ્યનું આવર્તન કર્યું અને અનેક સંસ્કૃત કાવ્યો, નાટકો, વાંચવામાં વખત કાઢતો. કેટલાક વખત સુધી સેન્ટ્રલ લાઇબ્રેરીમાંથી અંગ્રેજી, મરાઠી, વગેરે પુસ્તકો લાવી વાંચતો તથા તે ઉપર મારા અભિપ્રાયની નોંધ કરતો તથા ઉપયોગી લાગે તો તેનો સાર પણ લખી રાખતો. કેટલાક વખત સુધી લાયબ્રેરીમાંથી ગુજરાતી પુસ્તકોની પેટીઓ ટુંકા અભિપ્રાય માટે મને મોકલતા અને તે હું નિષ્પક્ષપાત લખી મોકલતો.

વળી ઘર આગળ મારા છોકરાના છોકરાઓને હું ગણિત, અંગ્રેજી કે સંસ્કૃત શીખવી તેમની શાળાના અભ્યાસમાં મદદ કરતો. કોઇ વાર કોલેજમા ભણતા વિદ્યાર્થીઓ સંસ્કૃત કાવ્ય, નાટક કે વેદાન્ત, ન્યાય વગેરેમા તેમને નહિ સમજાતો ભાગ સમજવા આવતા તે હું સમજાવતો. વખતે કોઇ

૧. તા. ૩૧-૭-૧૯૩૨ (સં.)
૨. માનપત્ર પરિશિષ્ટમાં છાપવામાં આવ્યું છે. (સં.)

ઘખતો પણ ખરો. આ રીતે આજ લગભગ પચીશ વર્ષ મને નિવૃત્ત થયે થયાં, છતાં પાણીના રેલાની પેઠે મારો સમય વીતી ગયો છે, અને હું નવરો પડતો નથી. હમણાં આ લખું છું તે વખતે પણ મારો એક પૌત્ર વિષ્ણુપ્રસાદ અને નાનો પૌત્ર હિતોપદેશ શીખવા આવે છે. શિક્ષણ આપવાનું કામ કંટાળાભર્યું લાગ્યું નથી. પણ ઉલટું આનંદ આપનારું લાગે છે. હા, ભરૂચ જીલ્લાનાં કેટલાંક ગામડાંની શાળાઓમાં કામ કરતાં મને કંટાળો આવતો; પણ તે શિક્ષણ આપવાનો નહિ, પણ પરિસ્થિતિનો હતો. મને કોઇ વખત-ખાસ કરીને અમુક કારકુન-મેહેતાજીની નોકરી ઠીક લાગી ન હોતી ત્યારે મેં તે વિષે આશરે ૨૮ કડીઓ હરિગીતની લખી હતી. પણ જ્યાં સુધી હું મહેતાજી હોઉં ત્યાં સુધી જો હું તે પ્રસિદ્ધ કરૂં તો ઘ્યાઘાત દોષ આવે, તેથી કોઇ મેહેતાજી તે ઉતારી જતા તો તેમને માત્ર ઉતારી જવા દેતો.

મારી નોકરી દરમીઆન મારા કાકા અને ગુરુ લલ્લુ મહારાજ મારી પાસે આવતા. તેમની ઇચ્છા એવી હતી કે મારા જેવા એક સંસ્કૃતજ્ઞ દ્વારા પ્રણામી ધર્મ ઠીક ફેલાવી શકાશે ! એક વાર તે મને સુરતમાં સૈયદપરામાં પ્રણામીનું મોટું મંદિર છે ત્યાં લેઇ ગયા, અને ત્યાંના મોટા આચાર્યની મુલાકાત કરાવી. આચાર્યશ્રીએ મને ખાવા પીવા ઉપરાંત રૂ ૫૦) પગાર આપવાનું કહી તેમના શાસ્ત્રી તરીકે રહેવા કહ્યું. મેં પાછળથી ખુલાસો કરવા કહ્યું અને મારા ગામ પર આવ્યો. તે વખતે હું દીવા ગામમાં હતો, તેથી અંકલેશ્વર જઇ મારા મિત્ર ભૂખણભાઇની સલાહ માગી. ભૂખણભાઇએ પેનશનેબલ સરકારી નોકરી છોડવાની ના કહી, કેમ કે તે રૂ ૫૦) એકજ માણસની ઇચ્છા ઉપર આધાર રાખનાર હતા. વળી પંથ કે મતરૂપ ધર્મપ્રચારમાં પડવાની પણ મને તેમણે ના કહી, કારણકે તેમ કરીને પૈસા પેદા કરવા, એ લોકોના ઉપર અનુગમતો બોજો છે. ભલે તેઓ ધર્મઘેલાઇને લીધે પોતાના આચાર્યને માન આપે અને પૈસા આપે! આવા કારણથી બે ચાર વખત મારા કાકા મહારાજનો આગ્રહ છતાં મેં નોકરી છોડી નહિ.

આ કાર્યની પૂર્ણતા કરવી એ તો મારા ગજા ઉપરાંતની વાત છે કારણ કે તે વખતે તેમની પાસે કોણ કોણ સાહિત્યરસના તૃષાર્થીઓ આવતા હતા તેથી તો હું વાકેફ હતો, પરંતુ તેઓ કેવા પ્રકારનો રસ આનંદથી માણતા હતા તેથી હું અજ્ઞાત હતો. આથી તેમની બાકી રહેલી હકીકત પૂરી કરેલી નથી. તેમની પાસે ઘણા ખરા વિદ્યાવ્યાસંગી પુરુષોજ આવતા હતા. આ જગ્યાએ મારે ખાસ નોંધ લેવી જોઇએ કે રા. રા. મૃગશંકર રામનારયણ વ્યાસ દરરોજ સાંજે લગભગ ચાર વાગે આવી તેમને પુસ્તકો વાંચી સંભળાવતા હતા. એ એમણે મહદ્ ઉપકાર કર્યો છે, અને તે બદલ અમે તેમનો ખરા અંતઃકરણથી આભાર માનીએ છીએ.

થોડો સમય માંદગી ભોગવી પિતામહ સંવત્ ૧૯૭૩ ના આસો વદિ ૨ ના રોજ ૮૭ વર્ષ અને લેહ સામનું દીર્ઘ આયુષ્ય ભોગવી હરિશરણ થયા. જ્ઞાતિજનોએ અને બીજી અનેક સંસ્થાઓએ તેમના અવસાન-નિમિત્તે શોકદર્શક સભાઓ ભરી અમારા ઉપર આશ્વાસનના ઠરાવો મોકલ્યા હતા. તે બધાંનો આ સ્થળે હું ઉપકાર માનુ છું.

---

# પરિશિષ્ટ ૧

## શ્રી છોટાલાલ નરભેરામ ભટ્ટ કલાદીપ એમના સ્વતંત્ર પ્રસિદ્ધ થયેલા ગ્રંથોની યાદી

| પુસ્તકનું નામ | પ્રસિદ્ધ થયાની સંવત અથવા સાલ |
|---|---|
| ૧ રસશાસ્ત્ર | સંવત ૧૯૪૫ |
| ૨ શાંતિસુધા અથવા રઘુવીર સુકન્યા | સંવત ૧૯૫૨ |
| ૩ બ્રહ્મરાક્ષસ (આવૃત્તિ ત્રીજી) | સને ૧૯૧૧ |
| ૪ ચિત્રપુરના ચમત્કાર | સંવત ૧૯૫૨ |
| ૫ કામકટાક્ષ | ઇ. સ. ૧૮૭૯ |
| ૬ મેતરંજની રમત | સને ૧૮૭૯ |
| ૭ વાક્ષ્કરણ કલ્પદ્રુમ | સંવત ૧૯૫૧ |
| ૮ સ્નાનવિધિ | સને ૧૮૮૭ |
| ૯ બ્રહ્મનિત્યકર્મ | |
| ૧૦ વહેમ ખંડન | સને ૧૯૦૬ |
| ૧૧ બાલકૃષ્ણ | |
| ૧૨ વિદ્યાર્થીઓની આસારિક અને નીતિવિષયક સ્થિતિ | |
| ૧૩ પારિભાષિક શબ્દ કોષ | સને ૧૯૩૭ |
| ૧૪ ફૂલા ચરિત્ર | |
| ૧૫ શાલ્યાનદસ્તવન | સવત ૧૯૬૭ |
| ૧૬ પ્રાચીન કાવ્ય માળા અને પ્રેમાનંદ | સન ૧૯૧૩ |

(ચોથી ગુજરાતી સાહિત્ય પરિષદ્ વડોદરા ઇ. સ. ૧૯૧૨ મા વાચેલો નિબન્ધ આ નિબન્ધ પરિષદના હેવાલમા છપાયો છે. પૃષ્ઠ ૧–૭)

## ગુજરાતી ભાષાન્તર કરેલા પ્રસિદ્ધ ગ્રંથોની યાદી.

| પુસ્તકનું નામ | સાલ અથવા સંવત |
|---|---|
| ૧ માર્કંડેય પુરાણ | સને ૧૮૮૮ |
| ૨ વાગભટ (અષ્ટાંગહૃદય) | સને ૧૮૮૮ |

| | |
|---|---|
| ૩ મહાભારત શાંતિપર્વ | સને ૧૯૧૪ |
| ૪ વ્યવહારમયૂખ | સને ૧૯૮૬ |
| ૫ યોગરત્ન | સંવત ૧૯૪૨ |
| ૬ વૈદ્યજીવન | |
| ૭ ડંકમાહાત્મ્ય | |
| ૮ ચમત્કાર ચિંતામણિ | |
| ૯ હિતોપદેશ | |
| ૧૦ વૈદ્યવલ્લભ ચિકિત્સાંજન | |
| ૧૧ દષ્ટાંત શતક | |
| ૧૨ વાલ્મીકીય રામાયણ–(કિષ્કિંધાકાંડ, યુદ્ધકાંડ, ઉત્તરકાંડ.) | સંવત ૧૯૪૦ ૧૯૪૧–૧૯૪૩ |
| ૧૩ બૃહત સંહિતા દશાધ્યાય | |
| ૧૪ ઇરાન | સને ૧૮૯૮ |
| ૧૫ શંકર દિગ્વિજય, સાત સર્ગ | |
| ૧૬ શાળોપયોગી ભગવદ્‌ગીતા | |
| ૧૭ શિવ કવચ | સને ૧૮૪૫ |
| ૧૮ શિવગીતા | |
| ૧૯ પ્રિયદર્શિકા | |
| ૨૦ પંચતંત્ર ભા. ૧ લો. | સને ૧૮૯૭ |
| ૨૧ હારીત સંહિતા | |
| ૨૨ વૃત્ત નિરૂપણ | |
| ૨૩ વૈયાસિક ન્યાયમાલા | સને ૧૯૨૯ |
| ૨૪ સિદ્ધાંત દર્શન | સને ૧૯૨૭ |
| ૨૫ જ્ઞાનદીપ | |
| ૨૬ વિચાર સાગર | |
| ૨૭ નિદાનસ્થાન | |
| ૨૮ વિષ્ણુપુરાણ | |

## પ્રતો મેળવી સંશોધન કરી પ્રસિદ્ધ કરેલા ગ્રંથો

૧ પ્રેમાનંદકૃત કુંવરબાઈનું મામેરૂં — સને ૧૮૯૫
૨ મદન મોહના ( રા. રા. હીરાલાલ મ. શ્રોફની સાથે ) — સને ૧૯૦૯

## ભટ્ટ છોટાલાલ નરભેરામ કૃત સ્વતંત્ર અપ્રસિદ્ધ ગ્રંથોની યાદી.

### સંસ્કૃત

| | | | |
|---|---|---|---|
| ૧ | श्रीमद्भगवद्गीतोपदेशः | | संवत १९८१ |
| २ | ब्रह्मसूत्राणां संक्षिप्ता वृत्तिः | | ,, १९८१ |
| ३ | गुप्तगंगामाहात्म्यम् | | ,, १९२७ |
| ४ | श्रीज्ञानरत्नमालाः | | ,, १९२५ |
| ५ | वैराग्यरत्नाकरः | | ,, १९८५ |
| ६ | हंसपल्वलसंवादः | ता ३-१-१९३१ | ,, १९८७ |
| ७ | संस्कृतपद्यसंग्रहः | | ,, १९३० |
| ८ | लघुवाक्यवृत्तिः | | ,, १९७८ |
| ९ | अथ दशोपनिषत्क्रमः शान्तिपाठाः मंगलानि च | | ,, १९८० |
| १० | घेरण्डसंहिता | ता. ११-६-२३ | ,, १९७९ |
| ११ | श्रीमद्भगवद्गीतायाः कर्तव्योपदेशः | ता. २२-६-२५ ई. स. | १९२५ |
| १२ | श्रीमद्भगवद्गीता मूलसहिता संस्कृतविवृतिः गीतोपदेशाख्या | | संवत १९८१-८२ |
| १३ | बृहदारण्यकमन्त्राणामवतरणिका | | ,, १९८४ |

## અપ્રસિદ્ધ સ્વતંત્ર ગુજરાતી ગ્રંથોની યાદી

૧ નરેશ્વરસંવાદ — તા. ૪-૩-૧૮૭૧
૨ સ્વર્ગ મુસાફરી — તા. ૧૦-૧૧-૧૮૭૦, સંવત ૧૯૨૬
૩ સ્વાત્માનુભવ
૪ તત્ત્વદર્શન

| | | |
|---|---|---|
| ૫ | નારદીક્રિયા | |
| ૬ | પુસ્તકવાચન અને અભિપ્રાય પુ. ૧ | |
| ૭ | પુસ્તકવાચન અને અભિપ્રાય પુ ૨ | તા. ૭-૬-૧૮ થી<br>તા. ૨૯-૯-૨૧ સુધી |
| ૮ | પુસ્તકવાચન અને અભિપ્રાય પુ. ૩ | તા. ૨-૨-૨૭ થી<br>તા. ૩૧-૧-૨૪ સુધી |
| ૯ | પુસ્તકવાચન અને અભિપ્રાય પુ. ૪ | તા. ૨૨-૯-૨૬ |
| ૧૦ | પુસ્તકવાચન અને અભિપ્રાય પુ. ૫ | તા. ૧૮-૧૦-૨૬ થી<br>તા. ૧૪-૧૨-૨૭ સુધી |
| ૧૧ | પુસ્તકવાચન અને અભિપ્રાય પુ. ૬ | તા. ૧૯-૪-૩૨ થી<br>તા. ૧-૧૧-૩૫ સુધી |
| ૧૨ | અધ્યાસપ્રકરણમ્ | |
| ૧૩ | હોપકૃત ગાતમી ચોપડીનું વિવરણ પાઠ ૯૮ માંથી | |

## અપ્રસિદ્ધ ગુજરાતી ભાષાન્તર કરેલા ગ્રંથો

### (સંસ્કૃત ઉપરથી)

| પુસ્તકનું નામ | સાલ |
|---|---|
| ૧ સારસ્વત સૂત્રપાઠ ગુજરાતી ભાષાન્તર સહિત | તા. ૭-૧૨-૧૯૩૦ |
| ૨ પંચદશી પ્રકરણ ૧ થી ૫ સુધી | તા. ૩- ૫-૨૮ |
| ૩ પંચદશી પ્રકરણ ૬ ઠું | તા. ૨૨-૫-૨૮ |
| ૪ પંચદશી પ્રકરણ ૭ મું | તા. ૩૦- ૬-૨૮ |
| ૫ પંચદશી પ્રકરણ ૮ થી ૧૦ સુધી | તા. ૨- ૧-૨૯ |
| ૬ પંચદશી પ્રકરણ ૧૧ થી ૧૨ સુધી | તા. ૩- ૨-૨૯ |
| ૭ પંચદશી પ્રકરણ ૧૩ થી ૧૫ સુધી | તા. ૨૮- ૨-૨૯ |
| ૮ શ્રીમદ્ ભગવદ્ગીતોપદેશ ગુજરાતી | તા. ૫- ૮-૨૫ |

૯ સારસ્વત વ્યાકરણમ્, ગુજરાતી અનુવાદ સાથે ૧ લી વૃત્તિ તા. ૩-૧૧-૩૧

૧૦ સારસ્વત વ્યાકરણમ, બીજી વૃત્તિ, ગુજરાતી અનુવાદ સાથે તા. ૧૭- ૭-૩૧

૧૧ સારસ્વત વ્યાકરણમ્, તૃતીયા વૃત્તિ, ગુજરાતી અનુવાદ સાથે તા. ૧૪- ૨-૩૦

૧૨ સંસ્કૃત શિક્ષા પ્રથમભાગ

૧૩ કુવલયાનદ કારિકાનો સાર-ગુજરાની લક્ષણસંગ્રહ તા ૧૮-૧૨-૧૮૭૧

૧૪ તર્કભાષાના પારિભાષિક શબ્દોનું વિવરણ તથા બોધસારમાથી અજ્ઞાનની સાત ભૂમિકાઓ તા. ૩૦-૧૦-૧૯૨૦

૧૫ વેદભાષ્યમ્ ગુજરાની ભાષાન્તર અધ્યાય ૧ લો તા ૧૫-૯-૭૨

૧૬ સ્વાનુભવાદર્શ (ગુજરાતી) તા. ૨૭-૩-૧૯૨૪

૧૭ શિવાનંદ લહરી (ગુજરાતી) તા ૩૦-૬-૧૮

૧૮ ચાર્વાક દર્શનમ્ (ગુજરાતી) તા. ૩૧-૧-૧૯૩૧

૧૯ બૌદ્ધદર્શનમ (ગુજરાતી) તા ૨૨-૪-૩૧

૨૦ કારક પ્રકરણમ્ (પાણિનીયમાથી)

૨૧ વેદાતપરિભાષાના આરંભનુ ગુજરાતી ભાષાન્તર

૨૨ વેદસ્તુતિ ગુજરાની ભાષામા

૨૩ વેદાન્ત સિદ્ધાત સંગ્રહ ગુજરાતી તા. ૧-૭-૨૪

૨૪ ચડકૌશિક નાટક

૨૫ મલયાસુંદરી નાટક (સદર નાટક એક જૈન કંપનીને આપ્યું તે પરત આવ્યુ નહિ)

૨૬ કામલતા અથવા દુરાગ્રહનો ફારસ

૨૭ આત્મપુરાણસાર તા. ૩૧-૫-૨૭

# પરિશિષ્ટ ૨

साहित्यवाचस्पतिदयाशङ्करकविकृता

## कविवरश्रीछोटालालमहोदयानां जीवनरूपरेखाङ्किता प्रशस्तिः

वेदाङ्गाङ्गनिधिक्षपाकरमिते वर्षे नभस्ये सिते
पक्षे च प्रतिपत्तिथौ महमदावादाभिधाने पुरे ।
छोटालालकवीश्वरः श्रुतिपटुर्गोत्रासमोत्रोद्भवः
सम्प्राप्तो जननं प्रगे मतिमता श्रीटोलकानां मणिः ॥ १ ॥
सद्विद्याध्ययनादिकर्मणि वयो नीतं मुदा शैशवं
शिष्यस्तोममनोविकासिनि गतं तारुण्यमध्यापने ।
शब्दब्रह्मसमाधिसक्तमनसा नैनीयते वार्द्धकं
छोटालालकवीश्वरेण जननस्यैवं फलं लभ्यते ॥ २ ॥
ग्रन्थानामवलोकनमलेखि यैः खलु परः महस्राणाम् ।
गुणदोषाविष्करणात्मकं तदपि पक्षपातप्रहितम् ॥ ३ ॥
प्राचीनकाव्यमाला गुर्जरकविवृन्दविरचिता विशदा ।
विहिता यैश्चीत्रभिर्भावाविर्भावपूर्वकाऽपूर्वा ॥ ४ ॥
षट्त्रिंशत्प्रमिता सा प्रेमानन्दादिकविवर रचिता ।
तदुपरि तद्भावध्वनिभूषानिर्देशिनी कृता टीका ॥ ५ ॥
प्रतिभोद्भावितरचना ग्रन्थास्तुरगेन्दुसम्मिता ग्रथिताः ।
चेतोहरा चमत्कृतिसमलङ्कृतविविधविषयसहिताश्च ॥ ६ ॥
गहनविषयभूयिष्ठाः खगुणमिता भाषया विपरिणमिताः ।
बहुवर्षावधि रम्या प्रकाशिता मासिकावितयी ॥ ७ ॥
सहस्रयुग्मप्रमिता निबद्धा बोधप्रदानाय पुनर्निबन्धाः ।
किमस्य चित्रं चरितं ब्रवेऽहं जनुर्मनूक्तेन यथा विनंसो ॥ ८ ॥
प्रावीण्यं यस्य पद्ये न च विरचयितुं शक्यते तेन गद्यं
शक्तो गद्यप्रपद्ये कथमपि न लिखेत् पद्यपाकं स विद्वान् ।

हृद्ये गद्येऽनवद्योत्तमसुमधुरिमप्रोज्ज्वलपद्यबन्धे
छोटालालस्य विद्वत्कुलमुकुटमणेश्चातुरी काऽप्यनन्या ॥ ९ ॥

अपक्वं पाण्डित्यं रसरहितमाम्रस्य फलवन्-
न तस्मिन्नास्वादो न च रुचिरता नो मधुरिमा ।
सुपक्वं तस्याश्चेदुपकृतिमनन्यां वितनुते
कविश्छोटालालः खलु परमदृष्टान्त इह मे ॥ १० ॥

विद्वद्भिर्वसुधातलेऽत्र बहुभिर्वं भ्रम्यतेऽहर्निशं
किं तैर्मानमदोद्धतैर्मतिमता चेतः समाकृष्यते ।
मानेर्ष्यारहितः सदा गुणरतः सद्विद्यया द्योतित-
श्छोटालालमहोदयो विजयते सज्ज्ञचूडामणिः ॥ ११ ॥

विद्यां प्राप्य मित्र हितं न विहितं नीतं निरर्थं वयः
किं तैः शास्त्रविशारदैरपि जनैर्निर्गन्धपुष्पोपमैः
छोटालालमहाशयेन विदुषा सार्धीकृता वैदुषी
तस्मात्तत्पदपङ्कजे मम मनोभृङ्गो विलीनोऽभवत् ॥ १२ ॥

ज्ञानं प्राप्य गुरोर्मुखात्सुनिपुणं साहित्यवेदान्तयो-
स्तत्सद्ग्रन्थगतं रहस्यमखिलं स्पष्टं कृतं भाषया ।
ऐक्ये येन विदग्धतां भजति दुर्बोधोपरोधं विना
छोटालालकवीश्वरः ममभवन्मान्यैकमान्यो गुरुः ॥ १३ ॥

मृद्वीं मर्ममयीं मनोरमपदन्यासैर्मनोहारिणीं
नानालङ्कृतिशालिनीं सहृदयानाह्लादयन्तीं भृशम् ।
श्रुत्वा यत्कविता सुधामपि बुधा नेच्छन्ति मत्वा मुधा
छोटालालकवीश्वरो विजयते सोऽयं सतामग्रणीः ॥ १४ ॥

अभ्यन्ततरत्वमत्रगन्तु मुनीश्वराणां
यत्क्लेशापनोदनकृते कृतिरस्ति येषाम् ।
तेषामुदारयशसां गुरुपुङ्गवानां
गातुं गुणान् मम गिरा महिलेव जाना ॥ १५ ॥

# પરિશિષ્ટ ૩

## પ્રશસ્તિનું ભાષાન્તર

(સાહિત્યવાચસ્પતિ દયાશંકર રવિશંકર કવિ, ખંભાત)

વિક્રમની ઓગણીસે પદ્રની સાલ ભાદ્રપદ કૃષ્ણેતરમાં,
પ્રતિપદના પાવન દિવસે વળી રમ્ય અદમદાવાદ નગરમાં;
ઉદીચ્યટોળક કસ્યપ કુળના દ્વિજવર નિર્ભયરામ સદનમાં,
છોટાલાલ કવીશ્વર જન્મ્યા વાણી જેના વશી વદનમાં. ૧

શૈશવ સહુ સદ્ભારતી સંપ્રાપ્ત કરવામાં ગયું,
સંનિષ્ઠથી શિક્ષકપણામાં તરુણપણું પૂરું થયું;
વૃદ્ધત્વ શબ્દબ્રહ્મની સદ્ઉપાસનામાં બેળવ્યું,
કરી એમ છોટાલાલ કવિએ જન્મનું ફળ મેળવ્યું. ૨

એક હજાર થકી અધિક, અવલોક્યા શુભ ગ્રન્થ;
ગુણ અવગુણ સુસમ્યા, નહિ પક્ષપાતનો પન્થ. ૩

પ્રેમાનન્દાદિક યથા કવિવર, જે પ્રાચીન;
તેના છત્રીસ ગ્રન્થ પર, ટીકા રચી નવીન. ૪

અલંકાર ભાવ ધ્વનિ, લક્ષી ઠામે ઠામ;
ગ્રન્થકારના હૃદયનું, તારવ્યું તત્ત્વ તમામ. ૫

સ્વતંત્ર સત્તર ગ્રન્થ રચ્યા રસ ભાવ ભરેલા,
વિવિધ વિષયમય વિશદ કલ્પનાયુક્ત કરેલા;
અડ્ વર્ષો સગી રહ્યા તંત્રી માસિકના સ્વામી;
બે હજાર લગી લેખ લખ્યા નહિ જેમાં ખામી;
વળી મદન ગીત ગ્રન્થો તણું ભાષાન્તર ઉત્તમ કર્યું,
વય ત્રીસું આ વિદ્વાનનું વિદ્યાવ્યસન વિષે ગયું. ૬

જે પદ્યમાંહી પ્રવીણ તે ગૂંચાય જાયે ગદ્યમાં,
જે ગદ્ય ગૂંથી શકે સરસ પાત્ર પડે તે પદ્યમાં,
કવિરાજ છોગાલાલની પ્રતિભા વિલક્ષણ જે નરી
ચતુરાઇ જેના ગદ્ય પદ્ય વિષે પદે પદમાં ભરી ૭
રસરહિત કાચી કેરી સમ કે કાચી કવિતા સદા
જેમાં રુચિરતા મધુરતા કે સ્વાદ હોય નહી કદા,
એ મેળ તોયે પડ્યો ના પછી પૂછવાનું નહી કદા,
દૃષ્ટાન્ત છોગાલાલ કવિવર કેરૂં મુજ મનમાં વસ્યું ૮
વસુધા વિષે વિદ્વાન બહુ નિરહંતા અહીં નથી ફરે
પણ માન મદથી મત્ત ને મતિ માનમાં મન શું હરે?!
નિર્માન નિર્મદ સદ્ગુણ પ્રિય ભારતીભૂષિત સદા,
કવિરાજ છોગાલાલનો હો વિજય ભૂપર સર્વદા. ૯
ભણી ભારતી કરી સત્કૃતિ પરહિત વિષે મન ના ગયું
નિર્ગન્ધકુસુમ સમાન તે શાસ્ત્રજ્ઞ નરથી શું થયું ?!
કવિરાજ છોટાલાલનું પાંડિત્ય પરહિતમાં ગયું,
અતિશય સુજશ મન તેમના સ્વપર ભણી તેથી વધ્યું ૧૦
સાહિત્ય ને વેદાન્ત વાંચી ગુરુમુખે ઉરમાં ધર્યાં,
પછી તે વિષયના ગ્રન્થના અતિ સરળ ભાષાન્તર કર્યાં,
જેને વિચારી વાંચી જન વિદ્વાન થાય વિના શ્રમે
કવિરાજ છોગાલાલ તેથી પરોપકારી કે આ સમે ૧૧
મર્માળી મૃદુ મન હરણ કરતી રમ્ય પદના ન્યાસથી,
ભૂપગુરુની ભરતી હૃદય સન્તોષ તણા ઉલ્લાસથી,
શાણી એવી કવિતા જેમની નર જાય નજર સુના ભણી
કવિરાજ છોટાલાલ હો વિદ્વજ્જનના અગ્રણી ૧૨
અસમર્થ જે વેદાન્તનું અતિ ગહન તત્ત્વ વિચારવા
તેના હિતાર્થે શ્રમ કર્યો એ તત્ત્વ ઉર ઉતારવા,
એવા ઉદાર યશસ્વી ગુરુગુણયુક્ત સ ગરવર તણું,
ગુણગાન કરતાં મુજ ગિરા થાકે અધિક કહું શું ઘણું ૧૩

# પરિશિષ્ટ ૪

માક્ષરવર્ય છોટાલાલ નરભેરામ ભટ્ટની ઓઇલ પેન્ટીંગ તસ્બીર તા. ૭-૨-૧૫ને રવિવારે મે. રા. રા. મસાણી સાહેબને હાથે ખુલ્લી મૂકવામાં આવી હતી. તે વેળાએ રા. જટાશંકર રવિશંકર પંડિતે પ્રશસ્તિના રૂપમાં એક કવિતા ગાઇ હતી. આ કવિતા પણ તસ્બીર સાથે જળવાઇ રહે એવી કેટલાક ગૃહસ્થોની ઇચ્છા ઉપરથી સદરહુ કવિતા સારી ટાઇપમાં પોતાને ખરચે મૂકવા રા. જટાશંકરે મે. રા. રા. વિદ્યાધિકારી સાહેબને તા. ૧૨-૩-૧૫ના રોજ અરજી કરેલી. તે બાબતની પરવાનગી તા. ૨-૪-૧૫ના રોજ મે. રા. રા. વિદ્યાધિકારી મસાણી સાહેબે આપી હતી. તે "પ્રશસ્તિ" નીચે પ્રમાણે છે.

તા. ૧૨-૩-૧૫

## — શ્રીયુત છોટાલાલ ગુણ પ્રશસ્તિ —

હરિગીત છંદ

વિખ્યાત થૈ વટપુરમાં જેણે ગુરુપદ કેળવ્યું,
મર્મજ્ઞ થૈ જેણે મહજ્જનમાં મહાપદ મેળવ્યું;
આદર્શ જીવન દાખવ્યું ગુજરાતના ભૂપાલને,
છે ધન્ય એ સાક્ષરમણિ શ્રીયુત છોટાલાલને. ૧

વિદ્યા અને વિદ્યાગુરુની શ્રેષ્ઠતા જેણે કરી,
પ્રાચીન કાવ્ય સુધા રસે રસિકો તણી વૃત્તિ હરી,
સાહિત્ય સેવામાં સુકીર્તિ શોભતી રસપાલને
છે ધન્ય એ સાક્ષરમણિ શ્રીયુત છોટાલાલને. ૨

નૂતન નૂતન રસ રેડિને કેળવણી તરુને કેળવે,
વિકસિત વિદ્યા વાટિકા કરીને વિપુલ યશ મેળવે;

ચિતને અચિંત આનંદ દે પ્રકટાવિ ઉંચા ખ્યાલને
છે ધન્ય એ સાક્ષરમણિ શ્રીયુત છોટાલાલને. ૩

અતિ ઉચ્ચ શિક્ષણ આપીને કૈં દીનના દુઃખ કાપિયા,
જિજ્ઞાસુ જનને જ્ઞાનના ઐશ્વર્યથી સુખ આપિયા,
શિક્ષક રૂપે સત્તા વિષે વિસર્યા નહીં જે વ્હાલને
છે ધન્ય એ સાક્ષરમણિ શ્રીયુત છોટાલાલને ૪

નિટત્ત પણ નિજવૃત્ત કૈં વિદ્યાર્થી નિ શ્રેય વિષે,
અભ્યાસ ભાષ્ય તણો છતાં વ્યવસાયિ જે હજુએ દિસે,
જીવન વિશુદ્ધ સમપવા બહુ શ્રમ કરે નિજ બાલને,
છે ધન્ય એ સાક્ષરમણિ શ્રીયુત છોટાલાલને ૫

સાત્વિક, સંયમિ, શાન્ત, સ્નેહી, સત્યનિષ્ઠ વિચારિયે,
નિશ્ચય વચન જેના અને નિયમિત કેમ વિસારિયે?
પરિપૂર્ણ પ્રીતિ પેખિયે શુભ વેદના પ્રતિપાલને
છે ધન્ય એ સાક્ષરમણિ શ્રીયુત છોટાલાલને ૬

ગુણગણ સદન ધની ચરણ પૂરણ પ્રેમથી શિરનામિયે,
દીર્ઘાયુ હોજો દ્રોણ સુત મમ શ્રેય સાધન પામિયે,
જીવન અનુકરણીય અતિ ગુરુ શીષ્ય દ નિશાલને,
છે ધન્ય એ સાક્ષરમણિ શ્રીયુત છોટાલાલને. ૭

ગુણ ગાય ગુણિગણ ન્યાયમંદિર જેમ અંબાલાલના,[૧]
ગુણ તેમ આ નર પૂજ્યના ગાજો રહો ચિરકાલના,
અર્પે જટાશંકર નમી શબ્દો રૂપી મણિમાલને,
છે ધન્ય એ સાક્ષરમણિ શ્રીયુત છોટાલાલને ૮

લેખક —
જટાશંકર રવિશંકર.

૧ દિ બ અંબાલાલ સાકરલાલ (મં.)

# પરિશિષ્ટ ૫

## શ્રી સાહિત્યવાચસ્પતિ દયશંકર રવિશંકર કવિના પત્રોમાંનો એક પત્ર

શ્રી

ખંભાત તા. ૧૩-૨-૨૯

તીર્થસ્વરૂપ તુલ્ય પૂજ્યપાદ ગુરુવર શ્રી છોટાલાલભાઈ, મુ. વડોદરા.

વિ. વિ. કે આપનો પત્ર મળ્યો છે. પ્રિય ભાઈશ્રી પુરુષોત્તમની પ્રકૃતિ દાકતરની દવાથી સુધરતી જાય છે તે જાણીને બહુ આનંદ થયો છે. દાકતરની દવા હોવા છતાં કુપથ્ય ન થાય એટલું સંભાળવું.

ભાષાન્તર ખાતા તરફથી 'સાહિત્યદર્પણ'ના ગુ. ભાષાન્તર માટે આપને પૂછાવ્યું છે એ જાણીને, અને આપે તેનો જવાબ ન આપતાં પુસ્તક જોવા મંગાવ્યું તે જાણીને મને તો બહુજ આનંદ થયો છે. કારણ કે:— સાહિત્યવિષયક શાસ્ત્રીય ગ્રંથોના ભાષાન્તર કરવાનો, કે સંસ્કૃત કાવ્ય ગ્રંથોનાં ભાષાન્તર કરવાનો, પંડિતોને તો અધિકારજ નથી. એમાં તો પાંડિત્ય અને પ્રતિભા એ બે જેનામાં હોય તેનો અધિકાર છે એમ હું માનું છું. અને એટલાજ માટે મારા મનમાં ઘણા વખતથી કાવ્યપ્રકાશ કે સાહિત્યદર્પણનું ભાષાન્તર આપ કરે તો બહુ સારૂં એવી ભાવના હતી. પણ આપને વેદાન્તવાક્યના આસ્વાદમાં વિશેષ આહલાદ થાય એમ જાણીને હું કહી શકતો ન હતો. તે પ્રભુ કૃપાએ અનાયાસ મારી ભાવના આપને પહોંચી તેથી મને સવિશેષ આનંદ થાય એ સ્વાભાવિક છે. હવે એ વિષયમાં મ્હારી વિનંતિ એ છે કે આપ સાહિત્યદર્પણના

ગદ્યપદ્યાત્મક ઉભયભાગનુ ઉત્તમોત્તમ ભાષાન્તર કરવાને સર્વથા સમર્થ છો, માટે અવશ્ય એ કામ સ્વીકારી સાહિત્યના સર્વાંગના દર્શનથી વિમુખ રહેલા, અને તે છતાં પોતાને સાહિત્યજ્ઞ માનનારા નવશિક્ષિત આત્મ-પ્રશંસક મંડળને, સાહિત્યનું સત્યસ્વરૂપ દર્શાવવાની અને અન્ય તદધિકારી જનોને તેનુ યથાર્થ જ્ઞાન આપવાની જરૂર કૃપા કરશો આપને સાહિત્ય દર્પણ અપરિચિત નથી રસશાસ્ત્રમા તેમાંનો ઘણો ભાગ આવી ગએલો છે કા. પ્ર. ની પેઠે સા દ ના પણ દશ ભાગ છે એનુ ભાષાન્તર આપને હાથે થાય એને જોકે મારા જેવા અનેક જણ તો મમ પણ ન આવે માટે એ કામ મારાથી તો બનેજ નહિ આપની પ્રસાદગુણપરિપુરિત પરમહૃદયંગમ શૈલી ક્યા ? અને મારી અસંસ્કૃત શૈલી ક્યા ? આપ એ કામ આરંભશો તે વખતે આજ્ઞા કરશો તો હુ હાજર રહીશ ભાષાન્તર પૂરૂ થતા સુધી પાસે રહીશ પણ આપ હા પાડજો પદ્યો રચવાનુ હું માથે રાખુ એ તે શોભે એવી વાત છે ? પદ્યમા શાન્તિ–સુધા સમર્પણ કરવાની શક્તિવાળા મહાપુરુષ પાસે મારી નિર્માલ્ય પદ્યરચનાની ગણના શી ? એમ છતા આપની આજ્ઞાને અહર્નિશ અધીન રહેનારનો અભિપ્રાય શો માગવો છે ? આપ જે ફરમાવશો તે કરવાને હુ હાજર જ છુ. પણ પદ્યભાગનું ભાષાન્તર પદ્યમા કરવાનુ કામ કઠિન થાય છે એ નિર્વિવાદ છે અને તેમા પણ સમશ્લોકીનો આગ્રહ રાખ્યો તો તો ઘણુજ અન્તરાય નડવાનો સંભવ છે. કેટલાક પદ્યો એવા પણ હોય કે જેમા સંસ્કૃત ભાષાને લીધેજ કેટલીક ચમત્કૃતિ આવી શકતી હોય, ત્યા તેના ભાષાન્તરમા બહુ ગુચવણ નડવાનો સંભવ છે કેટલાક યમકાલંકારના પદ્યોમા જે ભાવ હોય તે ભાવ કાયમી રાખીને તેવા ચમત્કારી ગુજરાતી ભાષામા પદ્ય લખવુ એ પણ બહુ કઠિન છે એમા કેટલાક ચિત્ર કાવ્યો છે, તેમાંનો ભાવ કાયમ રાખીને તે । તે ચિત્રબદ્ધ ને માન્ય કરવું એ પણ વિષમ છે આવી ઘણી મુશ્કેલીઓ છે, પણ તેને માટે મને એમ લાગે છે કે આપણે બે ભેગા થઈને એક વખત એ ગ્રંથ આદ્યન્ત બરોબર વાચી વિચારી જોઈએ, તે પછી તેમાના પદ્યોનો વિચાર કરીને તેનું ભાષાન્તર કેવી રીતે કરવુ એનો નિશ્ચય કરી

નાખીએ, તો હાલ જે વિષમતા લાગે છે તે ઘણે ભાગે ઓછી થઇ જાય. ગ્રંથકારે જ્યાં વૃત્તવિનિયોગમાં પણ કંઇક વૈશિષ્ટ્યનો વિચાર કર્યો હોય ત્યાં તે તેવું તેજ વૃત્ત રાખવાનો આગ્રહ યોગ્ય છે, અન્યથા એ આગ્રહ નિષ્પ્રયોજકવત્ લાગે છે. આ બધાનું તાત્પર્ય એ છે કે યદૃચ્છા આ પ્રસંગ પ્રાપ્ત થશે જે માટે આપ હા પાડજો, હું હાજર છું અને આજ્ઞા કરશો તે વખતે હાજર થઇ જઇશ અને મારાથી એનું સરળ અને સુંદર ભાષાન્તર થઇ શકશે નહીં આપ અનુગ્રહ કરશો તો પદ્યભાગનું ભાષાન્તર પદ્યમાં કરવાનું માથે રાખીશ. અને એમાં માથે રાખવાનું જ શું છે? આપે આજ્ઞા કરી કે મારું અવનતમસ્તક આપના ચરણ આગળ હાજર જ છે આપ એના ઉપર આપનો વરદ હસ્ત મૂકશો, પણ परप्रेरणाप्रविष्टमदिष्टभावनानुरूपेय परमोपकारिणी प्रवृत्तिर्भवद्भि स्वीकार्येत्येवमेव मे विज्ञप्ति । चक्रदोगरूढजनवद्वैद्यचक्राहृढो वर्षीयान् वैद्यवरो नयनगोचरो न भवेदित्यत्र न किमप्याश्चर्यम् । अन्यच्च अनेन महात्मना नान्यस्य कस्यचिदुदरे किन्तु वटोदर एव वैद्यचक्रनिवेशाभिनिवेश आहृत सोऽप्याश्चर्यकर एव । महात्मनि सर्वं सभाव्यते तेनश्च सन्तु भूयासि नमासि तस्मै महात्मने वैद्यवरायेत्यलम् ।

લિ. દર્શનોત્સુક
દયાશંકર રવિશંકરના
સા દંડવત્ પ્રણામ સ્વીકારશો.

જવાબ
તા ૧૮–૧૨–૨૯
ડો. ન. ભટ્ટ

# પરિશિષ્ટ ૬

## શ્રી છોટાલાલ નરભેરામ ભટ્ટને તેમના જ્ઞાતિજનોએ આપેલું માનપત્ર

विद्ययाऽमृतमश्नुते ।

सूक्ती मर्ममयी मनोरमपदन्यासैर्मनोहारिणी
नानालङ्कृतिशालिनी सहृदयानाह्लादयन्तीं भृशम् ।
श्रुत्वा यत्कविना सुधामपि बुधा नेच्छन्ति मत्वा मुधा
छोटालालकवीश्वरो विजयते सोऽयं सनामग्रणीः ॥

પરમસહૃદયહૃદય સૌજન્યસુધાનિધિ વિદ્વદ્વર

### શ્રીયુત છોટાલાલ નરભેરામ ભટ્ટ.

આપના જેવા પ્રખરપ્રતિભાસમ્પન્ન મહાપુરુષનો જન્મ ઉદીચ્ય ટોળક જ્ઞાતિના ગૈરવમા અભિવૃદ્ધિ થઇ તેના તરફ વિદ્વદ્વર્ગની માનદૃષ્ટિ થાય એ સ્વાભાવિક છે. તેના ઋણમાંથી કંઇક અંશે મુક્ત થવા અમે આપના સજાતીય બન્ધુઓ આપની અનિચ્છા છતા પણ આપને આ માનપત્ર અર્પણ કરી તે દ્વારા અમારા મનોભાવ અભિવ્યક્ત કરવાની રજા લેઇએ છીએ.

વિદ્યા સંપાદન કરવાના સાધનોની અનુકૂલતાનો જે સમયે ઘણે અંશે અભાવ હતો તેના સમયમા આપે શાળાના પ્રાથમિક શિક્ષણમા ઉચ્ચપદે ઉત્તીર્ણ થઇ આજીવિકાની પરતંત્રતાવાળી પ્રવૃત્તિમા જોડાયા છતા—"क्षणशः कणशश्चैव विद्यामर्थं च साधयेत्"—એ ન્યાયે સંસ્કૃત, અંગ્રેજી, હિન્દી વગેરે ભાષાઓનુ જ્ઞાન સંપાદન કરીને સમયનો સદુપયોગ અને જ્ઞાનનુ સત્ફલ એ ઉભય પ્રત્યક્ષ કરાવ્યા છે.

આપે સંસ્કૃત ભાષામાં ગામિક આગીલુપ મેળવીને સાહિત્ય, વેદાન્ત આયુર્વેદ, ધર્મશાસ્ત્ર, વ્યાકરણ, કર્મકાંડ ઇત્યાદિ વિષયોના લગભગ છત્રીસ સંસ્કૃત ગ્રન્થોનો અનુવાદ કરીને, તેમજ પ્રાચીન કાવ્યમાલાના પણ તેટલાજ ગ્રન્થો ઉપર ટીકા લખીને, અને આશરે સત્તરેક સ્વતંત્ર ગ્રન્થો રચીને–એટલે એકંદરે નેવ્યાશી ગ્રન્થો રચીને, ગુજરાતી ભાષાના વાઙ્મયમાં ઘણો જ વધારો કર્યો છે. તે ઉપરાન્ત નીતિવિદ્યાપ્રકાશ, અભ્યુદય અને કેળવણી એ ત્રણ માસિકોના અધિપતિ તરીકે અનુક્રમે ત્રણ, બે અને એકવીસ વર્ષ સુધી રહીને લગભગ બે હજાર જેટલા લેખો; અને આશરે એક હજાર ગ્રન્થોનાં અવલોકન લખીને ગુજરાતી ભાષાના ગદ્યપદ્યની સમૃદ્ધિમાં અનન્યસાધારણ અભિવૃદ્ધિ કરી છે.

શ્રીદ્વારકાપીઠના શંકરાચાર્યજી બ્રહ્મીભૂત સ્વામીજી શાન્ત્યાનન્દજી મહારાજ તથા કે૦ તર્કવાચસ્પતિ વે૦ શા૦ સં૦ બદરીનાથ શાસ્ત્રી સાથે આપને ગાઢ સ્નેહ હતો; તેમજ આ રાજ્યના વિદ્યધિકારી સાહેબો–રા૦ રા૦ બ૦ સાહિત્યમાર્તણ્ડ હરગોવિંદદાસ કાંટાવાળા, જયસિંહજી દલાલ, આદરજી મસાણી તથા નંદનાથ દીક્ષિત–આપનો સપ્રેમ સત્કાર કરતા; એ આપની સાક્ષરતાનું સુપ્રસિદ્ધ સૂચક છે.

ઉપર પ્રમાણે વિદ્યાવૈભવ હોવા છતાં આપની સરળ જીવનપ્રક્રિયા, શાન્તમૂર્ત્તિ, નિર્ગર્વતા, ગંભીરતા સાથે સાત્વિક વિનોદપ્રિયતા, નિયમિતતા અને ઉદ્યમપરાયણતા એ સર્વનું સુશ્લિષ્ટ સંમિશ્રણ સર્વને અવશ્ય અનુકરણીય છે.

આપના પ્રત્યેના સદ્ભાવના સહસ્રાંશથી સમન્વિત આ માનપત્ર આપને સાદર સમર્પણ કરતાં અમે તે જગન્નિયંતાના પદપંકજમાં પ્રણામ-પરમ્પરાપૂર્વક પ્રાર્થના કરીએ છીએ કે યશ શરીરથી અમર થયેલા અમારી ઉદીચ્યવડોળક જ્ઞાતિના આ અનન્યસવિતાના ૮૨ વર્ષના જે સ્થૂલ શરીરનું દર્શન આજે થાય છે તે શરીરના દર્શનનું સૌભાગ્ય અમોને દીર્ઘકાળ પ્રાપ્ત થાઓ.

વડોદરા.
તા૦ ૩૧–૭ ૧૯૩૨

અમો છીએ
આપના જ્ઞાતિબંધુઓ.

# પરિશિષ્ટ ૭

## માનપત્ર અર્પણ કરવાના પ્રસંગે કેટલાક મહત્ત્વના સંદેશાઓ

મુંબઈ
તા. ૨૮-૭-૧૯૩૨

વડીલ શ્રી છોટાલાલ એવી વ્યક્તિ છે, કે જેને માટે આપણી આખી જ્ઞાતિ અભિમાન ધરાવે છે. કમનસીબે આવા પુરુષો આપણી જ્ઞાતિમાં ઘણાજ થોડા છે. એવા પુરુષોથી આપણે ઓળખાઇએ છીએ, કે, હમે છોટાલાલભાઇની ન્યાતના છીએ. એવા માન્ય પુરુષને માન આપવામાં આપણે આપણી ફરજ બજાવીએ છીએ, અને તેમાં આપણી શોભા છે.

લી. સ્નેહાધીન,
ગિરિજાશંકર બાપુલાલ પંડ્યા, સોલીસીટર.

સુરત
તા. ૨૮-૭-૩૨

ગુજરાતના સાક્ષરરત્નોની જયંતી ઉજવાય ત્યારે શ્રીયુત ભટ્ટ જેવા ગૃહસ્થની કાવ્યપ્રતિભાનો કે એમની સાહિત્યસેવાનો ખ્યાલ આપવા માટે એમની જ્ઞાતિ તરફથીજ માનપત્રની યોજના થાય એ એક દૃષ્ટિએ ઘણું સારૂં છે, પરંતુ મને એટલાથી સંતોષ નથી થતો. વડોદરાના સાહિત્યરસિક વિદ્વાનો એમના જેવા સમર્થ માણસની કદર કરવામાં હજી પણ મોળા દેખાય છે એ જરા આશ્ચર્ય જેવું છે. એમના પ્રયાસથી ગુજરાતી સાહિત્યને જે મોટો ફાળો મળ્યો છે તે બદલ ગુજરાત એમનું ઓછું ઋણી નથી.

લી. બુલબુલ બેન

બાવાજી રોડ, સુરત

તા ૨૮–૭–૩૨

શ્રીયુત્ છોટાલાલના પરિચયમાં હું લગભગ ચાલીસ વર્ષ ઉપર આવેલો હતો, અને જુદા જુદા સજોગોમા ત્યાર પછી તેમનો પરિચય વધતો ગયો હતો. જેમ જેમ હું તેમના પરિચયમા વધુ આવેલો તેમ તેમ તેમના સદ્ગુણોનો મને વધારે ને વધારે અનુભવ થતો ગયો હતો. તેમની વિદ્વત્તા, તેમનું સંસ્કૃતનુ જ્ઞાન, તેમની વિવેચક શક્તિ વડોદરા રાજ્યમા તેમ બહાર સારી રીતે જાણવામા આવેલા છે આ ઉપરાંત તેમનું નિરભિમાનીપણું, સ્પષ્ટવક્તાપણુ, કરેલપણુ વગેરે ગુણો પરિચયમા આવતા માણસોને સહજ જણાઇ આવતા હતા. નોકરીમાથી તેઓ નિવૃત્ત થયા પછી પણ તેમણે ઉદ્યોગી જીવન ગાળ્યું હતું અને હજી ગાળે છે તે ખરેખર ગુજરાતને ગર્વ લેવા જેવુ છે. તેમની કવિત્વશક્તિ અને તેમના જ્ઞાનનો પૂરતો લાભ વડોદરા રાજ્યના કેળવણી ખાતાએ અને વડોદરા રાજ્યે લીધો નહોતો એ દિલગીરી સાથે મારાથી કહ્યા વગર રહેવાતુ નથી

ધમધમાટ કરવાની તેમની પ્રકૃતિ જ નહોતી, અને તેથી શાન્ત રીતે તેઓ પોતાનું કર્તવ્ય કરતા તેમ દેશસેવા બજાવતા રહેતા તે ઘણા સંતોષ અને આનંદની વાત છે.

આવા યોગ્ય નરને આપના જ્ઞાતિ બંધુઓ યોગ્ય માન આપવા ધારે છે તે જાણી મને પરમ આનંદ થયો છે

લી. શુભેચ્છક,

છગનલાલ ઠાકોરદાસ મોદી

( રિટાયર્ડ એજ્યુકેશનલ ઇન્સ્પેકટર, વડોદરા રાજ્ય )

મુંબઇ

તા. ૨૯-૭-૩૨

રા. રા. છોટાલાલ નિર્ભયરામ ભટ્ટ આપણી જ્ઞાતિના રત્નરૂપે શોભે છે. એમના પ્રત્યે માનની લાગણી કોને ન હોય ?

લી. સેવક,

વ્યાસ વામનરાવ દીનાનાથ વૈદ્ય

મુંબઇ

તા. ૨૮-૭-૧૯૩૨

શ્રી. છોટાલાલ નરભેરામ ભટ્ટને કેવળ માનપત્ર સમર્પી ટોળક જ્ઞાતિ ઋણમુક્ત થઇ શકતી નથી. જુની ગુજરાતીના એ સારા અભ્યાસક છે. તેમની પાસે ગુજરાતી, પ્રાકૃત અને સંસ્કૃત-સ્વતંત્ર તેમજ અન્ય વિદ્વાનોના-અનેક અપ્રગટ ગ્રંથ છે; ટોળક જ્ઞાતિના ઇતિહાસની સામગ્રી પણ તેમની પાસે છે. એ બધાને પ્રગટ કરવામાં ટોળક જનોની મહત્તા છે. પૂજ્યનાં પૂજન એટલે સ્વયં પોતાનાજ વિકાસનો એ અત્યુત્તમ માર્ગ છે. તેમના પછી તેમનું સ્થાન ટોળક જ્ઞાતિમાં અનેક બાળકો શોભાવે તેવો પ્રબંધ કરવામાં એ વડીલનું સાચું સન્માન છે.

અભ્યુદય, ટોળકપત્રિકા, અને બીજા અનેક પ્રયત્નો કરી આપણા સડેલા સમાજને સુધારવા એમણે પ્રયત્નો કર્યા છે. આપણો ધર્મ હવે તો એ રહે છે કે દેશ કાળને અનુસરી એમના એ સિદ્ધાંતોને વર્તનમાં મૂકીએ. આથી વધારે સાચું સન્માન બીજું શું હોઇ શકે ?

લી. આપનો સેવક

ભટ્ટ છોટુભાઇ ગિરિજાશંકર

સુરત

તા. ૨૯-૭-૩૨

જ્ઞાતિબંધુઓ એમની રસિક, સુઘડ વિદ્વત્તાની કદર કરે છે એ જાણી આનંદ થયો. હું આપની જ્ઞાતિનો નથી છતાં મને એ શુભ પ્રસંગના સમ્મેલનમાં ભાગ લેવા બોલાવ્યો તે જ એમ સિદ્ધ કરે છે કે આ હીલચાલ કેવળ જ્ઞાતિ તરફથી થવાને બદલે જો સાહિત્યમાં રસ લેનારાઓ તરફથી થઇ હોત તો તે વધારે યોગ્ય ગણાત. એમ છતાં રા. છોટાલાલ જેવા રસિક વિદ્વાન અને શાંત અભ્યાસીની કદર એમની નાત કરે છે એ ખરેખર બહુજ આનંદની વાત છે.

મને રા. છોટાલાલનો લગભગ ૨૫ વર્ષનો અનુભવ છે. શિક્ષક તરીકે તેમનું કામ ઘણું પ્રશંસનીય હતું. વ્યવસ્થા કરવાની એમની શકિત ઘણા ઉંચા પ્રકારની મને જણાતી અને એમની વિદ્વત્તાતો સર્વમાન્ય હતી. ખાતામાં એમની નોકરી પૂર્ણ થયા પછી પણ પુ. શિ. પાઠશાળામાં અધ્યાપક તરીકે એમની યોજના કરવા મેં યત્ન કરેલો, પરંતુ તે સફળ થયો નહિ એ બાબત મને દિલગીરી થતી.

આપણા ખાતામાં જે પંદર વીસ ઉત્તમ વ્યકિતઓ મ્હારી દૃષ્ટિએ દેખાતી તેમાં રા. છોટાલાલનું સ્થાન બહુ ઉંચું હતુ અને એ જ કારણે મેં રાજ્ય તરફથી એમની અનેક સદગુણોની કદર તરીકે એમનુ બહુમાન થવાની શિફારસ પણ કરી હતી. આજે મોડું મોડું પણ એક વિદ્વાન શિક્ષક અને સમજુ નાગરિકની પ્રજા કદર કરે છે એ જોઇ મને ઘણો હર્ષ થાય છે.

લી. શુભેચ્છક,
નન્દનાથ કે. દીક્ષિત

આડેધર, તા. ૩૦-૭-૩૨
શનીવાર

"ગુરુ: સાક્ષાત્ પરબ્રહ્મ" એ મુજબ એમને માનપત્ર આપવાને હું લાયક નથી. જ્યાં સેવા ભાવે આવત. જ્ઞાતિના આગેવાન સજ્જનોનાં દર્શન થાત, એ પણ લાભ મળત. પણ કેટલાંક અનિવાર્ય કામની અડચણને લઈને આવી શકાયુ નથી, એથી દિલગીર છું.

જ્ઞાતિના આગેવાન સજ્જનોએ છોટાલાલને ઓળખ્યા, ને માનપત્ર દ્વારા એમના પરત્વે પોતાના પ્રેમના ઉદ્ગારો જણાવવાની યોજના કરી તેથી હું આપ દ્વારા એ સર્વે સજ્જનોને ધન્યવાદ આપી સપ્રેમ વંદન કરું છું.

લી. સર્વેનો સેવક,
ભીખાભાઈ શિવરામ શુક્લના
જય નારાયણ

૨૫ સી. પી. ટેન્ક, મુંબઈ ૪.
તા. ૩૦ જુલાઈ ૩૨

ગુજરાતને માટે ગૌરવરૂપ સુવિખ્યાત વક્તા, લેખક અને કવિશ્રી છોટાલાલ ભટ્ટનું અસ્તિત્વ આપણી જ્ઞાતિને માટે એક ભૂષણ લેખાય. તેમના પ્રત્યેનો પૂજ્યભાવ પ્રદર્શિત કરવા જ્ઞાતિજનોને મોડી મોડી એ પ્રેરણા થઈ એ એક શુભ લક્ષણ કહેવાય. એ ઉત્સવની ઉજવણીથી ઉત્સાહે પ્રેરાતા આપણી જ્ઞાતિના યુવકો એમને પગલે ચાલી પોતાના જીવનમાં એ સદ્ગુણો ઉતારવા પ્રેરાય એ ઇચ્છનીય છે.

હું છું. આપનો સ્નેહાધીન,
રણછોડલાલ ઘનશ્યામલાલ જાની

ગોરમે સેન્ટ્રલ ક્વાર્ટર્સ વેમીંગ્ટન રોડ,
મુંબઇ નં. ૮
તા. ૩૦-૭-૩૨

સાહિત્યવિલાસી શ્રીયુત છોટાલાલ નરભેરામ ભટ્ટની સાહિત્ય પ્રત્યે કરેલી સેવાઓ ઘણી જ પ્રસંસનીય છે, તેમનો સાહિત્ય પ્રત્યેનો શોખ, તેમનું વિદ્યાવિલાસી જીવન, અને તેમની અપ્રતિમ વક્તૃત્વ શક્તિ– *એ સર્વથી ક્યા ટોળક યુવાનનું હૃદય ગૌરવથી ઉછળશે નહિ ?*

લી. આપના સ્નેહાધીન,
નાનાલાલ હિંમતલાલ વૈદ્ય
આશારામ મોતીરામ ભટ્ટ

૩૭ નવા બિલ્ડિંગ, બીજી સુતાર ગલી
મુંબઇ
તા. ૩૦-૭-૧૯૩૨

જે વ્યક્તિઓને લીધે સમગ્ર જ્ઞાતિ ગૌરવાન્વિત બને એવી થોડી ઘણી વ્યક્તિઓ દરેક જ્ઞાતિમાં હોય છે. આપણી જ્ઞાતિમાં એવી વ્યક્તિઓ ઘણીજ થોડી છે; અને તેમાંના એક શ્રીયુત છોટાલાલભાઇ છે એ નિઃસંશય છે. *સાહિત્યસેવા, એમના જીવનનો પ્રધાન સૂર છે અને એ* વાત અત્યારે આપણા બધાના લક્ષમાં રહે એ ઇષ્ટ છે. તેમના સાહિત્યજીવનનો વિશેષ વ્યાપક પરિચય કરાવવાનું ઋણ હજુ ગુજરાત માથે ઊભું છે. આજના સમારંભથી કોઇ જ્ઞાતિબંધુને એ પ્રેરણા થાય તો એ સમારંભની વિશેષ સાર્થકતા

લી. ભાનુશંકર બા. વ્યાસના વંદન.

॥ શ્રીવલ્લભઃ ॥

પ. પૂ. મ. ગુ. સં. મંત્રીજી યોગ્ય,

ભરૂચથી શાસ્ત્રી મગનલાલ શાસ્ત્રી મૂલશંકર અને વ્યાસ છગનલાલના આશીર્વાદ નીચેનુ પત્ર આજની સભામા આપશોજી.

તા. ૩૧-૭-૩૨. **મ. ગ. શાસ્ત્રી.**

આપણી જ્ઞાતિમાં સર્વ પ્રકારે માનનીય ભટ્ટજી છોટાલાલ નરભેરામનું કાંઇક અધ્યયન જ્યારે ભરૂચમાં ચાલતું ત્યારે એમના માતાપિતા અને જ્યેષ્ઠ કનિષ્ઠ ભ્રાતાઓ સાથે એ અમારાજ ગૃહમાં સ્થિતિ કરતા હતા એ અમારા સ્મરણથી બહાર આજે પણ નથી. બાલ્યાવસ્થામાં આ લેખકનું (મગનલાલ શાસ્ત્રીનું) જે વાત્સલ્યપૂર્વક લાલન કરેલું તેનો પણ સંસ્કાર ચિરસ્થાયી છે. જ્યારે વડોદરા કોલેજમાં આ લેખકનુ અધ્યયન ચાલતું ત્યારથી તો વિજયિ અધ્યાપકત્વે સાહિત્યધર્મશાસ્ત્ર શાંકર વેદાન્તના પ્રેમિત્વે અને સર્વસદ્‌ગુણશોભક ચારિત્ર્યવત્ત્વે એ સજ્જનના દર્શનથી અત્યન્ત સાત્ત્વિક આનન્દ આવિર્ભવતો. એની યોગ્યતમ માનાર્હ સદ્‌વ્યક્તિને સમ્માન અર્પવામા આટલો વિલમ્બ કેમ થયો હશે ! અરે ! એ આપણો પ્રમાદ તો ન હોય ! એમ કદાચિત્ તર્ક પણ થઇ આવતો, તથાપિ આટલા વિલમ્બે પણ આપણી જ્ઞાતિ એ અર્હત્તમને માનપ્રદાન કરવાને ઉદ્યુક્ત થઇ એ જાણીને શોકનિવૃત્તિ થાય જ છે. આપણી કર્તવ્યપરાયણતાના આનન્દમાં અમુક અનિવાર્ય કારણોને લીધે અમારાથી—આ લેખક-થી પણ -ઉપસ્થિત થઇ શકતું નથી તેથી ક્ષમા યાચીએ છીએ. અસ્માન્ય ભટ્ટજી છોટાલાલ પૂર્ણ આયુર્ભોગ કરે. આપણી જ્ઞાતિને સદૈવ સન્માર્ગે પ્રેરે અને ગુર્જર સાક્ષરોમાં પણ યોગ્ય સ્થાન પ્રાપ્ત કરે એ શુભેચ્છા પ્રકટ કરીને અમે વિરમીયે છીએ.

લે.

મ. ગ. શાસ્ત્રી અને ભાઇઓ.

નાદાર શ્રી છોટાલાલને વડોદરા રાજ્ય તરફથી 'કલાદીપ'ના મળેલા અપૂર્વ માન બદલ હર્ષવાદ.

દોહરા

સદ્‌વિદ્યા-શિરોમણિ, શું ન કરે તે કામ,
કામ કરે એ કારનું, દેતાં થાય ન દામ.
ધારીલી ગુજરાતમાં, વખણાતું વડપુર,
રાજ 'સયાજીરાવનું, નિર્મળ જેનું નૂર.
સુધરેલું શોભિત ઘણું, જોવા જેવું એહ,
વસે વિબુધ આવી અહીં, એમાં નહિ સંદેહ.
રાજ તરફથી રાજનું, આણી અધિક વહાલ,
આપ્યું છોટાલાલને રજત પદક આ સાલ.
"કલાદીપ"એ નામનું, રૂચે હૃદય રૂચિર,
જેના ઝગા તેજથી, નાસે નષ્ટ તિમિર.
જ્યાં ત્યાં જશ ઉપજાવતું, પૂરે મનના કોડ,
નીરખતાં નજરે પડે, જરા ન તેમાં ખોડ.
સદ્‌ગુણના જુસ્સાવડે, શોભાવ્યાં માબાપ,
'અલીંદરા' આગળ કર્યું, જશે ન જૂઠણી છાપ.
ગામ અડાળજમાં ઘણાં; છે તરૂ ડાળમહિત,
[1]અડાળજા લોકો કરે, હશે શું! એમાં હિત,
પડી પદ્ધતિ પ્રથમથી, કેમ કરી રોકાય,
સારી કે નરસી પછી, સમજણથી સમજાય.

---

૧ એમ કહેવાય છે કે પ્રથમ એમના પૂજ્ય વડીલો અડાળજમાં રહેતા હતા. તેથી અડાળજ ગામપરથી "અડાળજા" અટક પડેલી હશે. અડાળજ પછી અલીંદરે આવ્યા અને તે પછી વડોદરે. "અલીંદરાની વસુંધરામાં, પરંતુ છે વાસ વડોદરામાં" એમ એમણે ઉપજાતિમાં એક જગાએ લખ્યું છે.

નારંગી રંગેલ છે, નારંગી, ઉચરાય,
 દોરંગી દુનિયાં વિષે, આમજ ચાહ્યું જાય.
ભટ્ટનું કુળ અજવાળિયું, વાત વરણી જાય,
 ટોળક બંધવ હરખિયા, વાણી વાહ! વદાય.
તાત નિખાલસ દીલના, માત વળી નિર્દોષ,
 જાગ્યું તેનું પુન્ય આ, જુગે શું? જોશી જોષ.

### સવૈયો એકત્રીસો

વર્નાક્યુલર સોસાઇટીએ, હરખાઇ આપ્યું શુભ માન.
પ્રતિષ્ઠિતની જોઇ પ્રતિષ્ઠા, ધરપાવ્યું ,ધિરજસહ ધ્યાન.
બન્યો નથી નથી સુણ્યો શ્રવણથી, અદ્ભુત આનો ઉંચ બના ।,
ઇશ્વરની કરૂણાવણ ઉત્તમ, અણધાર્યો પ્રસરે ન પ્રભાવ.

### મનહર

નામે છોટાલાલ પણ, બુદ્ધિ છોટી નહિ જેની
દયાનો દિલીપ સર્વ, શાસ્ત્ર જાણકાર છે.
વ્યસની વિધિનો વીર, ત્યાગી કુડા તર્ક તણો.
સત્યનો રહિય શુદ્ધ, જ્ઞાનનો ભંડાર છે.
ધર્મનો પ્રચંડ સ્થંભ, વાણીનો વિશાળ અંગ.
સાહિત્યનો શોખી ભલો, દીલનો ઉદાર છે.
કામ, ક્રોધ લોભ મોહ, મત્સર અસુર વર્ગ.
દુષ્યંતની પેઠ તેનો, ઘાણ વાળનાર છે.

### આશીર્વાદ—( દોહરો )

સહિત કુટુમ્બ જિવો ઘણું, વિધ વિધ પામો લાપ,
અફળ જાજો અવનીપરે, સૌ દુશ્મનના દાવ.

૩. અલીંગ સ્ટ્રીટ,
કડાકોટડી.
તા. ૧૧-૫-૩૩

સ્નેહાધીન.
છગનલાલ ભાઇશંકર પંડયાના દંડવત
ખંભાત.

# પરિશિષ્ટ ૮

**વડોદરા સાહિત્ય સભા**

આજે વાંચા સમય સુધી સાહિત્યની અમૂલ્ય સેવા બજાવી છે. તેની કદર કરી આ સભા આપને સન્માનનીય સભાસદનું પદ અર્પણ કરે છે.

વડોદરા.
તા. ૨૪ ઑગસ્ટ ૧૯૩૩

ગોવિંદભાઇ હાથીભાઇ દેસાઇ
પ્રમુખ

# પરિશિષ્ટ ૯

**" પિતામહને પૌત્રની અંજલી "**

—: પૃથ્વી :—

રમી રહી છબી સ્મૃતિપટ પરે મહાજ્ઞાનિની
અલૌકિક ગિરા ભરી અવનવી મહારત્નની
અહા ઝબકતી અને ચમકતી ઘડી ચિત્તમાં
ખડી અચળ તે અમૂર્ત મુરતી સદા સૌખ્યમાં
ચરોતર વસી કરી વડપુરી પુરા ભાગ્યની
અહોનિશ રચી સુગ્રંથ – કવિતા ટીકાગ્રંથની
ભર્યા વિવિધ રત્ન લેખ અગણ્ય સુસાહિત્યમાં
અખંડ યશ અર્ક–જ્યોત ઝળકી જ સાહિત્યમાં.
વિયોગી પદ્ શાસ્ત્રને વળી પુરાણ ને જ્યોતિષે,
પરોવી મતિ પ્રેમથી શ્રુતિ સ્મૃતિ મીમાંસા વિષે
શિખ્યા પદ લિપિ વડી અધિક હોંસથી સ્ફૂર્તિમાં
ન લેશ જશ ઝંખના અમર ભોગ્ય એ મૂર્તિમાં.
પ્રકાશિત કર્યું વસી અમર ધામમાં સ્વર્ગને
અનેક વિધ વદનો રસિક એ કલાદીપને.

વૈ. વિશ્વનાથ મોહનલાલ ભટ્ટ
પૌત્ર સ્વ. ભટ્ટ છોટાલાલ નરભેરામ કલાદીપ.

— મનહર —

સ્વતંત્ર છે ગ્રંથ સોળ ભાષાન્તર અડ્યાવીશ
મળી ચુંવાલીસ ગ્રંથો પ્રસિદ્ધ પામેલ છે,
અપ્રસિદ્ધ છોટા મોટા સંસ્કૃત ને ગુજરાતી
ભાષાન્તર સાથે ગ્રંથો ત્રેપન સામેલ છે,
કેળવણી[1] અભ્યુદય[2] ને નીતિ[3]–વિદ્યાપ્રકાશ
માસિકના તંત્રી પદે છોટા બિરાજેલ છે
શ્રીમંત સયાજીરાવે કદર કવિની કરી
કલાદીપ પદવીને માનથી લાવેલ છે.

વિશ્વનાથ મોહનલાલ ભટ્ટ

૧ ૨૭ વર્ષ સુધી. ૨ બે વર્ષ સુધી. ૩ લગભગ ત્રણ વર્ષ સુધી

# પરિશિષ્ટ ૧૦

મહેરબાન રા. રા. વડોદરા પ્રાંત ફોજદારી ન્યાયધીશ નામે, વડોદરા.

સેવામાં "કેળવણી" ચોપાનિયાના મેનેજર છોટાલાલ નરભેરામ ભટ્ટની સલામ સાથે અરજ એ છે કે "કેળવણી" માસિક આજ સુધી વડોદરા–વીરક્ષેત્ર મુદ્રાલય પ્રિન્ટિંગ પ્રેસમાં છપાતું હતું. હવે ત્યાં છપાવવાનું અનુકૂળ ન હોવાથી સદર માસિક "મહેન્દ્ર પ્રિ. પ્રેસ, વડોદરા. ગેંડી દરવાજા નજીક છે તેમાં છપાવવા બદલ પરવાનગી આપશો મહેરબાની કરશો.જી.

તા. ૧૧–૫–૧૫

મદમદવાડી,
રંગમહેલ.
વડોદરા.

છોટાલાલ ન. ભટ્ટ
મેનેજર–કેળવણી
વડોદરા.

# પરિશિષ્ટ ૧૧

## શ્રી. ન. ચં. વકીલનો શ્રી. છો. ભટ્ટ ઉપર પત્ર

**માનનીય ઠાકર શ્રીયુત છોટાલાલ,**

ગોધરા.

તા. ૧૬ મી જુન ૧૯૧૨

આજ અવકાશ મળ્યો. આપની જિજ્ઞાસા તૃપ્ત કરવા તથા મારા હૃદયનો ભાર ખાલી કરી મારી શોધ આપની સન્મુખ ધરવા રજા માગું છું.

હું એમ ધારું છું કે આ પત્ર વાંચી આપને કંઈક આશ્ચર્ય થશે, કંઈક આનંદ થશે, અને જો આપે ક્રોધ ન કરવા વચન આપ્યું ન હતે તો કંઈક ક્રોધ પણ થાત. પરંતુ હું જે લખું છું તે નિખાલસ હૃદયથી, આપના તરફ પૂજ્યબુદ્ધિથી, અને આપને ઇન્સાફ કરવાના હેતુથી. તેથી હું આશા રાખું છું કે આપ બીજી સર્વ વૃત્તિઓ દબાવી દઈ કેવળ મિત્રભાવે આ પત્રનું અવલોકન કરશો.

આપે શાન્તિસુધાના દોષ પૂછ્યા છે. પ્રસ્તુત પત્રના વિષયની બહારની તે વાત છે, છતાં એટલું જણાવવાની રજા લઉં છું કે એ પુસ્તક તેના બનાવનાર કવિની સંપૂર્ણ વિકાસ પામેલી શક્તિનો નમૂનો નથી. દીર્ઘસૂત્રતા, અનુચિત અસંભવિત વાર્તાપ્રસંગ અને કદી કદી ભાષાના એ શાન્તિસુધાના મુખ્ય દોષ મારી દૃષ્ટિમાં આવ્યા છે, અને તે નિઃસંકોચે આપને જણાવું છું. છતાં એ પુસ્તક ઉત્તમ છે, રસમય છે અને લેખકની કવિત્વ શક્તિ સ્થળે સ્થળે દર્શાવે છે.

આપનાં પુસ્તકો વાંચી મારી ખાત્રી થઈ છે કે આપનું લખાણ ઘણું વિશાળ, વિસ્તૃત હોવું જોઈએ. માત્ર શાન્તિસુધામાં આપની શક્તિ સમાપ્ત થતી નથી. એનાથી ઉત્તમ બીજા લેખ આપને હાથે લખાયેલા જ હોવા જોઈએ. લખવું એ આપની પ્રકૃતિ હોવી જોઈએ અને બીજા કોઈ હેતુથી નહિ તો ફક્ત હૃદયના ઉભરા ખાલી કરવા માટે પણ આપને કલમનો આશ્રય અનેક વખત ગોધવો પડતો હશે.

આપની કવિતાનો નવો જૂનો ભાગ મેં જૂદો પાડી બતાવ્યો તેને માટે આપ મને ધન્યવાદ તા. ૧૯-૧૧-૧૨ ના પત્રમાં આપો છો, પણ ખરું જોતાં એ કંઇ મોટી વાત નથી. સહૃદયતાથી વાંચનાર અને કવિતાના ભાવ અને હાર્દ સમજનારને એ સહજ છે. એથી વધારે ઉપયોગ મારામાં જે પરીક્ષકશક્તિ હોય તેનો મેં કર્યો છે અને તેનું ફળ આ પત્ર દ્વારા આપને વિદિત કરૂં છું.

પ્રમાણ પહેલાં પરિણામ રજુ કરૂં છું અને તે એ કે આપનાં લખેલા શાંતિસુધાથી બીજાં ઉત્તમ પુસ્તકો છે અને તે આપે અદ્ભુત સ્વાર્થત્યાગ કરી, કીર્તિની લાલસા કોરે મૂકી અન્ય નામે પ્રસિદ્ધ કર્યાં છે. ભારતવર્ષના પંડિતો આવો સ્વાર્થત્યાગ સેંકડો હજારો વર્ષોથી કરતા આવ્યા છે અને તે સંખ્યામાં આપ ઉમેરો કરી આ વીશમી સદીમાં પણ એ પ્રમાણે કરી શકયા છો એ ઓછા માનની વાત નથી. કેટલાક માણસો એમ માનતા હશે કે પ્રસિધ્ધ લેખકને નામે પોતાની કૃતિઓ છપાવવાથી તે વ્હેલી ખપે અને બહોળા પ્રમાણમાં વંચાય એવો ઉદ્દેશ જ એમાં હોય છે, પરંતુ એમ કહેનારા કવિના અંતઃકરણની શુદ્ધ પરીક્ષા કરી શકતા નથી. શ્રીમંત કરતા ગરીબને પોતાનું બાળક સુવિશેષ વ્હાલું હોય છે અને પોતાની ગરીબાઇને લીધે શ્રીમંતને પોષણ કરવા તે બાળક સદાકાળ માટે આપી તેનો વિયોગ સહન કરવો પડે તેથી તે ગરીબ માણસને શું હર્ષ થતો હશે? એમ કહેવું સૃષ્ટિનિયમની વિરધ્ધ છે. તે ગરીબ માણસને તો અસ્ખલિત અશ્રુપ્રવાહ અને આમરણાન્ત શોક જ રહે છે, અને ગ્રંથની કીર્તિ ચિરકાળ સ્થાયી હોવાથી તે ઋણ વિશેષ સાલે છે. આથી કરી પોતાની કૃતિઓનુ કર્તૃત્વ જે લેખકોને પ્રસંગવશાત્ અથવા નિરભિમાનથી અન્યને અર્પણ કરવું પડે છે, તે લેખકો મહાન્ સ્વાર્થત્યાગ કરે છે અને તેથી સુવિશેષ વંદનીય છે એવી મારી માન્યતા છે.

પ્રાચીન કાવ્યમાળાના કેટલાક ગ્રંથોનો મારે એમ. એ. ની પરીક્ષા માટે અભ્યાસ કરવો પડયો હતો. તેમાં પ્રેમાનંદનાં નાટકોનો મને અત્યંત

ગોખ હતો. ગુજરાતીમાં આજ સુધી નહિ માલમ પડેલાં ઓજસ્વાળાં એ નાટકોનો કર્તા કોણ છે એ બાબત મને તે વખતે જ શંકા થયેલી, પણ આવો બુદ્ધિમાન્ અને કવિત્વશક્તિવાળો લેખક બીજો કોણ આ જમાનામાં હોઇ શકે એ વિચારથી હું મન વાળતો. એ નાટકો મ્હેં અનેક વખત વાચ્યાં છે અને જેમ જેમ વધારે વાંચતો ગયો તેમ તેમ ખાત્રી થતી ગઇ કે આ નાટકો પ્રેમાનંદનાં નથી. રા. નરસિંહરાવનાં પ્રમાણો તો મને કેટલાંક ક્ષુલ્લક લાગેલાં પણ મારો અંતરાત્મા જ મને એમ કહેવા લાગ્યો કે આ નાટકો પ્રેમાનંદનાં ન હોય અને તેના મારા મગજમાં વિચારો સ્વતંત્રપણે સ્ફુરવા લાગ્યા, તેમાંના કેટલાક આપને જણાવું છું.

૧ નાટકોની ટીકા લખનાર તે જ નાટકોનો લખનાર છે એનાં અનેક પ્રમાણ છે. હું ફક્ત એક જ જણાવીશ. "અભ્રભામા રોષદર્શિકા"ની ટીકાના પ્રારંભમાં જે પ્રથમ શ્લોક છે, "કયાં પ્રેમાનંદ કેરી સરળ રસભરી ગૂઢગંભીર વાણી" વિગેરે એ શ્લોકનું કવિત્વ નાટકોની અંદરની કવિતા કરતાં કોઇ રીતે ઉતરતું નથી. તેનો જ એ આબેહૂબ નમુનો છે.

૨ એ નાટકોમાં અંગ્રેજી ભાષાના તેમજ અંગ્રેજી વિદ્યાના સંસ્કાર સ્પષ્ટપણે પડેલા છે પણ તે અતિ બાહુલ્યમાં નથી. એટલે અંગ્રેજી થોડું ઘણું જાણે છે એ સ્પષ્ટ છે પણ તે અંગ્રેજી સાહિત્યમાં પ્રૌઢ વિદ્વાન નથી, નહિ તો તેની છાપ ઢાંકી ના રહેત. વાકયો, શ્લોકો ને કહેવતો ઉપરાંત ભાવમાં પણ હાલની વિદ્યા નાટકોમાં દૃષ્ટિએ પડે છે. અનેક કથાલાપના પ્રસંગો હું ટાંકી શકું પણ મારો આપને પ્રમાણથી આજિત કરવાનો ઉદ્દેશ નથી.

૩ લેખક સંસ્કૃતમાં વિદ્વાન છે પણ તે હાલની પદ્ધતિ પ્રમાણે.

૪ લેખકમાં કવિત્વશક્તિ છે પણ તે મહાકવિ પ્રેમાનંદની સમાન નહિ. નાટકોમાં પદ્ય કરતાં ગદ્ય વધારે રસાત્મક છે.

આવા આવા અનેક વિચારો વખતોવખત કરી મ્હેં એ નાટકોના લેખકની રૂપરેખા મારા મનમાં દોરી હતી, પરંતુ આપનો અને મારો મેળાપ થયો ત્યાં સુધી તે રૂપરેખાને મળતો આવે એવો સાક્ષર મારી દૃષ્ટિમર્યાદામાં કોઇ આવતો નહોતો.

હવે એ નાટકો આપે જ લખ્યાં છે એ બાબતમાં મને કંઇ સંશય નથી, અને કેવળ એ નાટકો જ નહિ પણ પ્રાચીન કાવ્યમાળામાંના બીજા કેટલાક ગ્રંથ પણ આપને હાથે લખાયલા છે, અને કોઇ પ્રેમાનંદને નામે તો કોઇ અન્યને નામે તે ગ્રંથો પ્રસિદ્ધ થયેલા છે. આખી પ્રાચીન કાવ્યમાળા મેં વાંચી નથી એટલે બધા વિષે હું કહી શકું નહિ પણ અષ્ટાવક્રાખ્યાન મ્હેં વાંચ્યું છે તે આપનું જ હોવું જોઇએ. દ્રૌપદીહરણ, માર્કંડેયપુરાણ વિગેરે બીજાં હશે પણ મ્હેં તેમનો અભ્યાસ કર્યો નથી.

આપ સંસ્કૃતમા વિદ્વાન છો, અંગ્રેજી નવલકથા વાંચી શકો એટલું અંગ્રેજી જાણો છો અને ઉત્તમ પ્રકારની કવિત્વશક્તિયુક્ત છો. વિશેષમાં વિસ્તૃત લેખક છો, સંસારના અનુભવી છો, રસજ્ઞ છો. પ્રેમાનંદને નામે પ્રસિદ્ધ થયેલાં નાટકો લખવાની સર્વ યોગ્યતા આપનામાં છે પણ હું એટલા ઉપરથી જ કહેતો નથી. શાન્તિસુધા, ચંડકૌશિક, બ્રહ્મરાક્ષસ વિગેરે આપના પુસ્તકોનું મ્હેં સૂક્ષ્મ આવલોકન કર્યું છે અને આપનાં લખાણોમાં કૈં અગણિત અંતરગત પ્રમાણો મને એવાં મળે છે કે આ લેખક અને એ લેખક એક જ છે. ભાષાનુ સામ્ય, ભાવનું સામ્ય, ઉપમા, ઉદાહરણ અતિવિસ્તૃતતા, રસપોષણ વિગેરે સર્વ વાતનું સામ્ય આપનાં પુસ્તકોમા અને પ્રાચીન કાવ્યમાળાનાં મેં જણાવેલાં પુસ્તકોમાં છે. જો એ સામ્યતાનું સ્પષ્ટીકરણ કરવા બેસીએ તો એક મોટો નિબંધ થાય અને સાક્ષર મંડળમા ખળભળાટ મચાવી મૂકે. આપનાં શાંતિસુધા વિગેરે પુસ્તકો હાલના કહેવાતા સાક્ષર મંડળમાં વંચાયલાં નહિ હોય, નહિ તો આ સામ્ય આમ ઢાંક્યું ના રહે. સત્યભામાનો કલહ અને આપનુ બનાવેલું ફારસ એમાં કેટલું અદ્ભુત સામ્ય !

પ્રેમાનંદને નામે પ્રસિદ્ધ થયલાં ત્રણ નાટકો એ આપની સર્વોત્તમ કૃતિ હું માનું છું અને એ કર્તૃત્વને લીધે આપ ગુર્જર પ્રજાના માનનીય છો. જગત્ જાણે વા ન જાણે પણ હું એમ માનું છું અને એ નાટકોના લેખક તરીકે આપને સસ્નેહ વંદન કરૂં છું. આપની વૃદ્ધાવસ્થા થવા આવી છે અને આપ અજ્ઞાત આમ પડ્યા રહ્યા છો અને આપને વરવા સજ્જ થયલી કીર્તિ સક્ષોભ પાછી પડે છે એથી મને અત્યંત ખેદ થાય છે. પ્રેમાનંદની કીર્તિ અતિ ઉજ્જ્વલ છે અને તેમાં થોડોવણો ઉમેરો થાઓ કે ન થાઓ એથી ગુજરાતને લાભહાનિ નથી પણ અનેક કાવ્યોના અને અને કેટલાક ઉત્તમ નાટકોના કર્તા આપ અપ્રસિદ્ધપણે પડી રહેવાનું પસંદ કરો છો એ આપનો હેતુ ભલે મહાન્ હોય પણ તેની થોડીઘણી અવગણના કરવી ઘટે છે તેથી સમગ્ર ગુર્જર સાહિત્યને લાભ છે.

ગુજરાતમાં પુસ્તકો લખવાનો ધંધો દ્રવ્યપ્રાપ્તિ કરવાનું નહિ પણ ગુમાવવાનું સાધન છે; એવું હજી કંઇ અંશે છે અને આપે એ પુસ્તકો લખ્યાં ત્યારે અતિ મ્હોટા પ્રમાણમાં હતું. એવા વખતમાં આપને આપનાં પુસ્તકો અન્ય રીતે પ્રસિદ્ધ કરવાનો પ્રસંગ મળ્યો અને તે આપે વાંધો. અશ્રુના કેટલા અસ્ખલિત પ્રવાહથી આપે આપનું આવાં ઉત્તમ પુસ્તકોનું કર્તૃત્વ તજ્યું હશે અને જ્યારે એ પુસ્તકો સુવિખ્યાત થયાં ત્યારે આપને કેટલો આઘાત થયો હશે તે સહજ કલ્પી શકાય તેમ નથી.

ખેર, થવાની તે થઇ ગઇ. આપ જીવતા સુધી તો આપનાં પુસ્તકોનું કર્તૃત્વ ફરી સ્વીકારી શકો તેમ નથી પણ આપના દેહવિલય પછી એ બંધુકૃત્ય, પુત્રકૃત્ય કરવાની મને પરવાનગી આપશો ? એ ફરજ હું ઘણા હર્ષથી સ્વીકારીશ અને યોગ્ય પ્રસ્તાવથી બજાવીશ. આપે એ બંધુકૃત્ય બીજા કોઇને સોંપ્યું તો નથી ? ગમે તેમ હોય પણ આપનો ગુપ્તમંત્ર મારા આગળ પ્રકાશ કરવામા આપ કશો સંકોચ ન રાખશો. હું તેને સ્નેહથી જાળવીશ અને આપને વચન આપુ છું કે જ્યાં સુધી આપનો દેહ હશે ત્યાં સુધી એ વાત મારા થકી કદાપિ પ્રકાશ થશે નહિ.

હવે આપ જરા પાછી દષ્ટિ કરો. વડોદરામાં ગઇ સાલ મારો અને તમારો મેળાપ થયો તે યાદ કરો. મારી સાથે એક મિત્ર હતા. વડોદરા પ્રામ્ના તે વખતના સુપ્રીન્ટેન્ડન્ટ. હું આપની કને શા ઉદ્દેશથી આવ્યો હતો તે કદાચ આપને યાદ હશે. હું સ્વર્ગવાસી નાથાશંકર સંબંધી વાતચિત કરવા આપની પાસે આવ્યો હતો. એ પ્હેલાં પરિષદ્‌માં મારે ને તમારે જરા ઉપલક વાત થઇ હતી તે આપ કદાચ ભુલી ગયા હશો. નાથાશંકર મારા પિતાના મિત્ર હતા. ભરૂચમાં મેં તેમનાં સર્વ નાટક જોયાં હતાં અને તેથી એ ભારત નાટ્યોદ્ધારક કંપનીના માલિક ગુર્જર નાટ્યનો ઉદ્ધાર કરવા ઇચ્છતા હતા એમ મેં જાણ્યું હતું. સત્યભામા વિગેરે *નાટકો પ્રેમાનંદનાં નથી* એમ મારી મનમાં લગભગ ખાત્રી થયા પછી મને સંદેહ આવ્યો કે કદાચ નાથાશંકરે તો આ નાટક નહિ લખ્યાં હોય. પરિષદ્‌માં આપનું ભાષણ સાંભળી મને એવડી નિરાશા થઇ, એક તો એ સંબંધી પ્રકાશ તો કંઇ પણ પ્રકારનો પડ્યો નહિ પણ ઉલટું નાથાશંકર વિદ્વાન્ નહોતા એમ આપે કહ્યું. છતાં મારે આપને પૂછવું હતું તે પરિષદ્‌હોલમાં પૂછ્યું કે એ કંપનીનાં નાટકો લખ્યાં કોણે? આપે કહ્યું કે કેટલાંક મ્હેં રચેલાં છે ને કેટલાંક એમણે બીજા કને રચાવેલાં છે. એ કંપનીનાં નાટકો સંબંધી તપાસ કરવા આપની કને હું આવ્યો હતો, ત્યાં એ નાટક તો ન મળ્યાં પણ આડી વાતો ચાલી. તેમાં મને મુદ્દાની આટલી વાત ખબર પડી કે તમામ ટીકા પ્રાચીન કાવ્યમાળાની આપે લખેલી છે અને તે બદલ આપને માસિક ૪૫) રૂપિયા વેતન મળતું હતું અને નાથાશંકરને ૫૦) રૂપિયા મળતું હતું. નાથાશંકર જે છોકરીને ભણાવવા જતા હતા તેની ડોશી કને એ પુસ્તકો લાવતા હતા પણ તે ડોશીનું નામનિશાન તથા તે ઘર પણ આપને ખબર નહોતી. અર્થાત આપનું કહેવું એમ થયું કે નાથાશંકર કોઇને બતાવતા ન હતા. પછી આપની કવિતા વિગેરે પર વાતો નીકળી ત્યારે મને માલમ પડ્યું કે આપે કેટલાંક અધુરાં નાટકો લખ્યાં છે, કાવ્યો કેટલાંક લખ્યાં છે વિગેરે. ઘણા વખત પ્હેલાં મેં એક વડોદરાના માણસ

કને ઉડતી વાત સાંભળેલી કે એ પ્રેમાનંદનાં નાટકો છોટાલાલ માસ્તરે અર્થાત આપે જ લખેલાં છે. એ વાત મ્હેં તે વખત બીલકુલ માનેલી નહિ કારણ કે એ નાટકોના લેખકની શક્તિ મારી રૂપરેખા પ્રમાણે ઘણી વિશેષ હતી અને આપનામાં તે હોઇ શકે નહિ એમ મેં ધારેલું. આપનાં કાવ્યો વિગેરેની વાતચીત પરથી મ્હને ઉપલી વાત યાદ આવી અને મ્હેં આપની કવિત્વશક્તિ કેટલી છે તે જાણવા માટે આપનાં પુસ્તકો માંગી આણ્યાં. મારી નિરીક્ષાનું શું પરિણામ આવ્યું તે આપને વિદિત છે જ. મ્હેં વિલંબ કેમ કર્યો તેનું કારણ હવે આપને સમજાશે કે મ્હેં ફરી ફરી અવલોકન કર્યું, સરખામણી કરી અને છેવટે દૃઢ નિશ્ચય ઉપર આવ્યા પછી પુસ્તકો આપને મોકલી આપ્યાં. શાંતિસુધામાં એ નાટકોની સાથેની સામ્યના સ્થળે સ્થળે છે, ચંડકૌશિકમાં છે, પેલા ફારસમાં તો અચૂક રીતે છે અને બ્રહ્માક્ષસ પણ મને એક રીતે મદદગાર થઇ પડ્યો છે. આપનાં પુસ્તકો મેં ઘણી વખત ગણ્યાં તેનું આ જ કારણ. સામ્યતાનાં અનેક પ્રમાણો ઘણા માણસોની ખાતરી થાય એવાં મને દૃષ્ટિગોચર થયલાં છે, પણ તે પ્રસિદ્ધ કરી નરસિંહરાવની માફક ધાંધલ કરવા મારી ઇચ્છા નથી. એક વખત મને એમ જ વિચાર સ્ફુરી આવ્યો કે મારી અન્વેષણાની રીત અને તે સંત નરસિંહરાવને બતાવું તો તે કડાકૂટ કર્યા કરશે. પણ બીજી જ ક્ષણે મ્હેં આવો વિચાર દૂર કર્યો અને જેમ જેમ મારી આપના કર્તૃત્વ વિષે ખાતરી થઇ તેમ મારો પૂજ્યભાવ આપના પ્રતિ વધ્યો અને એમ જ લાગ્યું કે જે મહાપુરુષ બાળા પર અને સાહિત્ય પર આવો અગાધાદર્શ પ્રેમ ધરાવે છે અને જેમણે આવો મોટો સ્વાર્થત્યાગ કરેલો છે તેમને વિટંબણામાં ઉતરાવી હું શું કોઇનું પણ શ્રેય કરવાનો હતો. ગિંગભાને. પુરાવાને મારી અન્વેષણા આપની સમક્ષ મૂકવાથી આપ તેનો યોગ્ય ઉત્તર આપશો જ એમ મારૂં હૃદય સાક્ષી પૂરે છે.

આપે એવું પણ સૂચવ્યું છે કે આજીવનાન્ત આપના એ કૃતિ ગણી શકશો નહિ. પણ આપના દેહવિલય પછી ગુજરાતના આ જમાનાના

મોટામાં મોટા કવિના નામ અને કૃતિઓથી સમગ્ર ગુજરાતે શા માટે અજ્ઞાન રહેવું જોઇએ એ મને સમજાતું નથી. હું આપને વિનવું છું કે આપ આડો ઉડાવનારો ઉત્તર આપી મને નિરાશ કરશો નહિ. આપના કર્તૃત્વની મારી લગભગ ખાત્રીજ થઇ ચૂકી છે અને યોગ્ય પ્રસ્તાવ અને જીવનચરિત સાથે આપનું પુત્રકૃત્ય કરવા હું ઇચ્છા ધરાવું છું. આપ મને એ કાર્ય માટે યોગ્ય માનતા હશો કે અયોગ્ય માનતા હશો તો પણ હું ખાત્રી આપું છું કે સત્યભામા આદિ નાટકોને અષ્ટાવક્રાખ્યાન તથા શાંતિ-સુધા આદિ કાવ્યોના કર્તાને યોગ્ય નિવાપાંજલિ આપવામાં ઇશ્વરના પ્રસાદથી હું અયોગ્ય નહિ કરૂં. માટે આપ સત્ય હકીકત અને કયાં કયાં પુસ્તકો આપનાં છે તે ખુલ્લા હૃદયથી મને જણાવશો. એ વાર્તા આપની હયાતીમાં ગુપ્ત રાખવાની પ્રતિજ્ઞા લઉં છું.

વિશેષ શું લખું? ચોખ્ખા હૃદયથી મ્હેં સમગ્ર હકીકત આપને યથા-સ્થિત નિવેદન કરી છે. એવા જ નિખાલસપણે આપ વર્તશો એવી આશા છે. આપના દેહવિલય પછી યોગ્ય કીર્તિ આપને મળે અને આ જમાનાના મહાન લેખકોમાં ભવિષ્યમાં આપની ગણના થાય એ વાત આપને અરુચિકર તો નહિ જ હોય, છતાં એ મહાન લોભ પણ જો આપ ત્યાગ કરવાની ઉદાત્તતા રાખતા હો તો સ્મરણમાં રાખજો કે આપ આપને એકલાને નહિ પણ સમગ્ર ગુજરાતને નુકશાન કરો છો. કદાચ આપની એવી ઇચ્છા હોય કે એ વાર્તા આપની હયાતી પછી પણ પ્રગટ ન કરવી તો તે બાબતમાં પણ આપની ઇચ્છાનુરૂપ ચાલવા હું બંધાઉં છું. માટે અવિનય છેલ્લી વિનતિ એટલી જ કરવાની કે આપ ગમે તે શરતો કરીને સત્ય વાર્તા મને જણાવવા કૃપા કરશો તો મોટો આભાર થશે. સૂરજ ઢાંકયો રહેતો નથી. આપ મારાથી ગુપ્ત ન રહી શકયા તો કોઇ કાળે આપના પ્રસિદ્ધ પુસ્તકોના બીજા વાચકોથી પણ આપ ગુપ્ત નહિ રહી શકો. કાળ અનંત છે અને વસુંધરા બહુરત્ના છે, તો કોઇ કાળે પણ કોઇ કદર કરનાર નીકળશે. છતાં મારી આપનું પુત્રકૃત્ય કરી નિવાપાંજલિ આપવાની ઇચ્છા છૂટતી નથી. છતા

આપ આજ્ઞા કરશો તે પ્રમાણે થશે. आज्ञा गुरूणामविचारणीया એ મૂત્ર પ્રમાણે અમલ કરીશ.

આપે આપના ગયા પત્રમાં લખેલું કે "હું આપને જરૂર કહું છું કે મને આપ તે જલદી જણાવો; હું આપના પ્રત્યે ક્રોધ નહિ કરૂં પણ કદાચ આભાર માનીશ અથવા વસ્તુસ્થિતિમા કંઇ સમજફેર હશે તો ખુલ્લા હૃદયથી જણાવીશ."

આવું આપનું વચન મળેલું તેથી આ વાર્તા ખુલ્લા હૃદયથી આપને કરી છે અને તેવા જ ખુલ્લા હૃદયથી આપનો પ્રત્યુત્તર આવશે એવી આશા બાંધી છે તે નિષ્ફળ નહિ કરશો.

નલ્પભામા વિગેરે નાટકો તથા અષ્ટાવધાખ્યાન વિગેરે કાવ્યોના કર્તા તરફ પૂજ્યભાવ ઉત્પન્ન થાય એ નિ:સંદેહ છે. તેથી આ પત્રમાં જે માનની લાગણીઓ રચજે રચજે છે તેથી આપ વિસ્મય પામશો નહિ. એ માન આપને મળવું જ જોઇએ અને મારો દૃઢ સંકલ્પ થયા પછી અને તે આપને જણાવ્યા પછી મારે મારી ખરી લાગણી પ્રદર્શિત કરવી જોઈએ. એ જ. પ્રત્યુત્તરની આતુરતાથી રાહ જોઉં છું.

લી. સેવક. નરહરીલાલ ત્ર્યંબકલાલનું રંનંદનંદન.

તા. ક.—હું પોલીસ પ્રોસીક્યુટીંગ ઇન્સ્પેક્ટર છુ માટે ભડકશો નહિ. મારી આદિત્યપ્રીતિ તેવી ને તેવી જ છે. એક વરસ પહેલાં હું વકીલ હતો, ત્રણ વરસ પહેલાં હેડમાસ્તર હતો. હૃદયની આર્દ્રતા હજી ગુમાવી નથી એટલો ભાગ્યશાળી છું. ન. ત્ર્યં.

# પરિશિષ્ટ ૧૨

## ખાનગી

### પ્રો. બ. ક. ઠાકોરનો શ્રી. છો. ભટ્ટ ઉપર પત્ર.

રા. રા. છોટાલાલ નરભેરામ ભટ્ટ,

જોડેનું ચર્ચાપત્ર "વસન્ત" અને "કૌમુદી" માં છપાશે તેની નકલ આપને પણ મોકલું છું તે આપના વયને અનુરૂપ શાંતિ અને સાત્ત્વિકતાથી વિચારવા કૃપા કરશો. દુનિયા આપની કને આટલું ઋણ કઢાડે છે એમ કહું છું તેને અંગત ટીકા ગણવાનો અન્યાય મ્હને ન કરશો. વળી જાહેર ચર્ચાપત્રમાં નથી લખ્યું તે આ ખાનગી પત્રમાં ઉમેરૂં પણ છું. ચેટર્ટની કિસ્સો બની ગયો છે એમ જ દુનિયા ગણશે. તો એ વ્હેમ ઘણા પ્રકાશકો ઉપરથી ઉડી જાય, જે અમુક અમુકને ચોટવો જોઇએ તેને જ ચોંટે, વળી સ્વ. હરગોવિન્દદાસ છેતરાયા પણ એ કિસ્સો ઉત્પન્ન કરનારાઓમાં એમની સામેલગીરી ન્હોતી. એ પ્રમાણે ખરી હકીકતો આપ દુનિયાને હજી પણ કહી શકે એવા આપ એક જ હવે રહ્યા છો. અને આપ આપના એ બાહોશ મિત્રની એટલી સેવા કરો તે એમના પ્રતિ સાચી વફાદારી, કે ના એમણે મૌન, વાદાવાદી, વિતંડા આદિની નીતિનો આશરો લેવાની ગંભીર ભૂલ કરી દીધી છે, તેને હજી પણ વળગી રહો એ એમના પ્રતિ સાચી વફાદારી તેનો પુખ્તપણે વિચાર કરશો.

બળવંતરાય કલ્યાણરાય ઠાકોરના પ્રણામ.

તા. ક.:—વળી આમ ઉપર લખ્યું છે તેમાં એમને આપને વત્તોઓછો અન્યાય ખુલ્લી યા ગર્ભિત રીતે થઇ જતો હોય એ સંભવિત છે; પરન્તુ તેનું ખરૂં કારણ મૌનનીતિ પાળીને દુનિયાને ખરી હકીકતથી અજ્ઞ રાખેલી છે તે છે, મ્હારા મનના આપની સામે

બેઉને લઈને હું તો આપ સૌને અન્યાય કરું જ, મ્હારા જેવા prejudiced માણસ કને બીજી આશા રખાયજ નહીં; એવો આ કાગળનો અનર્થ ન કરવા છેવટની વિનંતી છે. ખરી હકીકત અને પુરાવો જે હજી મળી શકતો હોય તે મળી જતાં લગી તટસ્થ રહેવા મથું છું એ તો મેં ચર્ચાપત્રમાં લખ્યું જ છે.

## ચર્ચાપત્ર

### "પ્રેમાનન્દના વિરોધીઓ"

રા. રા. "વસન્ત"
રા. રા. "કૌમુદી" } ના તંત્રીની સેવામાં.

વિ. વિ. જે રા. રા. "ન" ગાઢું મથાળે મૂકેલું ઉપનામ, 'વસન્ત' માસિકના ચાલતા (વૈશાખના) અંકમાં વાપરે છે.

પ્રેમાનન્દના સાચા "વિરોધી" કોણ વારુ? અમુક કૃતિઓ એની એ વિષે ખાતરીપૂર્વક પુરાવો માગે તે એના વિરોધી, કે પુરાવાની માગણીને અવગણ્યા જ કરે તે?

પ્રેમાનન્દવિરચિત સાહિત્યમિનારાનુ મૂલ્ય હું તો એટલું બધું આંકું છું, કે એના જમાનામાં આપણી ભાષા પછી આજ લગી ચાલતા આવેલા ગાળામા કરવા પામી, એ મોટા બનાવનાં મોટામાં મોટા ઉત્પાદક કારણ લેખે હું તો એકદમ અત્યન્ત લોકપ્રિય બનેલી સાહિત્યકૃતિઓને જ ગણું છુ. આ મ્હારો મત સ્વીકારશો ન સ્વીકારશો, એ જુદી બાબત, પણ જેનો ગુજરાતી ભાષાના ઘડતરમાં પ્રેમાનન્દના ફાળા વિષે આટલો ઊંચો મત, તેને પ્રેમાનન્દનો "વિરોધી" કહેવામાં આવે, એ તેને તુચ્છ આક્ષેપ જેવું લાગી ન જાય વારુ?

આ ચર્ચાસ્પદ બાબતમાં મ્હારી માગણી તો એક જ છે.—પુરાવાની જે પ્રતો ઉપરથી એ નાટકોની પ્રેસકોપી થયેલી, તે પ્રતો જે હોય તે, જેવી હોય તેવી, જાહેરમાં મૂકી દ્યો, એ સિવાય બીજી માગણી મેં કરી

નથી. આ કાગળથી એ જ માગણી, ફરીને અને છેલ્લી વાર કરું છું. જેમ જેમ આ સાદી અને સ્પષ્ટ બાબતના અખાડા કરવામાં આવે છે, તેમ તેમ લોક પોતપોતાને સુઝતાં અનુમાનો કરે, બલ્કે કરવાના જ. એ નાટકો વિક્રમની એ અઢારમી સદીના ગુજરાતમાં કોઇ પણ ગુજરાતીએ રચ્યાં હોય, એમ માનવું ઐતિહાસિક દૃષ્ટિએ બહુ ભારે પડી જાય એવું છે જ; એ સમયની કોઇ વ્યક્તિએ વેદની ઋચા રચેલી જણાવવામાં આવે, તે માનવું ભારે પડી જાય તેટલું બધું. નાટકો પ્રેમાનન્દનાં જ છે એમ દુનિયાને મનાવવા રા. રા. "ર" અને બીજા જે કોઇ ઇચ્છે છે, તે અર્વેની નડતી મોટામાં મોટી મુશ્કેલી આ છે. દાખલાદલીલો અને આડાતેડા ગમે તેટલા ગમે તેવા વાદ ઊભા કરવાથી અને ખેડવાથી કશું વળવાનું નથી. સ્વ. હરગોવિંદદાસ હતા ત્યાં લગી એમને એકથી વધારે વાર વિનંતિ કરેલી, આજે પણ એ જ કહું છું, અને મિત્રભાવે કહું છું, આડીતેડી જવા દો, જે જરૂર છે તે પક્ષવાદી વકીલાતની નથી, પુરાવાની છે, ત્હમારી પાસે જે કંઇ પણ પુરાવા હોય, જે પ્રતો જે રૂપમાં હોય, તે હજી પણ જાહેરમાં મુકી દો. વળી એ ઉપરથી પ્રેસ કોપીઓ કેવી રીતે કરવામાં આવેલી, તે હજી પણ રા. રા. છોટાલાલ નરભેરામ ભટ્ટ પોતે જેટલું જાણતા હોય તેટલું (રા. રા. "ર"ના શબ્દોમાં) "સ્પષ્ટ અને નિખાલસ" પણે જણાવે, એમની પાસે દુનિયા એટલું ઋણ કહાડે છે, તે પતવી દે, તો સારૂં. અને રા. "ર" ના બીજા બોલ પણ ઉપાડીને ઉમેરીશ જે "અફસોસ એટલો" છે, કે આમ રા. રા. છોટાલાલે સ્વ. હરગોવિન્દદાસ હતા ને નથી કર્યું. આ કાગળની એક નકલ એમને પણ પ્હોંચાડું છું. કૃતિઓ મહત્ત્વની છે; ચર્ચાવિષય ગંભીર છે; પુરાવા અને હકીકત જાહેર કરવામાં નહીં આવે તો સ્વ. હરગોવિંદદાસ સ્વ. નાથાશંકર વગેરે ઉપર રહી જ જવાની તે શંકાઓ વળી વધારે ગંભીર છે. એ શંકાઓને બુદ્ધિમાં સ્થાન આપતા પણ દિલ ઘવાય છે. આ બાબતને કોઇ પણ તેના માત્ર અંગત રૂપમાં ન જુવે એટલી ખાસ વિનંતિ કરું છું.

અને આ લખું જ છું તો તેમાં મુકાબલે ન્હાની સરખી વાત પણ વિષયને લગની હોવાથી ઉમેરવાની તક લઉં છું. "માર્કણ્ડેય પુરાણ" છાપ્યું છે તે આખું યે પ્રેમાનન્દનું છે ખરૂં ? આ સવાલ ખરી હકીકત જાણવાને અને મિત્રભાવે જ પૂછું છું. કેમકે મારે સ્થાનેથી સાંભળ્યું છે કે "મળી આવેલી પ્રતમાં ત્રૂટ હતી,"–એક કે વધારે, લાંબી યા ટૂંકી, એ મુદ્દો નથી, ગમે તેવી ગમે તેટલી ત્રૂટ હતી એ જ મુદ્દાની બાબત છે. અને ગ્રન્થને છાપતાં, તે ત્રૂટ જ્યાં હતી ત્યાં દેખાડવાને બદલે એટલું જોડીને અખંડ છાપવામાં આવેલું છે." અહીં "જોડીને" શબ્દ વાપરૂં છું, સાંભળેલો તે શબ્દ નથી વાપરતો. અને આ શબ્દના બે અર્થ છે :— (૧) જાતે રચીને, (૨) બીજે ક્યાંકથી એટલું સાંધી દઈને. જે ફાવે તે અર્થ સેવાય તેમાં મ્હને વાંધો નથી. માત્ર સત્ય જાણવા માગું છું, અને સીધો સવાલ પૂછું છું. આવું કંઈ પણ બનેલું ખરૂં ? શું બન્યું હતું વારૂં ?

મુકાબલા માટે એક જાણીતો દાખલો ટાંકીશ. કવિ દલપતરામે છાપેલા પ્રેમાનન્દના નળાખ્યાનમાં નળની શોધ માટે નીકળેલો રેસિયો બ્રાહ્મણ એક શ્લોક બોલે છે, તેનું માપ ગણબધ્ધ વૃત્તનું છે. વર્ષો પછી એક જિજ્ઞાસુ જુવાને વૃધ્ધ કવિ દલપતરામને પૂછ્યું,—આ ગણબધ્ધ વૃત્ત મૂલમાં હતું ખરૂં ? કવિશ્રીએ તુર્ત જવાબ દીધો : ના, ભાઈ; ત્હમારી શંકા ખરી છે; સંસ્કૃત શ્લોક મૂળમાં ટાંકેલો અશુદ્ધ હોવાથી મેં જ એ અશુધ્ધ સંસ્કૃતમાં છાપ્યું, તેજ વૃત્તનો તરજુમો રચીને એ જગ્યાએ છાપ્યો. કવીશ્વર ન ગુસ્સે થયા, ન આડે અવળે વાદે ચડયા; જે હકીકત હતી તે જણાવી દીધી.

છેવટે, એક છેક ઝીણી અને મ્હારા મન્તવ્યની બાબત. નાટકો પ્રેમાનંદનાં નથી જ, એમ માનનારાઓમાં રા. રા. "ત" મ્હને ગણે છે. આ બાબતમાં મને રા. રા. નરસિંહરાવ ભોળાનાથના મતનો જ ગણે છે. શા ઉપરથી ? રા. રા. ડોલરરાય આ વિષયમાં ન. ભો. દી. ના ચેલા નથી, રા. રા. જોશી નથી, રા. રા. વિજયરાયે નથી ( જુવો અક્ટોબરનું 'કૌમુદી' ), તેમ રા. રા. રામલાલ મોદી પણ નથી, હું પણ નથી. વળી રા. રા. "ત" જરા

શાંતિથી જોશે તો જોઇ શકશે, કે અમારા દરેકનું દષ્ટિબિન્દુ, દરેકનું વલણ પોતપોતાની સ્વતંત્ર વિચારણાનું પરિણામ છે, દરેક હકીકતજથ્થાના અમુક અનુક ભાગની ભિન્ન ભિન્ન મૂલવણી કરિયે છિયે. અને મ્હારો દાવો તો એવો છે કે હું એક જ આ બાબતમા હજી તટસ્થ છુ. અતિશય સંગીન પુરાવા વગર માનવી બહુ ભારે પડી જાય એવી બાબત છે, એટલું જ મ્હારૂં મત છે. ઘણાખરા અમુક અનુક નિર્ણય ઉપર આવી ગયા હશે, ત્યારે હું કહેતો આવ્યો છુ અને કહ્યા કરીશ, ત્હમે સૌ ઊતાવળિયા. પુરાવા વગર અસ્તિ નાસ્તિ એકે વળી નિર્ણય કેવો? પુરાવો પ્રથમ, તે પછી તેના સ્વરૂપ ઉપરથી નિર્ણય. હમણા તો પુરાવો મેળવો પુરાવો, જે હોય તે, જેવો મળે તેવો.

વડોદરા, ૯–૧૦–૩૨. વિ. સં ૧૦–૧૨–૧૯૮૮; રવિવાર.

નિ બળવંતરાય કલ્યાણરાય ઠાકોરના સપ્રણામ.

# પરિશિષ્ટ ૧૩

પ્રો. ઠાકોરનો શ્રી. ગોવિન્દલાલ ભટ્ટ ઉપર પત્ર.

પ્રિય ભાઈશ્રી,

મુંબઈ,
તા. ૧૩-૪-૪૩

ત્હમે નાથાશંકરનાં પ્રેમાનંદી નાટકોના કર્તૃત્વ વિષેની ખરી હકીકત અંતે પ્રકટ કરાવી ખરી. આથી મને તો ખાસ આનંદ થાય કેમ જે એનો કર્તા ના. જ હોવો જોઈએ એવું અનુમાન પ્રથમ પ્હેલું તારવનાર હું, અને હું એ તારવી શકેલો કેમકે ના. ના પૂર્વ ઇતિહાસ વિષે માહિતી મેળવનાર હું—એ અમુક નાટક કંપનીમાં "કવિ" હતો તેમાં ખોટ આવેલી, નવી નાટક કંપની ઉભી કરી એ કડવો અનુભવ ધોઈ નાખી એ પ્રવૃત્તિ કેટલું સારું રળતર આપે એવી છે તેનો પોતે ગુજરાતને દાખલો દેખાડવો એ ના. નો મહાન અભિલાષ, તે એના એ પૂર્વ ઇતિહાસ ઉપરથી કળી જનાર હું. આ મ્હારું અનુમાન આટલે વર્ષે સાચું ઠરે છે તેથી આનંદ થવો કુદરતી તે એ પડદા પાછળની વસ્તુને પડદો ખસેડી બહાર આણવામાં મુખ્ય હાથ ત્હમારો; એ રીતે એ આનંદ બેવડાય છે. મેં જે પ્રવૃત્તિ આદરેલી પણ જે મ્હારાથી તો અધૂરી રહેલી, માત્ર દિશા બતાવી શકેલો કે આ દિશાએ આગળ જાવ અને કોયડો સોલવો ઉકલશે, તે દિશામાં ત્હમે આગળ વધીને મ્હારું કેવળ અનુમાન હતું તેને સાચી હકીકત ઠરાવવાનો જશ બીજા કોઈને મળત તે કરતાં ત્હમે પ્રાપ્ત કર્યો એથી મ્હને બેવડો આનંદ ત્હમારા મ્હારા સંબંધને લઈને. વારું, હવે તો તબિયત સુધરી ગઈ હશે એવી આશા રાખું છું. શકુંતલા અને છોકરાંઓને આશિષ. હું છું ને આ ધરસોક થયો તેથી મ્હને ખાસ આનંદ થાય જ.

બળવંત

# શ્રી સયાજી સાહિત્યમાળાનાં
## જીવનચરિત્ર સંબંધી પુસ્તકો

સા. મા. અં.

41 **મહારાજા શિવાજી** કે. સિતારામ વાસુદેવ પેંડસે બી.એ. એલ્. આર. સી. આઇ. એમ. સી. પી. (મરાઠી) ૧૯૧૯ ૧– ૬–૦

૪૯ **વીર શિવાજી** કે. મુકુન્દરામ નિત્યારામ મહેતા, બી. એ. (Rawlinson) કૃત "Shivaji the Maratha" નો અનુવાદ ૧૯૨૦ ૧– ૦–૦

૫૩ **મણિશંકર કીકાણી** જયસુખલાલ પુરુષોત્તમરાય જોષીપુરા, એમ. એ. ૧૯૨૦ ૦–૧૫–૦

૫૬ **નેપોલિયન બોનાપાર્ટ** (ભાગ પહેલો) ગોકળદાસ મથુરાદાસ શાહ, બી. એ. એલએલ. બી., Abbot કૃત "Napolion Bonaparte"નો અનુવાદ (૧૯૨૪) ૨–૧૨–૦

૫૭ **નેપોલિયન બોનાપાર્ટ** (ભાગ બીજો) ઉપર પ્રમાણે (૧૯૨૪) ૨–૧૦–૦

૫૮ **નેપોલિયન બોનાપાર્ટ** (ભાગ ત્રીજો) ઉપર પ્રમાણે (૧૯૨૬) ૨–૧૨–૦

૫૯ **નેપોલિયન બોનાપાર્ટ** (ભાગ ચોથો) ઉપર પ્રમાણે (૧૯૨૬) ૩– ૦–૦

૭૮ **समुद्रगुप्त** કે. રવિશંકર અંબાશંકર છાયા, બી. એ. એલએલ. બી. (हिन्दी) (૧૯૨૨) ૦–૧૧–૦

૧૪૧ **નેલસનનું જીવનચરિત્ર** કે. હીરાલાલ હરજીવન ગણાત્રા, બી. એ. એલએલ. બી. સોલીસીટર, Robert "Southey કૃત Life of Nelson"નો અનુવાદ (૧૯૨૮) ૧– ૦–૦

૧૭૪ **મહીપતરામ** ભાનુસુખરામ નિ. મહેતા (૧૯૩૦) ૧– ૧–૦

224 રાજા, છબીલારામ બહાદુર માનશંકર પીતાંબરદાસ મહેતા. (૧૯૩૩) 1-14-0

233 भगवान बुद्धचरित्र व धर्मसार-संग्रह रामराव मार्तंड आपुरकर Kerns कृत "Manual of Buddhism" नो अनुवाद (१९३५) 1- 0-0

246 કેમિલિકેવુર-ઇટાલિયન રાષ્ટ્રવિધાયક, વિધારામ વમનજી ત્રિવેદી, (૧૯૩૭) 1- 8-0

259 મારું જીવન અને કાર્યક્ષેત્ર રમણલાલ વ. દેસાઇ, એમ. એ. હેન્રીફોર્ડ કૃત, "My Life and work" નો અનુવાદ (૧૯૪૦) 1-11-0

271 હ્યુએનત્સંગ દેવેન્દ્ર ર. મજમુદાર, એસ. બી. પી. એસ. (૧૯૪૦) 1- 8-0

275 नामदेव चरित्र ज.र. आजगांवकर (मराठी) (१९४१) 1-12-0

283 શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ (ત્રીજા) (ભાગ પહેલો) ચિમનલાલ મગનલાલ ડોક્ટર એમ. એ. એલએલ. બી. (૧૯૪૩) 1-12-0

284 શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ (ત્રીજા) (ભાગ બીજો) ચિમનલાલ મગનલાલ ડોક્ટર એમ. એ. એલએલ બી. (૧૯૪૩) 1-15-1

294 શ્રીમન્નૃસિંહાચાર્યજી મહેન્દ્રકુમાર મોતીલાલ દેસાઇ બી. એ. (૧૯૪૫) 2- 5-0

295 सागर : જીવન અને કવન યોગીન્દ્ર જગન્નાથ ત્રિપાઠી એમ. એ. બી. ટી. (૧૯૪૬) 2- 4-0

311 सागरની પત્રગંગા (સંપાદકો : ગોકુળદાસ દ્વારકાદાસ રાયચુરા અને યોગીન્દ્ર જગન્નાથ ત્રિપાઠી એમ. એ., બી. ટી. (૧૯૫૦) 1-12-0

314 આત્મવૃત્તાન્ત શ્રી છોટાલાલ નરભેરામ ભટ્ટ, કલાદીપ વિરચિત : સંપાદક : પ્રો. ગોવિન્દલાલ હરગોવિન્દ ભટ્ટ, એમ. એ. (૧૯૫૩) 5- 4-0